# સામાયિક સાર.



[ વિવેચન, સામાયિક અર્થ સહિત, અનુવાદ, સારાંશ, કવિતા, સામાયિકના પ્રશ્નોત્તર સહિત. ]

**મમતા પરિહાર કરો સઘળે, સમતા સમ સુખ કયાંય ન મળે;**
**ઘડી બે સમતા થકી ધ્યાન ધરો, દરરોજ સામાયિક જૈન કરો.**


**સંયોજક :**

બોટાદ સંપ્રદાયના પૂજ્ય શ્રી **માણેકચંદજી**
મહારાજનાં શિષ્ય મુનિ શ્રી **શિવલાલજી**
**સ્વામી** તથા મુનિ શ્રી **અમુલખજી.**





**પ્રકાશક :**

શાહ નીમચંદ ઠાકરશી
**ચોટીલા** [ કાઠીયાવાડ ]



વીર સંવત ૨૪૬૫ વિક્રમ સંવત ૧૯૯૬ ઈ. સ. ૧૯૩૯
પ્રત ૫૦૦ ] [ પ્રથમાવૃત્તિ.

**કિંમત સદ્‌ઉપયોગ.**

આ પુસ્તક અથથી ઇતિ સુધી વાંચવા વિનંતી છે અને
ખુલ્લે મુખે કે દિવાને અજવાળે વાંચવું નહિ.

# સામાયિક સાર.



[ વિવેચન, સામાયિક અર્થ સહિત, અનુવાદ, સારાંશ, કવિતા, સામાયિકના પ્રશ્નોત્તર સહિત. ]

મમતા પરિહાર કરો સઘળે, સમતા સમ સુખ કયાંય ન મળે;
ઘડી બે સમતા થકી ધ્યાન ધરો, દરરોજ સામાયિક જૈન કરો.

સંયોજક :

બોટાદ સંપ્રદાયના પૂજ્ય શ્રી **માણેકચંદજી**
મહારાજનાં શિષ્ય મુનિ શ્રી **શિવલાલજી**
**સ્વામી** તથા મુનિ શ્રી **અમુલખજી.**



પ્રકાશક :

શાહ નીમચંદ ઠાકરશી

ચોટીલા [ કાઠીયાવાડ ]



વીર સંવત ૨૪૬૫ વિક્રમ સંવત ૧૯૯૫ ઈ. સ. ૧૯૩૯

પ્રત ૫૦૦ ] [ પ્રથમાવૃત્તિ.

કિંમત સદુપયોગ.

## દોહરો.

શાસન રહે જિન આણથી, આજ્ઞાએ વ્યવહાર;
નિજમત કલ્પીત જે કહે, તે ન લહે ભવ પાર. ॥૧॥

શિવમગ જેણે અનુભવ્યો, તે શ્રી જિનવર દેવ;
એ વિણ બહુમતિ કલ્પના, કાલ અનાદી કુટેવ. ॥૨॥

નિજમત હઠ સર્વ છોડીને, કરી જિન વચન વિચાર;
ઉત્તમ નરભવ પામીને, નિજપર આતમ તાર. ॥૩॥

સમય સાર વાંચ્યો હશે, કહેશે સામાયિકની ના;
સામાયિક સાર વાંચતા થકા, હૃદય કહેશે હા. ॥૪॥



'**અમૃત વિજય**' પ્રિન્ટીંગ પ્રેસમાં
**વાડીલાલ કાકુભાઈ સંઘવીએ** છાપ્યું.
ઠે. માણેકચોક પોષ્ટ ઑફીસ પાસે-**અમદાવાદ.**

# બે બોલ.

શ્રી ચોટીલા જૈન સ્થાનકવાસી સંઘ તથા રા. રા. મનસુખભાઈ ચોટીલાના માજી થાણુદાર સાહેબના બે વર્ષના સતત્ પ્રયાસથી પૂજ્ય મહારાજ **શ્રી માણેકચંદજી** સ્વામીનું ચાર્તુમાસ અહીં નિર્ણિત થયેલ છે. આ વખતે ઘણુા જૈન ભાઈઓના આગ્રહથી તથા મનસુખભાઈનો નિયમિત સામાયિક કરવાનો પ્રેમ જોઈ પૂજ્યશ્રીએ બહુજ મુદ્દાસર સામાયિકનું સ્વરૂપ સમજી શકાય એ વસ્તુ ધ્યાનમાં રાખી આ પુસ્તક તૈયાર કરેલ છે. પૂજ્ય શ્રી માણેકચંદજી મહારાજશ્રી એક પ્રતાપી શાસ્ત્રવિશારદ અને પ્રખર વ્યાખ્યાતા છે. તેમની વ્યાખ્યાન શૈલી સાથે સુત્ર-સિદ્ધાંત તથા અનુભવ જ્ઞાનનો સુમેળ થયેલો હોવાથી તેમનું વ્યાખ્યાન જૈન-જૈનતર ભાઈઓને આકર્ષી શકે છે. જે સ્હેજે વાંચક વર્ગ ' સામાયિક સાર ' વાંચી તેમની વિદ્વતાનો પરિચય કલ્પી શકશે.

આ પુસ્તકમાં સામાયિકનું સ્વરૂપ તેમ તેને લગતાં અસરકારક દ્રષ્ટાંતો સામાયિકનું મહત્વ સમજાવવામાં જૈન સમાજને ઘણુા ઉપયોગી થઈ પડશે. આ પુસ્તકને માત્ર જૈન સ્થાનકવાસી સંપ્રદાયિક ન બનવતાં તે આખા જૈન સમાજને ઉપયોગી નીવડે એવો યથાશક્તિ પ્રયત્ન કરવામાં આવ્યો છે તેમજ સામાયિકના દરેક પાઠનું સરળ પૃથ્થકરણુ કરી દરેક દ્રષ્ટિ બિંદુએ આ પુસ્તક લખાયું છે.

આ પુસ્તક વાંચતા આપણામાં સમભાવ ઉત્પન્ન થયા વગર રહેતો નથી તેમજ આ પુસ્તકમાં બીજાના વિચારોનો પડઘો નથી પણ પૂજ્યશ્રીના ધર્મપ્રેમી સાચા હૃદયનો રણકો એમ આપણને સ્પષ્ટ સંભળાય છે.

પૂજ્યશ્રીની ભાષા સાદિ, સરળ, શિષ્ટ અને સંસ્કારી છે, આડંબર લેશ પણ નથી.

આ પુસ્તક વાંચવાથી જન સમાજને સામાયિકની ઉપયોગી માહિતી, સાચું સ્વરૂપ, નવા વિચારો, નવી ધર્મ પ્રત્યેની ભાવનાઓ તેમજ ધર્મ પ્રત્યેના નવા અંકુરો આપણા હૃદયમાં જરૂર સ્ફુરશે એવી આશા છે.

આ પુસ્તક ચોટીલામાં પૂજ્ય મહારાજ શ્રી ૧૦૦૮ માણેકચંદજી મહારાજ તથા વ્યાખ્યાની સુશિષ્ય શિવલાલજી સ્વામિ તથા વિદ્યાર્થી સુશિષ્ય અમુલખજીએ ચાર્તુમાસની શરૂઆતમાં તૈયાર કરી આ સુંદર તક મને આપેલ છે. તેથી હું તેમનો અનહદ ઋણી છું.

આ પુસ્તકનો જૈન–જૈનેતરોમાં બહોળો પ્રચાર થાય અને તેનું સતત્ મનન અને નિદિધ્યાસન થાય તો આ મારો અલ્પ પ્રયાસ સફળ થયો ગણાશે.

સંવત ૧૯૯૫ — લી. સેવક,
બીજા શ્રાવણ સુદ ૫ — શાહ નીમચંદ ઠાકરસી
મુ. ચોટીલા.

## પૂ. માતુશ્રી મોંઘીબાઈ.



જન્મ : સંવત ૧૯૨૦.

# અર્પણ પત્રિકા.

---

શિરછત્ર તીર્થરૂપ પૂજ્ય માતુશ્રી **મોંઘીબાઇ**

અમે આપના બાળકો આપના અનન્ય વાત્સલ્યભાવથી ઉછરી, ધર્મ અને નીતિના બીજથી સંસ્કૃત થઇ આધુનિક શિક્ષણ પામ્યા છીએ. આપનો માતૃપ્રેમ તથા આપના સદ્-ગુણો ધર્માભિમુખતા કાર્યપરાયણતા તેમજ સેવા વૃત્તિના પ્રેરણાના સ્ફુરણોએ અમારા અનભિજ્ઞ આત્માને સંસ્કારી બનાવ્યા છે.

આપનું પ્રતિક્ષણ સ્મરણ એ અમારા જીવનની એક ધન્ય ક્ષણ છે એવા આશયથી આપના અનહદ ઉપકાર અને સદ્ગુણોના સ્મરણ ચિન્હ તરીકે આ "સામાયિક સાર" આપના ચરણ કમળમાં સમર્પી અમે અત્યાનંદ અનુભવી યત્કિંચિત્ કૃતકૃત્ય થયા માનીએ છીએ.

અમે છીએ આપના ઋણી પુત્રો.

શાહ હીરાચંદ ઠાકરસી (સ્વર્ગસ્થ)

શાહ રાયચંદ ઠાકરસી

શાહ નીમચંદ ઠાકરસી

---

# પ્રસ્તાવના.

શ્રી સ્થાનકવાસી જૈન સંપ્રદાયમાં વિચરતાં વયોવૃદ્ધ, પ્રતિભાશાળી અને સરલ સ્વભાવી ગણાતા મુનિ મહારાજ પૂજ્ય શ્રી **માણેકચંદજી** સ્વામીના શિષ્ય મુનિ શ્રી **શી**વલાલજી મહારાજ જૈન ધાર્મિક વિષયનું ખુબ મનન, વાંચન અને મંથન કરીને ચાલુ જમાનાને અનુકુળ થઇ પડે તેવા સંગ્રહનો જૈન સમાજમાં પ્રચાર કરવાનું કરી રહ્યા છે. તેમના તરફથી 'પંચ પરમેષ્ટિ પ્રભાવ' તથા 'અર્હદાસ ચરિત્ર' એ પુસ્તકો પ્રગટ થઇ ગયેલા છે. જેમાં શ્રી 'પંચ પરમેષ્ટિ પ્રભાવ' ખુબ આદર પામે છે તેથી તેની ત્રણ આવૃતી બહાર પડી ચુકી છે. ત્યાર પછી આ સામાયિક સાર પ્રગટ થાય છે. આ પુસ્તક જૈન સમાજમાં ખુબ આદર પામશે તેમા શંકા નથી. કારણ કે સામાન્ય વર્ગ સમજી શકે તેવી સ્હેલી શૈલીથી આ સંગ્રહ તૈયાર થયેલ છે.

સામાયિક સારમાં સામાયિકના પ્રત્યેક અંગોનું ખુબ દીર્ઘદર્શી વિવેચન કરવામાં આવેલ છે. સામાયિકને લગતા અનેક પુસ્તકો આજે પ્રચલિત છે, તેમાં આ પુસ્તક જુદોજ પ્રકાશ પાડે છે. આસ્તિક અને નાસ્તિક દરેકને ઉપયોગી થઈ શકે અને સામાયિકનું રહસ્ય સહેલાઇથી સમજી શકાય એ રીતે તમામ અંગોની વિવિધ ચર્ચા કરવામાં આવી છે.

જૈનધર્મનું પ્રથમ પગથીયું સામાયિક છે. આ સામાયિકના શાસ્ત્રકારોએ ત્રણ ભેદ કહ્યા છે:—

૧ સમકિત સામાયિક, ૨. શ્રુત સામાયિક, ૩ ચારિત્ર સામાયિક.

૧. **સ**મકિત **સા**માયિક—વીતરાગપર, વીતરાગના પ્રરૂપેલા ધર્મ પર અને વીતરાગની વાણીને પ્રસારતા મુનિ મહારાજો પ્રત્યે

શ્રદ્ધા રાખી, મિથ્યાત્વના બંધનો દુર કરી, સમકિત પ્રાપ્ત કરી એમાં નિમગ્ન રહેવું એ સમકિત સામાયિક.

૨- **શ્રુત સામાયિક**—સમભાવ પ્રાપ્ત થાય, આત્મજ્ઞાન વિકાસ થાય, મિથ્યાત્વનું ભાન થાય અને વીતરાગના સિદ્ધાંતોનું રહસ્ય સમજાય તેવા જ્ઞાનનો અભ્યાસ કરવો એનું નામ શ્રુત સામાયિક.

૩. **ચારિત્ર સામાયિક**—મન, વચન અને કાયાથી સમભાવનું પાલન કરવું તેનું નામ ચારિત્ર સામાયિક.

ચારિત્ર સામાયિકના બે વિભાગ છેઃ—૧ દેશ વિરતી, ૨ સર્વ વિરતી.

૧. **દેશ વિરતી**—શ્રાવક ગૃહસ્થો પોતાની અનેક વ્યાધિમાંથી ઘડીભર મુક્ત થઈ બે ઘડી સમય પુરતા આત્મ ધ્યાનમાં તદાકાર બને એનું નામ દેશ વિરતી.

૨. **સર્વ વિરતી**—સંસારનો ત્યાગ કરી પળે પળે જેનું ચિત્ત સમભાવ પોકારી રહ્યું હોય તેનું નામ સર્વ વિરતી. સર્વ વિરતી સામાયિક સાધુઓજ પાળી શકે છે.

ઉપર જણાવેલ સામાયિકનો મહીમા છે. દરેક જૈને નિયમિત સામાયિક કરવીજ જોઇએ. પણ ખેદની વાત છે કે—જૈનોનું ધર્મ પ્રત્યે વધારે પડતા પ્રમાણમાં આજના યુગમાં દુર્લક્ષ થઇ રહ્યું છે. ધર્મ શ્રદ્ધા અને આસ્થામાં શીથીલતા વધતી જાય છે. સુધરેલો ગણાતો એવો એક વર્ગ હંમેશા ધર્મ પ્રત્યે બેદરકાર બની રહ્યો છે. જૈનોમાં અનેક શ્રીમંતો છે, અનેક દાતાઓ છે, કેળવણી પામેલો વર્ગ પણ છે. અનેક વિદ્વાન મુની મહારાજો છે, છતાં બીજા ધર્મોની સરખામણીમાં જૈન ધર્મની આંતરિક સ્થિતિ દિવસે દિવસે અસહ્ય બનતી જાય છે.

વધારે ખેદની વાત એ છે કે સંસ્કારી અને કેળવાએલ એવા જૈન સમાજમાં આંતર કલહ રોજ બરોજ ઉગ્ર બની રહ્યા છે. સાંસારિક ઉપાધીઓ ખુબ વધતી જાય છે. અનેક પ્રકારના રંગરાગ, માયા મમતાના બંધન, લક્ષ્મી અને મહત્વાકાંક્ષાની લાલસાઓ વિગેરે અનેક નબળાઇઓ વચ્ચે લોકોનું જીવન અટવાઈ પડયું છે. સહુ શાંતિ ઇચ્છે છે પણ શાંતિ મળતી નથી.

આ વ્યથા અને મનોવેદનાગાંથી શાંતિ મેળવવાનો ઉપાય માત્ર ધર્મ છે. તે માટે ધર્મ પ્રત્યે શ્રદ્ધા પ્રગટ થવી જોઇએ અને પ્રગટ થયેલી શ્રદ્ધાને ટકાવી રાખવા તથા તેમાં પ્રગતિ કરવાનું પ્રથમ પગથીયું સામાયિક છે.

જે વર્ગને ધાર્મિક ક્રિયા પ્રત્યે અણગમો છે તેમણે આ પુસ્તકનું મનન કરવાની ખાસ આવશ્યકતા છે. ક્રિયાથીજ ભાવ ઉત્પન્ન થઇ શકે છે અને ઘડી ઘડીમાં આથડતું ચિત્ત સ્થિર રાખી શકાય છે તેનું સામાયિક સારમાં આબેહુબ વર્ણન કરવામાં આવ્યું છે. સામાયિકના તમામ અંગોનું વિગતવાર પૃથક્કરણ કરવામાં આવેલ છે જેથી સામાયિકના તમામ અંગો સહેલાઇથી સમજી શકાય, આચારમાં ઉતારી શકાય અને ધર્મ પ્રત્યે શ્રદ્ધા પ્રગટાવી શકાય. એટલે આજની મનોવેદનામાંથી શાંતિ પ્રાપ્ત કરવાનો માર્ગ સરલ થશે.

જે વર્ગ નિયમીત સામાયિક કરનાર છે તેમણે પણ આ પુસ્તકનું ખુબ મનન કરવું જરૂરી છે. આજે જે સામાયિક કરવામાં આવે છે તેમાં કેટલાએ પ્રાથમિક દોષો થઈ રહ્યા છે. જે દોષ અતિ સામાન્ય હોય છે પણ માણસોને પુરતુ જ્ઞાન અને માહીતી નહી હોવાને કારણે એવા દોષ બની રહ્યા હોય છે. તેમને માટે આ પુસ્તક ખુબ માર્ગદર્શક થઇ પડે તેમ છે.

આ પુસ્તકમાં સામાયિકની વિધિ, સામાયિક કરવાની આવશ્યકતા, બત્રીસ દોષોનું સ્પષ્ટીકરણ, મનનો નિગ્રહ કરવાનો ઉપાય, હેતુ, ન્યાય અને દ્રષ્ટાંત વિગેરે પ્રશ્નો ખુબ સ્હેલી રીતે ચર્ચવામાં આવેલ છે. તમામ જૈન ભાઇઓ તથા બ્હેનો પુરતા પ્રમાણમાં આ પુસ્તકનો લાભ લઇ અને મંથન કરી આચાર તથા વ્યવહારમાં ઉતારે તોજ સાચી અને શાશ્વત શાંતિ મળી શકશે અને આ ગ્રંથનો ઉદ્દેશ સફળ થયો ગણાશે. અંતમાં એક વસ્તુ જણાવવાની મને જરૂર લાગે છે કે, શેઠ શ્રી **રાયચંદ ઠાકરશી** તથા તેમના લઘુ બંધુ શ્રી **નીમચંદ ઠાકરશી શાહ** (કલકત્તાવાળા) તથા શ્રી **જગજીવનદાસ હીરાચંદ** (અમદાવાદવાળા) તથા **કોઠારી ત્રંબકલાલ ગુલાબચંદ** (ભડકવા-વાળા) ની સ્હાયથી આ પુસ્તક પ્રગટ થવા પામ્યું છે. સામાયિક સારના પ્રકાશન કાર્યમાં આ બધા ભાઇઓનો મુખ્ય હિસ્સો હોવાથી તેમની પણ કદર થવી ઘટે છે. ૐ શાંતિઃ

લી. સેવક,

**ચોટીલા** (કાઠીયાવાડ)
**આસો, ૧૯૯૫**

**ભુરાલાલ કમળશી ખંધાર.**



## ગુરૂ પ્રશસ્તિઃ વા ગુરૂ ગુણ ગીતાષ્ટકઃ

### मंदाक्रान्ता.

शान्ताकारं, विवेक सदनं, ज्ञान वृद्धं, मुनिशं,
शास्त्र धारं, सरल हृदयं, उग्र ध्यानं, गुणज्ञं;
दोषै र्मुक्तं, विमल वदनं, शान्त चित्तं प्रबुध्धं,
वंदे धिरं, गुरु व महं, देव माणिक्य चंद्रम्. ॥१॥

### मालिनी.

भव जले निधि नावं, मोह निंद्रा विमुक्तं,
प्रशम रस निमग्नं, भाजनं सद्गुणानां;
सतत विमल ध्यानं, स्याद्वाद प्रविणं,
समय समय वंद्यं, देव माणिक्य चंद्रम. ॥२॥

### वसंततिलका.

रागादि दोष रहिताय, परायणाय,
स्याद्वाद तत्त्व कुशलाय, हितात्मकाय;
माणिक्य चन्द्र गुरुवे, गुण मंडिताय,
तस्मै नमोऽस्तु सततं, मुनि पुंगवाय. ॥३॥

### उपजाति.

योगेश्वरं, ज्ञान वरं सुधिरं,
पूर्णोदयं, पुण्यरूपं, मुनिशं;

प्रशान्त मूर्तिं, परमं पवित्रं,
त्वं देव माप्तं शरणं प्रपद्ये. ॥४॥

अनुष्टुप.

नमो माणिकय चंद्राय, अजिताय महात्मने
पारंगताय शास्त्राब्धे, र्नमोत्सु मे नमोस्तु मे. ॥५॥
नमोऽस्तु गुरुदेवाय, सुधीराय तपस्विने;
ज्ञान ध्यान वरिष्टाय, नमोऽस्तु मे नमोऽस्तु मे. ॥६॥
शान्त रस निमग्नाय, ज्ञान रक्षकाय वः;
धी ध्यान मूर्त्तये नित्यं, नमोऽस्तु मे नमोऽस्तु मे. ॥७॥
वक्तव्यं पबलं यस्य, वृद्धीगतं पुनः पुनः
पुर्वोक्त गुण युक्ताय, नमोऽस्तु मे नमोऽस्तु मे. ॥८॥

योजकः—मुनि शिवलालजी.

समग्र कर्माणि च यान्ति सिद्धि-
येना खिला व्याधय एव शान्तिम् ॥
जन्मावसाने विदुरं भयातः
तं वर्णयामो सामायिक सूत्रम् ॥

**અર્થ:**—જેનાથી સમગ્ર કાર્ય સિદ્ધ થાય છે, જેનાથી સમગ્ર વ્યાધીઓ શાન્ત થાય છે, જેનાથી જન્મ મરણુ દુર જાય છે તે સામાયિક સૂત્રના સારને અમો વર્ણવીએ છીએ.

# આભાર.

સર્વ ધર્મ ક્રિયાઓ માનસિક શુદ્ધિ અને આત્મિક ઉન્નતિ કરવા અર્થે છે. જૈનધર્મની સર્વ ક્રિયાઓમાં મુખ્ય ક્રિયા સામાયિક છે અને સામાન્ય જનતા સ્હેલાઈથી સામાયિકનો અર્થ અને ભાવ સમજી શકે એ હેતુથી 'સામાયિક સાર' પુસ્તક તૈયાર કર્યું છે. તે સંબંધી મારા ધર્મગુરૂ ધર્માચાર્ય પૂજ્ય શ્રી માણેકચંદજી મહારાજ પાસે જે સામાયિકનો મહિમા સાંભળ્યો છે જેથી હું આ 'સામાયિક સાર' પુસ્તક લખવાને શક્તિશાળી થઈ શક્યો છું તેથી હું તેમનો ઘણોજ આભારી છું.

આ પુસ્તક જનતા સમક્ષ રજુ કરવાનો ઘણા સમયથી મારો પ્રયત્ન હતો તે આજે ગુરૂ-પ્રતાપે પુરો કરૂં છું.

આ પુસ્તક લખતી વખતે શ્રી ઠાણુંગજી સૂત્ર, શ્રી ભગવતિજી, જ્ઞાતાજી, અનુયોગદ્વાર, ઉતરાધ્યયનજી, આવશ્યક, ભાવના શતક, જવાહિર વ્યાખ્યાન સંગ્રહ પુસ્તક બીજું, સામાયિક પ્રકાશ, સામાયિક-પ્રતિક્રમણ (ભાયાણી) ત્રીવેણી સંગમ વિગેરે સૂત્રો તથા ગ્રંથોનો આધાર લેવાથી આ પુસ્તકનું કાર્ય સરળ થઈ શક્યું છે.

આ પુસ્તકમાં કંઇ ભૂલચૂક જણાય તો સજ્જન વાંચકો અમને જરૂર જણાવે જેથી બીજી આવૃત્તિમાં સુધારો કરી શકાય.

લી.

મુનિ શ્રી શીવલાલજી.
મુનિ શ્રી અમુલખજી.

# જૈન ધર્મ અને અજૈન સંસાર.

જૈન ધર્મ અનાદિ કાળનો છે. આ વાત નિર્વિવાદ તથા મતભેદ રહિત છે.

—લોક માન્ય તિલક.

મનુષ્યની ઉન્નતિ માટે જૈન ધર્મનું ચારિત્ર બહુ લાભદાયી છે. આ ધર્મ બહુ અસલી, સ્વતંત્ર, સાદો અને વિશેષ મૂલ્યવાન છે.

—ડૉ. એ. ગિરનાર. પેરિસ.

કેવા ઉત્તમ નિયમ અને ઉચ્ચ વિચારો, જૈન ધર્મ અને જૈન આચાર્યોમાં છે.

—ડૉ જોહન્નેસ હસ્ટર જર્મની.

જૈન ધર્મ એવો પ્રાચીન ધર્મ છે કે, જેની ઉત્પત્તિ તથા તેના ઇતિહાસની શોધ કરવી અતિશય દુષ્કર છે.

—લાલા કન્નુમલજી.

નિસંશય જૈન ધર્મજ પૃથ્વી પર સત્ય ધર્મ છે અને આ જ ધર્મ મનુષ્ય માત્રનો આદિ ધર્મ છે.

—મિ. આવે. જે. એ. ઉવાઇ મિશનરી.

જૈન ધર્મ સર્વથા સ્વતંત્ર ધર્મ છે.

—ડૉ. હર્મન જેકોબી જર્મની.

હું જૈન સિદ્ધાંતોના સૂક્ષ્મ તત્ત્વોનો પૂર્ણ પ્રેમી છું.

—મૂહમદ હાફિજ સૈયદ.

મને જૈન તીર્થંકરોની શિક્ષા માટે અતિશય ભક્તિ છે.

—નૈપાલચંદ.

મને જૈન સિદ્ધાંતનો અત્યંત શોખ છે, કારણ કર્મ સિદ્ધાંતનું આમાં સૂક્ષ્મ રીતે વર્ણન કરેલ છે.

—એમ. ડી. પાહેડ, થીઓસોફિકલ સોસાયટી.

મહાવીરે એકી અવાજે હિંદમાં એવો સંદેશો ફેલાવ્યો કે ધર્મ તે સામાજીક રૂઢી નથી પણ વાસ્તવિક સત્ય છે.

—રવિન્દ્રનાથ ટાગોર.

જૈન ધર્મની ઉપયોગિતાને સર્વ રૂપથી પશ્ચિમીય વિદ્વાનોએ સ્વીકારવી જોઇએ.

—ડૉ. જોલી પ્રોફેસર જર્મની.

ભારત વર્ષમાં ધર્મની પ્રધાનતા રહી ત્યાં સુધી તેનો ઈતિહાસ સુવર્ણાક્ષરોથી લખવા યોગ્ય હતો.

—રેવરેન્ડ જે. સ્ટીવેન્સન્રી.

જિનેશ્વરોએ ઉપદેશ આપેલ છે, તેને ધ્યાનપૂર્વક સાંભળો. હું ઈશ્વરની પ્રાર્થના કરૂં છું કે સંસારના સર્વ મનુષ્ય તેમના ઉપદેશ પ્રમાણે પોતાનું જીવન વ્યતીત કરે.

—શ્રીમતી એનીબીસેંટ.

જૈન ધર્મના શ્રાવક તથા મુનિ બન્નેનું ચારિત્ર મનુષ્ય માત્રને આદર્શ રૂપ છે.

—ગંગાપ્રસાદ જી. એમ. એ.

હું આપને કયાં સુધી કહું ? મોટા મોટા પ્રસિદ્ધ ધર્માચાર્યોએ પોતાના ગ્રંથોમાં જન ધર્મનું ખંડન કરેલ છે. તે એવું છે કે, જેને જોવાથી હાસ્ય છુટે છે. સ્યાદ્વાદનો આ (જૈનધર્મ) અભેદ્ય કિલ્લો છે જેની અંદર વાદવિવાદ કરનારનાં માયામય ગોળા પ્રવેશ કરી શકતા નથી. એક દિવસ એવો હતો કે જૈન ધર્માચાર્યોના પ્રવચનથી દશે દિશા ગાજી ઉઠતી હતી. જૈન દર્શન વેદાન્ત દર્શનથી પણ પ્રાચીન છે, એવું માનવાને મને હરકત નથી.

—પં. સ્વામી રામમિશ્રજી શાસ્ત્રી.

બ્રાહ્મણ ધર્મને જૈન ધર્મેજ અહિંસા ધર્મ બતાવ્યો. હિંદુ ધર્મમાં જૈન ધર્મના પ્રતાપેજ માંસ ભક્ષણ તથા મદિરા-પાન બંધ થયા. —લોક માન્ય તિલક.

ગરીબ પ્રાણીઓનું દુઃખ ઓછું કરવા માટે જર્મનીમાં અનેક સંસ્થાઓ વર્તમાનમાં નીકળી છે પરંતુ જૈન ધર્મ આ કાર્ય હજારો વર્ષોની પૂર્વેથી કરતો ચાલી આવી રહ્યો છે.

—મિ. જોહન્ના હરેલ જર્મની.

જૈન ધર્મમાં અહિંસા તત્ત્વ અત્યંત શ્રેષ્ઠ છે.

—રા. રા. ગોવિંદ આપ્ટે બી એ.

જૈન ધર્મના મહત્વ પર મારી હાર્દિક આસ્થા છે.

—ગંગાપ્રસાદજી મહેતા આચાર્ય.

મારા ચિત્તમાં જૈન ધર્મ પ્રતિ અત્યંત આદર છે. પૂર્વ-કાલીન સ્થિતિમાં હિંદુ સમાજમાં અનેક બુરાઇઓ પેસી ગઇ

હતી. જેનો સુધારો જૈન ધર્મેજ કર્યો છે. જૈન ધર્મમાં અહિંસાનું યથાર્થ સ્વરૂપ પ્રતિપાદન કરેલ છે. ગૃહસ્થ જૈન રાજાઓએ મહાન પવિત્ર કાર્ય કર્યા છે અને મહાન વિજયો પ્રાપ્ત કર્યા છે. જૈન ધર્મની શિક્ષાથી સામાજીક જીવન પણ પૂર્ણ થઈ શકે છે. હિંદુ માત્રે જૈન ધર્મના કૃતજ્ઞ થવું જોઇએ કારણ કે તે ધર્મે હિંદુ સમાજની અનેક બુરાઇઓનું સંશોધન કર્યું છે.

—પ્રોફેસર ચતુરસેન શાસ્ત્રી.

જૈન ધર્મ સુખ અને શાંતિ પ્રાપ્ત કરવાનું સાધન છે. ભગવાન મહાવીરનો ઉપદેશ જ્ઞાનમય તથા ચારિત્રને સુધારનાર છે. પ્રાણી માત્ર પર દયાનો સિદ્ધાંત તે અમૂલ્ય સિદ્ધાંત છે.

—ફણી ભૂષણ એમ. એ.



# ભૂમિકા.

જિસ પ્રકાર હિંદુઓંકે લિયે સન્ધ્યા, મુસલમાનોકે લિયે નમાજ ઔર ઈસાઇયોંકે લિયે પ્રાર્થના આવશ્યક કર્ત્તવ્ય હૈ, ઉસી પ્રકાર જૈન સમાજકે લિયે પ્રાર્થના આવશ્યક ઔર પ્રધાન કર્ત્તવ્ય હૈ !

સામાયિક કરનેકા મુખ્ય ઉદ્દેશ્ય પર ભાવસે મનકો ફિરાકર સ્વ ભાવ (આત્માકે જ્ઞાનાદિ ગુણોં) મેં સ્થિર કરનેકા હૈ. આત્માર્થીયોંકે લિયે તો સમસ્ત જીવનહી સામાયિકમય હોતા હૈ, કિન્તુ જો સંસાર વ્યવહારમેં રહતે હૈં, જિન્હેં કુટુમ્બ પાલનાદિ વિવિધ લૌકિક પ્રવૃત્તિયોમેં રહના પડતા હૈ, જો અપના સભી સમય નિવૃત્તિ–માર્ગમેં લગાનેમેં અસમર્થ હૈં અઇસે ગૃહસ્થ વર્ગકે લિયે દિન–રાતકી સાઠ ઘડિયોંમેંસે કમસેકમ દો ઘડી જિતના સમય સામાયિકમેં લગાના આવશ્યક હૈહી. સાંસારિક સંકટોંમેં ફંસકર વિવિધ તાપસે તપે હુએ ગૃહસ્થોંકો સામાયિકમેં અપૂર્વ શાંતિ પ્રાપ્ત હોતી હૈ.

સામાયિકમેં શારીરિક ઔર વાચિક સ્થિરતાકે સાથ સાથ માનસિક સ્થિરતા પ્રાપ્ત કરનેકા લક્ષ્ય રહેતા હૈ. યદ્યપિ શારીરિક ઔર વાચિકકી તરહ માનસિક સ્થિરતા સહન સાધ્ય નહી હૈ, તથાપિ પ્રયત્ન કરતે ૨ ઉત્તરોત્તર વૃદ્ધિ હોકર

મનો–નિગ્રહ હો સકતા હૈ. જહાં સાંસારિક વ્યવહારોં કો સમ્હાલતે હુએ માનસિક ભાવ વિષયોં ઔર કષાયોંમેં લગા રહતા હય, વહાં સામાયિકમેં સ્થિત હોને પર સાંસારિક વ્યવહારોં કો ભૂલ કર મન ધાર્મિક વિચારોંમેં લગ જાતા હૈ. ફિર ભી મનકી ગતિ ચંચલ હોનેસે યહ નિર્ધારિત સીમા સે ભાગ કર અસીમ દિશાઓંમેં ભ્રમણ કરને લગ જાતા હૈ, તથાપિ સતર્કતા ઓર સાવધાનીપૂર્વક કર્ત્તવ્ય પાલનેવાલે મહાનુભાવ ઉસે બલપૂર્વક શીઘ્ર કાબુમેં કર લેતે હય. ઈસ પ્રકાર મનકી ગતિ પર અધિકાર જમાતે ૨ યહાં તક હો જાતા હય કિ જિસસે મુહૂર્ત પર્યન્ત ધ્યાન એક વિષય મેં ટિકા રહે. માનસિક સ્થિરતાવાલા મનુષ્ય અપને આત્મ બલ કો બઢાતા હુઆ કાલાન્તરમે પરમાત્મ દશાકા અનુભવ કરને લગ જાતા હય. ઐસે મહાન્ આત્મ બલકી સાધના સામાયિક અવસ્થા મેં હી સુલભ હય. યદિ યહ ભી કહા જાય કિ સામાયિક હી પરમાત્મ દશા કી સાધનિકા હય તો ભી કિસી પ્રકાર કી અતિશયોક્તિ નહીં હય.

આત્મ બલકે દ્વારા લોગોંકો ચમત્કાર દિખાકર સ્વાર્થ સાધનેવાલે “હિપ્નોટિસ્ટ” તો આજ ભી દેખે જાતે હય, જિસસે નિઃસંકોચ યહ સ્વીકાર પડતા હય કિ આત્મ બલ મેં અપૂર્વ શક્તિયાં રહી હુઇ હય, જિનકે દ્વારા અનેક વિકટ કાર્ય સાધે જા સકતે હય. ઈસી પ્રકાર સામાયિક મેં ભી આત્મ બલકો પ્રગટ કર અલૌકિક શક્તિ પ્રાપ્ત કી જાતી હય. ઔર યહ ક્રિયા લૌકિક વાસના સે

રહિત હોને કે કારણ કર્ત્તાકી આત્માકો નિર્મલ કર દેતી હય. બઢતે બઢતે યહાં તક પરિણામ હોતા હુય કિ અઇસે આત્મબલી અપને કર્મ મલકો ધોકર "વિહુય રયમલા" બન કર "ચન્દેસુ નિમ્મલયરા" હો જાતે હય, ઓર અંતમેં "સિદ્ધિગઈ નામધેયં ઠાણું સંપત્તાણું" હોકર અનન્ત સુખોં કે ભોક્તા બન જાતે હય. શુદ્ધ સામાયિક અસંખ્ય ભવોં કે જમે હુએ પાપ રૂપ અન્ધકાર કા નાશ કર આત્મ સૂર્ય કી અખંડ જ્યોતિ પ્રકટ કર દેતી હય. પંચમ ગુણસ્થાન સે લેકર ઉપર કે સભી ગુણોં કો પ્રાપ્ત કરાનેવાલી સામાયિક આત્મા કે લિયે અનન્ત ઉપકારિણી હય.

પ્રારંભમેં યદિ મનોનિગ્રહ નહીં હો સકે તો ભી શારીરિક ઓર વાચિક શક્તિ પર અંકુશ રહને સે ઇતને દર્જે તક તો હમ અહિતકર માર્ગ સે વંચિત રહ સકતે હય. ઇતને સમય તક હમારા શરીર ઓર વાણી કિસી કો પીડા કારી નહીં હો સકતે.

શાસ્ત્રકાર કહતે હય કિ એક મુહૂર્ત કી શુદ્ધ સામાયિક મહા ફલદાયિની હય. યદિ હમ એક સાથ એક મુહૂર્ત તક શુદ્ધ સામાયિક નહીં કર સકતે, તો ભી પ્રતિદિન એક સામાયિક કરતે હુએ ઓર ઉસ સારી સામાયિક મેં સે યદિ એક મીનટ ભી હમારા શુદ્ધ હો ગયા તો ૪૮ દિન મેં હમ એક મુહૂર્ત પૂરા કર સકતે હય. ઈસ પ્રકાર શ્રદ્ધા ઓર

જ્ઞાન પૂર્વક સામાયિક કરતે રહને સે હમારા આત્મા પાપ બન્ધ કે ભારી ભાર સે હલ્કા હોકર અલૌકિક પુણ્ય કા અધિકારી હો સકતા હય. ઈસ લિયે સામાયિક સદૈવ કરના હી ચાહિયે.

ઈસ પ્રકાર અનેક આત્મિક ગુણો કી જનની આત્મ બલ બર્દ્ધિની સામાયિક કા જનતા મેં જિતના પ્રચાર કિયા જાય ઉતના અચ્છા હય. જગત ભર કા ભલા ચાહને વાલે સજ્જન તો યહી ભાવના રખેંગે કિ સભી મનુષ્ય જિનેન્દ્ર ભગવાન કી બતાઈ હુઇ કલ્યાણકારિણી સામાયિકકા આદર કર અપના હિત સાધેં કિન્તુ પાઠકોં કો યહ જાન કર આશ્ચર્ય હોગા કિ ઈસી ભારત ભૂમિ કે પવિત્ર પટલપર અઇસે ભી મહાનુભાવ રહતે હય, જો સામાયિક કો હી કર્મ બન્ધન મેં જકડને વાલી માન કર બહિષ્કાર કરતે હય. કાઠિયાવાડ પ્રાન્ત મેં હમારી સમાજ મેં સે હી એક એસે મહાત્મા નિકલ પડે હય. વે ભોલી જનતા કો ભ્રમ મેં ડાલને કે લિયે કહેતે હય કિ " મેં સામાયિક કરૂં, અઇસા વિચાર કરનેવાલા ૭૦ ક્રોડા ક્રોડી સાગરોપમ કી સ્થિતિ વાલા મહા મોહનીય કર્મ બાંધતા હય " વાહ ! અગ્ર માનવ સમાજ કે પતન મેં કસર હી કયા હય ? જિસ કલ્યાણ કારિણી સામાયિક કા તીર્થંકરો કે સમય સે અગ્ર તક જૈન સમાજ કે સભી ફિરકો મેં આદર હુઆ હય બલ્કિ સ્થાનકવાસી જૈન સમાજ કી તો યહ સર્વસ્વ હય,

અઇસી ઉચ્ચ કોટિ કી ફળદાતા સામાયિક કો જૈન સાધુ કહે જાને વાલે મહાત્મા હી પાપવર્દ્ધિની કહેં, તબ તો પાની કો આગ ઔર અમૃત કો વિષ કહાના ભી સમાન હી હો જાયગા! સામાયિક દ્વારા આત્મ કલ્યાણ સાધનેકા સુખદ માર્ગ બતાનેવાલી જૈન સમાજમેં હી ઐસે નર રત્ન (?) પૈદા હોં યહ દુઃષમ કાલ કા પ્રભાવ ઔર સમાજ કા દુર્ભાગ્ય નહીં તો કયા હૈ?

જો મહાશય સામાયિક કા ધ્યેય સમઝતે હય, વે જાનતે હય કિ જૈન સમાજ કી સામાયિક કિતની કલ્યાણ કારિણી હય. સામાયિક મેં સબ જીવોં કે પ્રતિ સામ્ય ભાવ, ઇન્દ્રિય નિગ્રહ, માનસિક શુદ્ધતા એવં ઉચ્ચ ભાવના કી વૃદ્ધિ કરને કા પ્રયત્ન હોતા હય. ગુણાનુરાગિતા, સ્વાત્મ નિન્દા, જગત્ કે માયા મોહ સેં પૃથક્ રહને કી ભાવના આદિ ઉચ્ચ વિષયોં મેં મનકો લગાના સામાયિકવાલેકા પરમ કર્તવ્ય હો જાતા હય. શ્રી ગણધરદેવ તો યહાં તક લિખતે હય કિ “સામાયિક હી આત્મા હય”. ઐસી આત્મ બલ પ્રદાતા સામાયિક કા બિના કિસી હેતુ, કારણ યા પ્રમાણ કે વિરોધ કરનેવાલે કિસ માનસ કે પ્રાણી હય?

વર્તમાન સમયમેં કિતને હી બન્ધુ પાશ્ચાત્ય સભ્યતા કે પ્રભાવ સે ધર્મ–કર્મ સે રહિત એવં વિલાસ તથા સ્વાર્થ પ્રિય ભાવના વાલે મિલતે હય, જો કિ અપની ધાર્મિક જ્ઞાન કી અનભિજ્ઞતા તથા વિલાસ એવં સ્વાર્થ કી અધિકતા કે કારણ સામાયિક આદિ ધાર્મિક ક્રિયા કો કરના નહીં ચાહતે. ઉન્હેં

યદિ ઐસે મહાત્મા કે બચન સુનને કો મિલજાય, તબ તો કહના હી કયા ? સમઝિયે કિ "બન્દર કો શરાબ પિલાઈ," બસ ફિર સામાયિક કા બહિષ્કાર હોતે દેર નહીં લગતી. કયોંકી ઐસે લોગ તો યહી ચાહતે હય કિ હમેં અપની ઈચ્છિત વાસનાઓં મેં હી નિરન્તર પડે રહને દિયા જાય. ઇંદ્રિયોં ઓર મન કા ભેદ કરના વે પરાધીનતા સમઝતે હય. ઉન્હે ફિર અઈસે ગુરૂ મિલ જાય તબ તો મામલા ઉલ્ટા હી સમઝિયે. આત્મ હિતૈષિયોં કો અઇસે વાતાવરણ સે સર્વથા દૂર હી રહના ચાહિયે.

ઈસકે સિવાય સામાયિક કી વર્તમાન હાલત પર ભી દુઃખ કે સાથ દો શબ્દ લિખને પડતે હય. વર્તમાન મેં બહુતસે ભાઇ ઓર બહિનેં સામાયિક કે ઉદ્દેશ્ય, નિયમ, મહત્ત્વ આદિ કો નહીં જાનતે હુએ રૂઢિ કે કારણ હી સામાયિક કરતે હય. વો ભી બેગારકી તરહ. સામાયિક કી પાટિયેં મુંહસે ઉપયોગ રહિત ગુનગુનાતે જાતે હય, ધ્યાન કુછ દૂસરી ઓર હી રહતા હય કિતને કો તો યહ ભી યાદ નહીં રહતા કિ હમને નમુત્થુણં એક વાર કહા યા દો વાર ? બહુતસે બૈઠે બૈઠે ફાલતુ બાતે ફાંકને મેં સમય વિતા દેતે હય, યા કષાય વર્દ્ધક વાર્તાલાપ શુરુ કર દેતે હય. કુછ લોગ અનુપયોગી સાહિત્ય કો પઢકર સમયકા ભાર હલ્કા કર દેતે હય. કઈ ભાઇ યા બહિને અપને ઘર કે મુખ્ય દ્વાર મેં હી

સામાયિક કરકે બૈઠ જાતે હય, ઔર બાજાર કે ઇધર ઉધર કે હાલ દેખતે જાતે હય. જિસસે સામાયિક ભી હો જાય ઔર ઘર કી રખવાલી ભી હો જાય, તથા લોગોંપર ભી અપને ધાર્મિક પન કી છાપ લગજાય. કહીં કહીં તો બચ્ચે ખિલાતે યા કુત્તે ભગાતે ભી દેખે વ સુને ગયે હય. અઇસી હાલત મેં સામાયિક કા મહત્વ કુછ ભી નહીં રહતા. ઉલટા ઉપહાસ હોતા હય. લોગ અઇસી પરિસ્થિતિ કો દેખકર હંસી ઉડાતે હુએ કર્મ બન્ધન કરતે હય. હમારી અઇસી પ્રવૃતિ સે લાભ ઉઠાકર દ્વેષી લોગ ભોલે ભાઇયોં કો ભ્રમ મેં ડાલ કર અપના કામ બના લેતે હય. ઇસ લિયે દ્રવ્ય ઔર ભાવ શુદ્ધ રખકર સામાયિક કરના ચાહિયે, જિસસે ઉચિત ફલ પ્રાપ્ત હો સકે. સામાયિક સ્વચ્છ ઔર એકાન્ત સ્થાન પર કરના ચાહિયે, ઔર માનસિક પ્રવૃત્તિ કો અશુભ દિશા કી ઔર સે ફિરાકર શુભ દિશામેં લગાને કે લિયે ઉત્તમ ધાર્મિક પુસ્તકો કા પઠન કરતે રહના ચાહિયે, જિસસે મન ભી શુદ્ધ માર્ગ મેં રહે ઔર નૂતન જ્ઞાન કી પ્રાપ્તિ ભી હોતી રહે.

હમારે પૂજનીય ગુરૂવર્ગ કા યહ પરમ કર્તવ્ય હય કિ વે જહાં કહીં પધારેં, સર્વ પ્રથમ શ્રાવક વર્ગ કી સામાયિક શુદ્ધિ કી ઔર ધ્યાન દે કર ઘુસી હુઇ ખરાબિયોં કો દૂર કરને કા પ્રયત્ન કરેં, તથા શુદ્ધતાપૂર્વક સામાયિક બહુલતા સે હો, ઇસકા પ્રચાર કરેં.

મુઝે અત્યંત હર્ષ હય કિ બોટાદ સંપ્રદાય કે પૂજ્યશ્રી માણેકચન્દ્રજી મહારાજ સાહબ કે સુશિષ્ય મુનિરાજશ્રી શિવલાલજી મ. ને "સામાયિક સાર" નામક પુસ્તક લિખકર સમાજકા બહુત ઉપકાર કિયા હય. ઇસ પુસ્તકમેં સામાયિક સંબન્ધી બહુતસી જ્ઞાતવ્ય બાતોં કા સરળતાપૂર્વક વિવેચન કિયા ગયા હય. પુસ્તક મેં દિયે હુએ ઉદાહરણરૂપ કથાનકોસે સામાન્ય ઔર શ્રદ્ધાવાન જનતા લાભ ઉઠા સકે, ઇસી સંભાવના સે ઇનકો ભી સ્થાન દિયા ગયા હોગા ! વિશેષમેં પદ્યમય સામાયિક કાવ્ય ભી જનતા મેં અધિક ઉપયોગી હોંગે. પ્રશ્નોત્તર દ્વારા પ્રત્યેક વિષય કો સ્પષ્ટ કરદેને સે પુસ્તક કી ઉપયોગિતા બહુત બઢ ગઇ હય. ઇસ પ્રકાર યહ પુસ્તક સારી જૈન સમાજ કે લિયે ઉપયોગી સિદ્ધ હોગી.

મેં આશા કરતા હૂં કિ જૈન સમાજ ઇસ પુસ્તક સે વાસ્તવિક લાભ ઉઠાકર અપના આત્મ કલ્યાણ સાધેં ઔર લેખક મુનિરાજ કે પરિશ્રમ કો સફલ બનાવેં.

સૈલાના
જ્ઞાનપંચમી ૧૯૯૬

વિનીત
રતનલાલ ડોશી.



# શ્રી સામાયિક સાર.

# Reality of Equilibrium of mind

## स्तुति.

वीरः सर्व सुरा सुरेन्द्र महितो, वीरं बुधा संश्रिताः
वीरेणाभिहतः स्वकर्म निचयो, वीराय नित्यं नमः ॥
वीरात्तीर्थमिदं प्रवृत्तमतुलं, वीरस्य घोरं तपो,
वीरे श्री धृतिः कीर्ति कांतिनिचयः श्री वीरभद्रं दिशः ॥१॥

अर्हन्तो भगवंत इन्द्र महिता, सिद्धाश्च सिद्धि स्थिता,
आचार्या जिन शासनोन्नतिकरा, पूज्या उपाध्यायका ।
श्री सिद्धांत सुपाठका मुनिवरा, रत्न त्रया राधका,
पंचते परमेष्ठिनः प्रतिदिनं, कुर्वन्तुं वो मंगलम् ॥

## પંચ પરમેષ્ટિનાં અર્થનું સ્પષ્ટીકરણ.

એ પંચપરમેષ્ટિ કેવા છે? પંચપરમેષ્ટિ એ સમભાવના સ્થાનક છે તથા પૂર્ણ સમભાવને પ્રાપ્ત હોવાથી સમભાવના સાધનમાં પુષ્ટ નીમત્ત છે તેઓને સમભાવની પ્રાપ્તિ સ્થિરતા નિમીત નમસ્કાર કરૂં છું અર્થાત્ મારા પરીણામને સમતા ભાવ સન્મુખ વાળું છું. વાળવાનો ઉદ્યમ કરૂં છું.

**નમો અરિહંતાણં**—શ્રી અરિહંત પ્રભુના ત્રણ અર્થ થાય છે. (૧) અર્હત્ એટલે જે વંદન સત્કાર કરવા યોગ્ય છે તેમને. (અર્હત્માં અર્હ્ ધાતુ છે અને તેનો અર્થ યોગ્ય થવું થાય છે), (૨) અરિહંત એટલે કર્મરૂપ શત્રુને હણનાર તેમને, (૩) અરૂહંત્ (અરૂહત્ ન રોહતિ સંસારે ભૂયો દગ્ધ બીજત્વા દિત્ય રૂહન્) એટલે કર્મ બીજ ક્ષય થવાથી સંસારમાં વારંવાર જન્મ મરણ કરવાં નથી. વળી તેમને વીત-રાગ અને તીર્થંકર પણ કહેવાય છે. જેમના રાગ દ્વેષ તદ્દન નાશ પામી ગયા છે તેથી તેઓ વીતરાગ કહેવાય છે અને સાધુ સાધ્વી શ્રાવક શ્રાવીકા એ ચતુર્વિધ સંઘની સ્થાપના કરે છે તેથી તેમને તીર્થંકર કહેવાય છે એવા અરિહંત દેવ વળી કેવા છે.

**गाथाः—णठ चउ घाइकम्मो, दंसण सुह णाण वीरिय मइओ।**
**सुह देहत्थो अप्पा, सुध्धो अरिहो विचिंतिजो ।**

જેણે પૂર્ણ સંભાવ આદરી ચાર ધાતીયા કર્મનો નાશ કર્યો છે તથા અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત સુખ તથા અનંત વીર્ય પ્રગટ કર્યાં છે. વળી જે અઢાર દોષથી મુક્ત થયા છે તેવા અરિહંત દેવને નમસ્કાર હો.

**નમો સિદ્ધાણં**—સિદ્ધઃ-અષ્ટ કર્મ રૂપ ઇંધણને શુકલ ધ્યાના-ગ્નિથી જેણે બાળી ભસ્મ કર્યા છે, જેઓ મંગળરૂપ છે, જેઓ નિત્ય છે અને જેમણે અંતિમ સાધ્ય એવું જે મોક્ષ પદ સાધ્યું છે તેઓને સિદ્ધ કહેવાય છે. એવા સિદ્ધ ભગવંત કેવા છે?

**गाथाः—णठठ कम्म देहो, लोयालोयस्स जाणवो दठा ।**
**पुरिसायारो अप्पा, सिद्धो ज्झाएह लोय सिहरत्थो ॥**

જેણે ઘાતિ અઘાતિ આઠ કર્મનો નાશ કર્યો છે, જે દેહ રહિત છે, વળી લોકાલોકના જ્ઞાતા દ્રષ્ટા છે. ત્રૈલોક્ય શિખરે વસનાર શુદ્ધાત્મા તે સિદ્ધ પરમેષ્ઠિને નમસ્કાર કરૂં છું.

**નમો આયરિયાણું**—આચાર્યઃ-ધર્મના પાંચ આચારને પાળે અને બીજાને પળાવે એવા ધર્મનાયકને જ્ઞાનાચારાદિ પાંચ પ્રકારના આચારને સ્વયં આચરવાથી, કહેવાથી અને દર્શાવવાથી જે શ્રેષ્ટ છે તે તેમજ આ-મર્યાદાથી, ચાર્ય-એટલે જેમની સેવા થાય છે તે આચાર્ય કહેવાય છે. તે આચાર્ય કેવા છે?

**गाथाः—दंसंण णाणं पहाणे, वीरिय चारित्त वर तवायारे।**
**अप्पं परं च जुञ्जइ, सो आयरिओ मुणी ज्झेओ ॥**

જ્ઞાન આચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર તથા વીર્યાચાર એ પંચાચારમાં પોતે પ્રવર્તે છે અને બીજાઓને પ્રવર્તાવે છે તે આચાર્ય મુનીને નમસ્કાર કરું છું.

**નમો ઉવજ્ઝાયાણું**—ઉપાધ્યાયઃ-જે સિદ્ધાંત ભણે અને ભણાવે તેમને વળી, ઉપ-પાસે અર્થાત્ પાસે આવ્યા હોય કે રહેતા હોય તે સાધુ વિગેરેને અધ્યાય એટલે અભ્યાસ કરાવે તે, અને જેનાથી કુબુદ્ધિનો નાશ થયો છે તેમને ઉપાધ્યાય કહેવાય છે. તે ઉપાધ્યાય કેવા છે?

**गाथाः—जो रयण त्तय जुत्तो णिच्चं धम्मो वएसणे णिरदो।**
**सो उवज्ञाओ अप्पा जदिवर वसहो णमो तस्स ॥**

જે રત્નત્રય યુક્ત નિરંતર ધર્મોપદેશ કરે છે એવા શુદ્ધાત્મા ઉપાધ્યાયને નમસ્કાર કરૂં છું.

**નમો લોએ સવ્વ સાહૂણું**—સાધુ જ્ઞાનાદિ શક્તિ વડે

મોક્ષને સાધનાર અથવા સર્વ પ્રાણીમાં સમત્વ વધારનાર અથવા સંયમ કરનારને સહાય કરનાર અને મોક્ષ માર્ગ સાધવા માટે યત્ન કરે તે સાધુ કહેવાય છે. સાધુમાં સાધ્ ધાતુ છે તેનો અર્થ સાધવું એવો થાય છે તે સાધુ કેવા છે?

**गाथाः—दंसण णाण समग्गं मग्गं मोक्खस्स जो हु चारित्तं ।**
**साधयदि णिच्च सुध्धं साहु स मुणी णमो तस्स ।।**

મોક્ષના કારણ સમ્યક્ જ્ઞાન દર્શન ચારિત્રને નિરંતર સાધનારા શુદ્ધાત્મભાવ સ્થિત સાધુ મુનિરાજને નમસ્કાર કરૂં છું. વળી

**गाथा—स सरीरेवि निरीहा बज्झब्भितर परिग्गह विमुक्का ।**
**धम्मो वगरणमित्तं धरंति चारित्त रक्खठा ।।**
**पंचिंदिय दमणपरा, जिणुत्तसिद्धंत गहिय परमत्था ।**
**पंच समिया तिगुत्ता, सरणं महएरिसा गुरुणो ।।**

—સંબોધસતરી.

પોતાના શરીરને વિષે પણ ઇચ્છા વિનાના બાહ્ય અને અભ્યંતર પરિગ્રહથી વિમુક્ત થયેલા ચારિત્રની રક્ષાને અર્થેજ માત્ર ધર્મોપકરણ, રજોહરણ, ગુચ્છો, મુહપતિ, પાત્રા વિગેરેને ધારણ કરનારા, પાંચ ઇંદ્રિયોને દમન કરવામાં તત્પર, જિનોક્ત સિદ્ધાંતથી ગ્રહણ કર્યો છે પરમાર્થ જેણે, પાંચ સમિતીએ સમિતા અને ત્રણ ગુપ્તિએ ગુપ્તા એવા ગુરૂ મહારાજનું મને શરણ થાઓ.

વળી સકળ સંપૂર્ણ અવિનાશી સુખનિધાન મોક્ષ માર્ગ જોવા માટે ત્રણે લોકમાં એકજ નેત્ર રૂપ તથા સકલ નયોથી પ્રકાશિત જન્માંધ પુરૂષોનાં હસ્તિ વિધાન, એકાંત મતના વિરોધને મથનાર, અનેકાંત

એટલે સ્યાદ્વાદ યુક્ત આત્મ બોધ દાતાર, સંભાવના કારણ વીતરા
પ્રણીત પરમાગમને નમસ્કાર કરૂં છું.

જો કે અનેક ભંગ નય યુક્ત જીન શાસન પુરમાં પ્રવેશ કર
અતિ દુષ્કર છે તો પણ પ્રવચન ભક્તિએ પ્રેરિત, પંચ પરમેષ્ટિ ત
પરમાગમનું શરણ ગ્રહી સામાયિક સારનું કિંચિત્ કથન મારી અ
મતિ અનુસારે સ્વ-પર હિતાર્થે કરૂં છું.

**સામાયિકનું ફળ**—જે કર્મ કોટી વર્ષ સુધી તપ કરવા
પણ છેદી ન શકાય તે કર્મ બે ઘડી સામાયિકમાં ચિત્તની સમતા વ
નિર્મૂલ થાય છે. કોઇ એક પુરૂષ હંમેશા લાખ ખાંડી સુવર્ણનું દા
કરે તોપણ સામાયિક કરનારની તુલ્ય થતો નથી, કારણ કે તેના
આવતા કર્મ રોકવાની શક્તિ નથી. જ્યારે સામાયિક કરનાર સંવરમ
જ છે જેથી તેના કર્મ ખપે છે અને આવતા કર્મ બંધ થાય છે અ
સુવર્ણ આપનારને માત્ર દાનનો લાભ છે. એક સામાયિક કરવા
જેટલું પુણ્ય થાય છે, તેટલું પુણ્ય કદાચ શ્રાવક ભાવથી મેરૂ પર્વ
જેટલા સુવર્ણનું દાન કરે તોપણ થતું નથી.

**છપ્પો.**

નિત્ય સામાયિક કીજીએ, સુણ ઉત્તમ પ્રાણી,
લાભ ઘણો છે એહમાં, ઇમ બોલ્યા નાણી;
મેરૂ કંચનથી અધિક, કોઈ દાન જ આપે,
તોલ ન આવે એહને, ઇમ જીનવર થાપે;
એવું જાણી પ્રાણીયા, નિત્ય સામાયિક કીજીએ,
પ્રકાશસિંહ વાણી વદે, તો મુક્તિ તણા સુખ લીજીએ.

गाथा—सामाइयं कुणंतो समभावं सावओअ घडिय दुग्गं ।
आउसुरेसु बन्धइ इतिअ मिताइ पलियाइं ॥

સામાયિક કરતી વખતે બે ઘડી સમભાવમાં રહેવાથી દેવતાઓનું આયુષ્ય બાંધે છે તેને નીચેના શ્લોકમાં ગણાવ્યા પ્રમાણે પલ્યોપમ કહે છે.

बाणवइ कोडीओ लक्खा गुण सट्ठी सहस्स पणविसं ।
नवसय पणविसजुया, सति हा अडभाग पलिअस्स ॥

બાણુ કરોડ, ઓગણસાઠ લાખ, પચીસ હજાર, નવસેં પચીસ પલ્યોપમ તથા તે ઉપર એક પલ્યોપમનાં આઠ ભાગ કરીએ તેના ત્રણ ભાગ ઉપર એટલું આયુષ્ય દેવતાનું બાંધે છે.

सत्तहतरी सतसया सतहतरि सहस लक्खा कोडीओ ।
सगवीसं कोडीसया नवभागा सत्त पलिअस्स ॥

એક સો કરોડ, સત્તાવીશ લાખ, સત્યોતેર હજાર, સાતસો સીતેર પલ્યોયમ, તથા એક પલ્યોયમનાં નવ ભાગમાંથી સાત ભાગ જેટલું દેવતાનું આયુષ્ય બાંધે છે.

सावद्य कर्म प्रतिबेधनेन मनोहर ध्यान विधान शीलैः ।
अन्तर्मुहूर्तं परिपालयेत् यत् सामायिकाख्यं नवमव्रतं तत् ॥



# સામાયિક સંબંધી પ્રશ્નોત્તર.

---

**૧ પ્રશ્ન**—આ સામાયિક સૂત્રના પ્રણેતા કોણ છે ?

**ઉત્તર**—આ સામાયિક સૂત્રના અર્થના પરૂપક શ્રી તીર્થંકર પ્રભુ છે અને તેની શબ્દ રચના કરનાર શ્રી ગણધર દેવ છે અર્થાત્ તે સર્વજ્ઞ કથીત છે.

**૨ પ્રશ્ન**—સર્વજ્ઞ એટલે શું ?

**ઉત્તર**—જેઓ ત્રિકાળદર્શી છે તેઓજ સર્વજ્ઞ ગણાય છે અને જેઓ સર્વજ્ઞ હોય છે તેઓજ લોકાલોકના ભાવો ( લોક અને અલોકના ) યથાસ્થિત જેવા પોતાના જ્ઞાનમાં જુએ છે તેવાજ પરૂપે છે. પ્રત્યક્ષનો પુરાવો પણ હોઇ શકે નહિ.

**૩ પ્રશ્ન**—સામાયિકના પર્યાય અર્થ કહો ?

**ઉત્તર—સમ**-એટલે રાગ દ્વેષના અભાવ રૂપ આત્માના મધ્યસ્થ પરિણામ થતાં, **આય**-જ્ઞાન, દર્શન અને ચારિત્ર રૂપ લાભનો, ઈક-ભાવ જે થાય તેને સામાયિક કહીએ.

(૨) સાવદ્યયોગ ( પાપ વ્યાપાર ) નો ત્યાગ અને નિરવદ્ય યોગનું સેવન કરવાનો જીવનો પરિણામ થાય ત્યારે સામાયિક કહેવાય છે.

(૩) સમ-સરખું એટલે સર્વ જીવ સાથે મૈત્રીભાવ કરવો એ જીવનું લક્ષણ છે. એવો જે લાભ તેને સામાયિક કહીએ.

(૪) જે મોક્ષ પ્રાપ્ત કરવામાં જ્ઞાન, દર્શન, અને ચારિત્રનું સરખું સમર્થન પ્રાપ્ત કરાવે છે તેને પણ સામાયિક કહીએ.

(૫) સામાયિક એટલે સંસારના સર્વ જાતના રાગ દ્વેષથી ઉપજતાં પરિતાપને સમાવી દઇ મુહપતી બાંધી, પથરણું પાથરી, ગુચ્છા રાખી બેઘડી સુધી સંસારના દરેક બંધન દૂર કરી જ્ઞાનાનંદ ધ્યાન. અધ્યયન જાપ ( નવકાર મંત્રનો ) ધર્મ કથા વિગેરે પોતાના અધિકાર પ્રમાણે કરવું, તેને પણ સામાયિક કહીએ. આમ સામાયિકના વિધ વિધ પ્રકારના અર્થ થાય છે. ટુંકાણમાં કહીએ તો સામાયિક એ સમતાનું વાહક, સરખાપણાના ભાવનું પ્રેરક અને જ્ઞાન, દર્શન અને ચારિત્રના સામર્થ્યનું ઉત્પાદક છે.

**૪ પ્રશ્ન**—સામાયિક વ્રત એટલે શું ?

**ઉત્તર**—આર્ત્ત અને રૌદ્ર ધ્યાનનો ત્યાગ જેણે કરેલો છે તથા વચન અને શરીર સબંધી પાપરૂપ વેપારનો જેણે ત્યાગ કરેલો છે એવા મનુષ્યે એક મુહૂર્ત એટલે બેઘડી સુધી સમભાવમાં રહેવું તે સામાયિક વ્રત કહેવાય છે.

**૫ પ્રશ્ન**—સામાયિકના કેટલા અને ક્યા ક્યા પ્રકાર છે ?

**ઉત્તર**—સામાયિકના બે પ્રકાર છે. એક ઇત્વર અને બીજું યાવત્ કથીત ઇત્વર એટલે જે થોડા વખત સુધીનું હોય છે તે ગૃહસ્થનું સામાયિક વ્રત છે.

યાવત્ કથીત એટલે જે આખી જીંદગી સુધી રહે તે, સાધુ–મુનીરાજો માટે છે. વળી સામાયિકના ચાર ભેદો છે. ૧ શ્રુત સામાયિક, ૨ સમ્યકત્વ સામાયિક, ૩ દેશવિરતી સામાયિક, ૪ સર્વવિરતી સામાયિક.

૧. શ્રુત સામાયિક એટલે હું આટલો અમુક પાઠ ભણી સંપૂર્ણ મુખ પાઠ કરી ઉઠીશ, એવો નિયમ કરીને બેસવું તે.

૨. સમ્યક્ત્વ સામાયિક એટલે શુદ્ધ સમકિત પામવું તે ચારે ગતિમાં હોય.

૩. દેશવિરતી સામાયિક એટલે બે ઘડી પ્રમાણ સામાયિક કરવું તે.

૪. સર્વવિરતી સામાયિક એટલે જે મુનિરાજો સર્વથા પાળે છે તે. આને ચારિત્ર સામાયિક પણ કહેવાય છે.

**૬ પ્રશ્ન**—સામાયિક કરવાની જરૂર શી ?

**ઉત્તર**—આ સંસારમાં આધી, વ્યાધિ અને ઉપાધીની જાળમાં ફસાયેલા જીવો હોય અને તેનાથી અશાન્તિ પામેલા હોય. એવા આત્માઓને સામાયિકથી અપૂર્વ શાન્તિ મળે છે. સંસારમાં બળી જળી રહેલા આત્માને શાન્તિ પ્રાપ્ત કરવાને ઉચામાં ઉચું માત્ર સામાયિક સાધન છે. સમાધી તથા નવીન જ્ઞાનની પ્રાપ્તિ અને અનુભવ વૃદ્ધિનો અપૂર્વ અવસર સહેજે સામાયિકમાં મળે છે. સદા નિયમીત સામાયિક કરવાવાળા (જો વિકથામાં કે આળસ પ્રમાદમાં કે વાતો કરવામાં વખત ન ગુમાવે) જો થોડો થોડો સમય સારા જ્ઞાન વૃદ્ધિ-કારક પુસ્તકો વાંચવામાં ચિત્ત લગાવે તો વિશેષ જ્ઞાનવાળો થઇ પૂર્ણ શ્રદ્ધાને પ્રાપ્ત કરે એ પ્રકારે સામાયિકમાં અગણિત લાભ છે.

સામાયિક એ સર્વ સાવદ્યયોગની વિરતિ રૂપ છે અને તેનાથી ચારીત્રાચારની શુદ્ધિ થાય છે. તે સામાયિક કરવાની અવશ્ય જરૂર છે.

**૭ પ્રશ્ન**—આવી સામાયિકો પૂર્વે કોણે કોણે કરી ?

**ઉત્તર**—ભૂતકાળમાં ઘણા તીર્થંકરો, ગણધરો, પૂર્વધરો, આચાર્યો, ઉપાધ્યાઓ, સાધુ સાધ્વી વિગેરેએ સર્વવિરતી સામાયિક કરી, જેના પ્રભાવ વડે મોક્ષમાં ગયા અને શ્રાવક શ્રાવિકાઓએ દેશવિરતી

સામાયિક કરી આરાધક બની એકાવતારી બની આત્મ કલ્યાણ કર્યું છે. અનંતા જીવો મુક્તિમાં ગયા તેમાં-કોઇ એવો જીવ ન હોય કે, જેણે સામાયિક કર્યા વગર મુક્તિ પ્રાપ્ત કરી હોય, કેમકે સામાયિક કર્યા વિના કોઇ કારણે આત્માનું કલ્યાણ થતું નથી અને ભવિષ્યમાં જે કોઇ સામાયિક ચારિત્રનું આરાધન કરશે તે જીવ મોક્ષમાં જશે એમ સમજીને ત્રીકાળ અબાધિત અને અનંત મહાપુરૂષોએ આચરેલું એવું સામાયિક વ્રત દરેક જીવે-આત્માનું હિત ઇચ્છનારાએ આદરપૂર્વક પાલન કરવું જોઇએ.

૮ **પ્રશ્ન**—દેશવિરતી સામાયિક અને સર્વવિરતી સામાયિક ઉપર કંઇ દ્રષ્ટાંત આપી શકશો ?

**ઉત્તર**—હા. દેશ વિરતી સામાયિક ઉપર સજ્જનશાહનું અને સર્વ વિરતી સામાયિક ઉપર દમદત્ત મુનિનું દ્રષ્ટાંત આપીએ છીએ.

---

# સજ્જનશાહનું દ્રષ્ટાંત.

---

જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં માધવપુર નામનું શહેર હતું. ત્યાં માધવસિંહ રાજા રાજ્ય કરતો હતો. બ્રહ્મદત્ત નામનો એક કારભારી હતો. રાજા મોજશોખ, આનંદ અને વિષયમાં એટલો આશક્ત હતો કે રાજ્યનો દરેક વહીવટ કારભારી જ સાચવતો ને ચલાવતો.

આ શહેરમાં ઘણી રિદ્ધિ સિદ્ધિએ કરી સહીત એવો કુશળ વહેપારી સજ્જનશાહ કરીને રહેતો હતો. ઘણો પ્રતિષ્ઠિત તેમજ સર્વ લોકોનો આધારભુત હતો. તેમ રાજકાજમાં પણ ઘણું માન પામેલો

હતો. પોતે શ્રાવક હતો. જૈન ધર્મથી હાડોહાડ તે રંગાયેલો હતો. જીવાજીવને સંપૂર્ણ જાણતો. પુન્ય, પાપ, આશ્રવ અને સંવરના ફળને જાણતો હતો. એમ નવે તત્ત્વમાં કુશળ હતો. હંમેશા બે ટંક સામાયિક પ્રતિક્રમણાદિ ૭ આવ યક કરતો હતો અને કદાચ સામાયિક ન થાય તો અન્ન પાણી ન ખપે એવી દૃઢ પ્રતિજ્ઞાવાળો હતો. ધર્મ પ્રત્યે ઘણું હેત અને પ્રીતી હતી. ઘણા નબળા નિરાધારને પોતાના પુત્ર તથા પુત્રીવત્ ગણતો. એક વખત રાજ્યમાં કાંઇ ખટપટના કારણે ઈર્ષાવંત ગુણદ્રોહિ કૃતઘ્નિ હસ્ત ચાડીઆઓએ આ પવિત્ર શેઠ ઉપર મોટો ગુન્હો મુકી પકડાવ્યા અને જેલમાં પુરાવ્યા. કહેવત છે કેઃ—

**શાન્તતા અરૂ નમ્રતા, ધરો ધિર્યતા ધીર;**
**તો પણ જગમાં છે ખરા, શત્રુ તેના શીર.**

આવા ગુણવંતશેઠને પણ એક વખત રાજ્યના ખટપટીયાથી કેદમાં બેસવું પડ્યું તે સંબંધી કંઇ પણ ચિન્તા શેઠને ન હતી પણ મોટામાં મોટું દુઃખ શેઠને એ હતું કે મારાથી બન્ને વખત સામાયિક પ્રતિક્રમણ થઇ શકશે નહિ, તો મને અન્ન પાણી ખપશે નહિ માટે કોઇ ઉપાયે મને બે ચાર કે ૭ ઘડી સુધી સામાયિક કરવાનો લાભ મળે તો સુખ થાય, નહીંતો મને આનંદ આવશે નહિ. અન્ન પાણી ન મળે તેની ચિન્તા નહિ પણ સામાયિક ન થાય તે મને મોટું દુઃખ છે. આ બાબત શેઠ તો મહા વિચારમાં પડ્યા. તે વખતે પહેરગીરો પહેરો ભરતાં શેઠનું ચિન્તાતુર મોઢું જોઇને સિપાઈઓ પુછવા લાગ્યા કે, હે શેઠ સાહેબ ! ખટપટીયાની ખટપટ વડે આપને આ સહન કરવું પડયું તેમાં આટલી બધી ચિન્તા કેમ કરો છો ? ફીકર ન કરો. આપ કાલેજ છુટી જશો. આપ ઘણા પરમાર્થી છો તેથી બીજાઓને આપના પ્રત્યે

ઘણો જ પ્રેમ છે. તેથીજ તે લોકો આપને છોડાવવા રાજા પાસે મહેનત કરી રહ્યા છે. માટે ફીકર ન કરો. શેઠે જવાબ આપ્યો કે ભાઇ મને એ બાબત બીલકુલ ફીકર નથી પરંતુ મારે બે વખત સામાયિક કરવાનો નિયમ છે માટે જો આ વખત આપો તો હું તમને હંમેશા સો. સોના મહોરો આપું. આ સાંભળી સિપાઇઓ તો ખુશ ખુશ થઇ ગયા. કહેવત છે કેઃ—દેખે પીળુ તો મન થાય શીળું. રાજ્ય માણસો એકદમ કહેવા લાગ્યા કે શેઠ સાહેબ તમારે થાય તેટલી સામાયિક કરો. અમો તમને આડખીલીરૂપ નહિ થઇએ. આ સાંભળી શેઠ ખુશી થયા. હવે તો શેઠ ખુબ સામાયિક કરે છે. જ્યારે જમવાનું આવે ત્યારે સો સોના મહોરો મંગાવે અને તે પેલા પહેરેગીરોને આપી દે. થોડા દિવસ બાદ ગામના અગ્રેસરો તેમજ સજ્જન માણસો રાજા પાસે ગયા. અને ખરી વસ્તુ જે હતી તે યોગ્ય રીતે જણાવી. રાજાને ખરેખર લાગ્યું કે શેઠ બીનગુનેગાર છે. મને ખોટું સમજાવી શેઠને આ દશામાં લાવનાર ખટપટીયા છે. આમ લાગવાથી ખટપટીઆઓને ખુબ ધમકી આપી તેનો દંડ કરી, બહુ ખરાબ હાલત કરી, હદપાર કરી મુક્યા અને શેઠને કેદમાંથી છુટા કરી ઘણા સત્કાર સાથે પહેરામણી કરી બીન ગુનેગાર બનાવી ઘેર મોકલ્યા.

આ વાત સાંભળીપેલા પહેરેગીરો તો ગભરાઇ ગયા અને મનમાં વિચાર કરવા લાગ્યા કે જો આ બાબતની રાજાને ખબર પડશે તો આપણા ભુંડા હાલ કરી આપણુને હદપાર કરશે. આમ વિચાર કરી રૂષપત ખાધેલી સોનામહોરો લઇ સાંજે શેઠ પાસે ગયા અને શેઠની પાસે ઢગલો કરી, પગે લાગી શેઠને વિનવવા લાગ્યા કે, હે દયાળુ ! અમારા ઉપર દયા કરી અમારી થએલી ભુલને માફ કરી આ સોના-

મહોરો પાછી લ્યો. બાકીની અમારાથી વપરાઇ ગઇ હોય તેટલી અમો મજુરી કરીને છેવટ આપી દઇશું.

આ સાંભળી શેઠ હસ્યા અને કહ્યું કે આ સોનામહોરો શું માત્ર છે ? મને સામાયિક કરવાને જે વખત આપ્યો તે બાબત તમારો ઉપકાર માનું છું.

મેં સામાયિકનો ઘણો લાભ લીધો. સુખેથી બને તેટલી સામાયિક કરી, તેનો બદલો હું કોઇ રીતે વાળી શકું તેમ નથી એમ કહી આગ્રહ કરી સોનામહોરો પાછી આપી નોકરને બોલાવી જેટલી સોના મહોરો હતી તેટલીજ સાથે બીજી આપી વિદાય કર્યા.

## સારાંશ.

શેઠ આટલી આફતમાં આવ્યા છતાં પોતાના સામાયિક પ્રતિક્રમણ ચૌવિહાર છોડયા નહિ અને સોનામહોરો પણ સુખેથી જતી કરી. આવું સામાયિકનું ફળ સમજી સજ્જનશાહની માફક હંમેશા ગમે તેવી વિંપત્તિ આવે તો પણ દૃઢ ધર્મી થઇને નિત્ય સામાયિક કરશે તેને મહાલાભ થશે.



# દમદત્ત રાજાની કથા.

---

જંબુદ્વિપના ભરત ક્ષેત્રમાં હસ્તિનાપુર નામનું નગર હતું. તેને વિષે પાંડવ રાજા રાજ્ય કરે છે. ઘણાં બળવંત, ધૈર્યવંત અને મહા પરાક્રમી છે. તેજ શહેરમાં દુર્યોધન વગેરે સો ૧૦૦ ભાઇઓ વસે છે. એક વખત દુર્યોધને ધર્મરાજ વિગેરે પાંડવને કહ્યું કે, “ભાઇ ! આપણે મહા બળીયાં છીએ, વળી આપણને વાહન, હથીયાર, માણસો વગેરે તમામનું ઘણું જોર છે. આપ જાણો છો કે, હસ્તિનાપુર નગરના સામે દમદત્તે હસ્તીશીર્ષ એ નામનું નગર વસાવ્યું છે. વળી તે ઘણા બળ અને ગર્વથી ભરેલો છે. તો આપણે તેની સાથે લડાઇ કરી તેનો ગર્વ હેઠો ઉતારી તેનું નગર કબજામાં કરી તે રાજાને હાંકી કાઢીએ, અને કદાચ આડાં આવે તો તેને પરલોકમાં પહોંચાડી દઇએ. શું આપણામાં તેમ કરવાની શક્તિ ઓછી છે ?

આ સાંભળી ધર્મરાજા કબુલ થયાં. તેથી તમામ લશ્કર સજ્જ કરી, મોટા આડંબરથી હસ્તીશીર્ષ નગર સમીપ પહોંચ્યાં. બહાર ડેરા, તંબુ અને પોતાના તમામ લશ્કરનો પડાવ ત્યાં નાખ્યો. પછી એક દુત હસ્તિશીર્ષ નગરમાં દમદત્ત રાજા પાસે મોકલ્યો, અને કહેવરાવ્યું કે, હે ગર્વીષ્ઠ દમદત્ત રાજા ! તેં અમારા નગર સામે હસ્તિશીર્ષ નગર વસાવ્યું છે, આ બાબત ખુલાસો કરી માફી માગી એ ગામ છોડી બીજે ચાલ્યો જા, નહિ તો સામો લડાઇ કરવા તૈયાર થા. આ દુતના સમાચાર દમદત્ત સાંભળી ઘણો કોપાયમાન થયો, અને કહ્યું કે, હે દુત! દુર્યોધનને જઇને કહે કે તમો તો દેડકાની માફક પેટ ફુલાવી જાણો.

જો તમો સાચો સાચ લડવાં આવ્યાં હો તો તમારા લશ્કરને એક બાજુ રાખી તમો આવો સામા. આપણેજ લડીએ. આમ કહી દુતને પાછો મોકલ્યો. દુતના કહેલા સમાચાર અભિમાની દુર્યોધને કબુલ રાખ્યા અને દમદત્તને કહેવરાવ્યું કે, અમો તૈયાર છીએ.

આ સાંભળી દમદત્ત ઘોડા ઉપર ચડી હથીઆર લઇ, કાંઈ પણ સૈન્ય કે સુભટ વગર એકાએક આવી પાંડવ તથા કૌરવ સામે ઉભો રહી કહ્યું કે હે દુર્યોધન ! જો તમે ક્ષત્રિય પુત્ર હો અને લડવાં જ આવ્યાં હો તો આવો, મારી સામે ? આ સાંભળી કૌરવ તથા પાંડવ સામા આવ્યાં અને લડાઇ જામી. લડતાં લડતાં દમદત્તે પાંડવ કૌરવના હથીઆર તોડી નાખ્યાં અને પોતાના બાણુ વડે ઘણાં માણસોને આઘા ખસેડી સામે આવી કહ્યું કે, લો આવો રથથી હેઠા ઉતરો, હું પણ મારો ઘોડો એક બાજુએ મુકી તમારા સામો આવવાં તૈયાર છું. આ સાંભળી કૌરવ પાંડવ સામે આવ્યાં. પણ દમદત્ત રાજાએ એકદમ જોરમાં દરેકનો એક એક પગ પકડી દુર નાખવા માંડયાં. અર્જુને બાણુ ઘણાં ફેંકયાં પણ બધાય નકામાં ગયા. એ લોકો શરમાયા. અને આ હારથી એકદમ લશ્કર લઇ ભાગી ગયાં.

આવી રીતે લડાઇનો અંત આવવાથી દમદત્ત રાજા જય વિજય બોલાવી પોતાના નગરમાં આવ્યો. અહીં નિડરપણે રાજ્ય કરવા લાગ્યો. ઘણા દિવસો વિત્યા બાદ એક દિવસે હસ્તિશીર્ષ નગરમાં ધર્મઘોષ નામનાં મહારાજ પધાર્યા. આ ખબર પડતાં દમદત્ત રાજા મહારાજશ્રીના દર્શન કરવાં ગયાં. ધર્મઘોષ મહારાજે રાજા વગેરે મોટી પ્રષદાને ધર્મ ઉપદેશ સંભળાવ્યો. આ સાંભળી દમદત્ત રાજા વૈરાગ્ય પામ્યો અને પોતાના પુત્રને રાજ સોંપી દીક્ષા લીધી. પછી અગ્યાર અંગનો અભ્યાસ કરી

ઘણો તપ જપ ક્રિયાં કરી ગુરૂ મહારાજની આજ્ઞા લઇ એક વખત એકાએક વિહાર કરી હસ્તિનાપુર નગર પધાર્યા, અને નગરની બહાર સ્મશાન ભૂમિ પાસે એક મકાનમાં આજ્ઞા લઈ ભીક્ષુની પડીમાં અંગીકાર કરી, કાઉસગ્ગ ધ્યાને ઉભા રહ્યા. બીજે દિવસે દુર્યોધને પોતાના ભાઇઓની સાથે બગીચામાં જતાં દમદત્ત મુનિને ધ્યાનમાં ઉભેલાં જોયાં. આથી દુર્યોધને તેના ભાઇઓને કહ્યું કે, ભાઇઓ જુઓ ! આ પેલો હસ્તિશીર્ષ નગરનો રાજા સાધુ થઈ અહીં આવ્યો લાગે છે. ચાલો તૈયાર થાવ ! તે બરાબર આપણા પંજામાં સપડાયો છે. તેની નજીક જઈ દુરથી તેને પત્થરોનાં ઘા એવા મારો કે જેથી તે પરલોક ભેગો થઈ જાય અને આપણો બદલો વળે. આ દુર્યોધનનું કહેવું સાંભળી બધા ભાઈઓ પત્થરોના ઘા દમદત્ત મુનિ તરફ કરવા લાગ્યા. દમદત્તને પત્થરના ઘા ઘણા વાગ્યાં. એવામાં ધર્મરાજા વગેરે પાંચ પાંડવોએ બગીચા તરફ જતાં આ દેખાવ જોયો. તેમને જોતાંજ કૌરવો તો ભાગી ગયા. ધર્મરાજા નજીક આવ્યા અને ભાઇઓને કહ્યું કે, હે ભાઇઓ ! આ તો હસ્તિશીર્ષ નગરનો દમદત્ત રાજા સંસાર છોડી આપણાં આંગણે પધાર્યાં છે, ધન્ય ભાગ્ય તેમના કે તેઓ રાજ્ય છોડી પોતાના આત્માનું સાધન કરે છે. આમ કહી કૌરવોએ નાખેલાં પત્થરાઓને એક બાજુ ફગાવી દીધાં અને ખુબ સ્તુતિ કરી પગે લાગ્યાં. વારવાર માફી માગી. આમ છતાં પણ મુનિ એજ દશામાં સ્થિર રહ્યાં. કૌરવ પ્રત્યે દ્વેષ કે પાંડવ પ્રત્યે રાગ પણ ન થયો ને તેથી સમભાવે શુક્લ ધ્યાન, શુકલ લેશ્યામાં રહી, કેવળજ્ઞાન કેવલ દર્શન પામ્યાં. આવાં સર્વ વિરતી મુનિ સમભાવમાં રહ્યાં. એ સર્વ વિરતી સામાયિક ઉપર વાત કહી.

---

# પ્રશ્નોત્તર.

**૯ પ્રશ્ન**—સામાયિકના ચાર અંગ ક્યા ?

**ઉત્તર**—સમતા, સંયમ, શુભ ભાવના અને આર્ત્ત-રૌદ્ર ધ્યાનનો ત્યાગ; એ સામાયિકના ચાર અંગ છે.

**૧૦ પ્રશ્ન**—સામાયિકમાં કઇ કઇ શુદ્ધિ જાળવવી ?

**ઉત્તર**—સામાયિકમાં (૧) આચાર શુદ્ધિ, (૨) ઉપયોગ શુદ્ધિ, (૩) ભાષા શુદ્ધિ-ખુલા મોઢે ન બોલવું તે, (૪) ઉપકરણ શુદ્ધિ-મુહ-પતિ ગોચ્છા વિગેરે રાખવા તે, અને આ ઉપરાંત સ્થાન શુદ્ધિ પણ જાળવવી કારણ કે સ્થાનશુદ્ધિ હોવાથી અપવિત્ર પરમાણુંનો સ્પર્શ થતો નથી, અને તેથી મનની પવિત્રતા જળવાય છે. આ માટે વિશેષ કરીને ઉપાશ્રય તે સામાયિક કરવાનું ઉત્તમ સ્થળ છે.

**૧૧ પ્રશ્ન**—દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી સામાયિક સમજાવો ?

**ઉત્તર**—સામાયિકમાં મુહપતિ, પુસ્તક, ગોચ્છો, કપડાં આદિ જે વસ્તુઓ જોઇએ તેટલાનીજ મર્યાદા રાખવી, અર્થાત્ તેટલાજ છુટમાં રાખીને બાકીની વસ્તુનું પચ્ચખ્ખાણ કરવું, તે દ્રવ્યથી સામાયિક કહીએ. (૨) ક્ષેત્રથી સામાયિક એટલે સામાયિક કરવા માટે જેટલી જગ્યા રોકી હોય તેટલી જગ્યાની મર્યાદા બાંધી બાકીનાનો ત્યાગ કરવો તે. (૩) કાળથી સામાયિક એટલે બે ઘડી-એક કલાક જે સામાયિકના કાળનું માપ છે ત્યાં સુધી સામાયિક કરવું તે. (૪) ભાવથી સામાયિક એટલે રાગ-દ્વેષથી રહિતપણે ૭ કોટીએ ઉપયોગમાં રહી સામાયિક કરવું તે ભાવથી સામાયિક જાણવું.

**૧૨ પ્રશ્ન**—શ્રી મન્મહામહોપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજે સામાયિકનો શો અર્થ કરેલો છે અને તે શેમાં છે ?

**ઉત્તર**—તેમના પોતનાં સવાસો ગાથાના સ્તવનમાં સામાયિકના અર્થ માટે નીચે પ્રમાણે ગાથા આપેલી છે.

**ભગવઈ અંગે ભાખીઓ, સામાયિક અર્થ;**
**સામાયિક તે આતમા, ધરો સુધો અર્થ.**

**૧૩ પ્રશ્ન**—સામાયિક કરવાની વિધિમાં કયા દોષો વર્જવા ?

**ઉત્તર**—સામાયિક કરવાની વિધિમાં ચાર દોષો વર્જવા.

(૧) અવિધિ દોષ, (૨) અતિ પ્રવૃત્તિ-ન્યુન પ્રવૃત્તિ દોષ, (૩) દગ્ધ દોષ અને (૪) શુન્ય દોષ. આ ચાર દોષો સામાયિક કરવાની વિધિમાં ત્યજવા.

**૧૪ પ્રશ્ન**—તે દોષો વિગતવાર સમજાવો ?

**ઉત્તર**—અવિધિ એટલે જે વિધિમાર્ગ શાસ્ત્રમાં કહ્યો છે, તે વિધિથી સામાયિક ન કરવામાં આવે તો અવિધિ દોષ લાગે છે. અતિ પ્રવૃત્તિ-ન્યુન પ્રવૃતિ દોષ-એટલે શાસ્ત્રમાં કહ્યા કરતાં અધિક કે ન્યુન કાંઇ પણ પ્રવૃતિ ન જ થવી જોઈએ એટલે ઓછા વધુ ન થવું જોઇએ. ( જેમકે ઇચ્છામી પડીક્કમણાનો કાઉસગ્ગ કહ્યો છે તેને બદલે કાં તો એક નવકાર ગણીને કે વધુમાં લોગસ્સ ગણે તો ). દગ્ધ દોષ-એટલે સામાયિકમાં ઇહિલોક પરલોકના સાંસારિક સુખોની વાંચ્છના કરવી તે, અને શુન્યદોષ-એટલે ઉપયોગ વિના સામાયિક કરવું, ક્યારે લીધું અને કયારે પાળવું તેનું ભાન ન રાખે તે. આ માટે આત્મહિતાર્થી જનોએ સામાયિક કરતી વખતે અવિધિના દોષો તજવા જોઇએ.

**૧૫ પ્રશ્ન**—સામાયિકમાં ધાર્મિક અનુષ્ઠાનો ક્યા યાદ રાખવા?

**ઉત્તર**—સામાયિકની અંદર પાંચ ધાર્મિક અનુષ્ઠાનો યાદ રાખવા તે એ છે કેઃ—

(૧) વિષાનુષ્ઠાન એટલે આ ભવના સાંસારિક પદાર્થોની વાંચ્છના. પુત્ર, ધન, રાજમાન, વિગેરેની વાંચ્છનાએ સામાયિક કરવી તે વિષાનું-ષ્ઠાન કહીએ.

(૨) ગરલાનુંષ્ઠાન એટલે ધર્મ ક્રિયા કરી પરલોકની [પરભવની] સ્વર્ગાદિકના ભોગની આશાએ સામાયિકાદિ ક્રિયા કરવી તે.

આ બે અનુષ્ઠાનો છોડી દેવા જોઈએ. બાકીના ત્રણ અનુષ્ઠાનો સ્વીકારાય છે એટલે સ્વીકારવા યોગ્ય છે.

(૩) અન્યોન્યાનુંષ્ઠાન એટલે દેખાદેખીથી ધર્મ ક્રિયા કરવી તે. દેખાદેખીથી ધર્મ કરવાથી સરળ સ્વભાવીને લાભ થાય છે. કેટલાક કહે છે કે ત્રીજો અનુષ્ઠાન વર્જવા યોગ્ય છે, પણ તેમ નથી કારણ કે ધર્મ ધ્યાન, ત્યાગ, વૈરાગ્ય, પોષા, પ્રતિક્રમણ, સામાયિક, ચૌવિહાર વિગેરે દેખાદેખી ક્રિયા કરવાથી પણ ઘણો લાભ થાય છે. જેમકે વરૂણ નાગ નત્તુઆના મંત્રીની પેઠે.

દેખાદેખી એટલે એક સાચે રસ્તે ચાલતો હોય તેની પછવાડે તેના દેખાદેખીથી ચાલે તો ઇચ્છીત સ્થાને પહોંચી શકે.



# વરૂણનાગની કથા.

અન્યોન્યાનુષ્ઠાન એટલે દેખાદેખી ધર્મ કરવાથી પણ જરૂર લાભ મળે છે. ભગવતી શતક ૭ મું, ઉદ્દેશો ૯ મો. જુઓ દ્રષ્ટાંતઃ—

જંબુદ્વિપનાં ભરતક્ષેત્રમાં વિશાળા નામનું એક ભવ્ય નગર છે. ત્યાં ચેડા મહારાજા રાજ્ય કરે છે તે ઘણો ધર્મી છે. તેજ શહેરમાં વરૂણ નામનો નાગનો પૌત્ર હતો, એટલે તેનું નામ વરૂણ નાગ સૌ કહેતાં હતાં તે રૂધ્ધિવંત હતો અને કોઇનો પરાભવ્યો (હરાવ્યો) જાય તેમ નહોતો અને ખાસ મહાવીરનો શ્રાવક હતો. જીવ-અજીવ ઇત્યાદિક નંવે તત્ત્વોનો જાણનાર હતો. પુન્ય પાપના ફળ પણ જાણતો હતો. બાર વ્રતધારી શ્રાવક હતો અને જ્યારથી શ્રાવકવ્રત લીધા ત્યારથી બબે ઉપવાસના પારણા નિરંતર આંતરાં રહિત કરતો હતો. સદાય શ્રાવકના વ્રતમાં, ધર્મ ધ્યાનમાં પુરણ કુશળ હતો.

એક વખત રાજાની આજ્ઞાથી, ગણની આજ્ઞાથી બળાત્કારથી વિગેરે વ્રતોમાં આગાર છે, તે પૈકી રાજાના હુકમથી 'રથ મુસળ' એ નામનો સંગ્રામ (લડાઈ) માં જવું પડ્યું. હવે જ્યારે રાજાનો હુકમ આવ્યો ત્યારે તેમને છઠ [બે ઉપવાસ] નું પારણું હતું અને જાણ્યું કે મારા ધણીનો હુકમ આવ્યો તે મારે શીર ચડાવવો જોઇએ અને પારણાની ખટપટમાં રહીશ તો ઘણો વખત લાગશે, પ્રમાદ થશે એમ સમજી ત્રીજો ઉપવાસ ભેળવી દીધો. પોતાના ચાકરને બોલાવી હુકમ કર્યો કે જલ્દી સંગ્રામી રથ હથીયાર સહીત તૈયાર કરી બળવંત તથા દ્રષ્ટિ પ્રમાણે ચાલનારા એવા ઘોડાને જોડી લાવો. તેમજ હાથી, ઘોડા

રથ, પાયદળ એ સર્વ હથીયાર સહીત ચતુરંગી સેના, લડાઈ કરવા યોગ્ય લડવૈયા, ચતુર્વીધ સૈન્ય તૈયાર કરો. એવો હુકમ કરવાથી નોકરોએ તમામ તૈયાર કરી હાજર કર્યું. તેમજ ધજા છત્ર સહિત સંગ્રામ રથ હાજર કર્યો તે દેખી વરૂણ નાગ રાજા સ્નાન કરવા ઘરમાં ગયા, સ્નાન કર્યું. સુગંધી દ્રવ્યોનું વીલેપન કર્યું. કોગળાં કર્યાં. તેલાદીક મર્દન કરાવી તીલ મસાદિક કોર્ણીક રાજાની માફક તૈયાર થઇને સર્વ અલંકારથી વિભુષીત થઇને શરીર ઉપર કવચ ધારણ કર્યા અને કોરંટક વૃક્ષના ફુલની માળા યુક્ત છત્ર ધારણ કરતાં થકાં અનેક ગુણોના નાયક દુત સંધીપાળ સહિત નીકળ્યો. અને તે આવીને બરદાવળીઓને બરદાવલી બોલાવતો થકો તે રથમાં બેઠો. રથમાં બેસીને ચાર પ્રકારની સૈન્યા સહિત, મોટા મોટા સુભટોથી રક્ષાયેલો તે કોર્ણીક રાજાના લડવૈયા સામે 'રથ મુસળ' સંગ્રામમાં આવ્યો. હવે વરૂણનાગને એવો અભિગ્રહ હતો કે મારા ઉપર કોઈ હથીઆરનો પહેલો ઘા કરે ત્યાર પછી તેના પર મારે સામો ઘા કરવો.

હવે વરૂણ નાગે રણના મુખ પાસે આવી પોતાના રથને સામો રાખ્યો. તે વખતે કોર્ણીક રાજાના લડવૈયાઓ હથીયાર સહિત સામા રણની મુખે આવ્યાં. ધજા, રણ સ્થંભ રોપાયા. સીંધુડા રાગ થવા લાગ્યાં. બ્રદાવલીઓ બ્રદાવલી બોલતાં થકી લડવૈયાઓને ઘણું તેજ ચડાવે છે. તે વખતે કોર્ણીકનો સુભટ હથીઆર, બખતર, રથ સહિત સામો આવ્યો અને વરૂણ નાગને કહેવા લાગ્યો કે હે વરૂણ નાગ ! લડાઇ ચાલતી કર, હથીયાર નાખ, જોઈ લે અમારૂં બળ, આમ કહી પડકાર્યો. જે વખતે પડકાર કર્યો ત્યારે વરૂણ નાગ બોલ્યો કે જેણે મારા ઉપર પ્રહાર કર્યો નથી તેના ઉપર મારે પ્રહાર કરવો કલ્પતો નથી. તમો લડાઇ ચલાવો. પ્રહાર કરો. તે વખતે વરૂણ નાગના કહ્યાં પછી

તુરતજ તે પુરૂષ ક્રોધે ધમધમી, ત્રણ ભ્રકુટી લલાટે ચડાવી, હાથમાં ધનુષ્ય બાણ ધારણ કરી, ઢીચણ ભરીયા થઇ, કાનના મૂળ સુધી પણછ ખેંચી નાગ ઉપર તીક્ષ્ણ પ્રહાર કર્યો. તે પ્રહાર વરૂણ નાગના હૃદયમાં લાગ્યો. તે બાણ ઘણોજ આકરો લાગ્યો હતો. પણ તે પોતાના હૃદયમાંનું ઉપરથી બાણ કાપી પાટો મજબુત બાંધી ક્રોધાતુર થઇ હાથમાં બાણ લઈ, પણછ ખુબ કાનના મૂળ સુધી ખેંચી, સામા લડવૈયા ઉપર મારતા તે લડવૈયો એકજ બાણ વડે કરી મરણ પામ્યો. એમજ લડાઇ કરતાં બીજા કેટલાકને પણ બાણ વડે કરી ખસેડ્યાં, ભગાડ્યા, માર્યા, રણ ખાલી કરી દીધું. એક બે વખત પડકારો કર્યો. કોઈ છે લડવૈયો ? સામું કોઈ ઉભું ન રહ્યું ત્યારે પોતે પણ બાણ વાગવાથી શક્તિ રહિત, બળ, વીર્ય, પુરૂષાત્કાર પરાક્રમ રહિત થયો. પોતાના શરીરને અતિશય અશક્ત જાણીને ઘોડાની લગામ પોતાના હાથમાં લઈ રથને પાછો ફેરવી 'રથ મુસળ' સંગ્રામમાંથી નીકળી એકાંત નિર્જન ભૂમિમાં ગયો. ત્યાં રથમાંથી હેઠા ઉતરી ઘોડાઓને છોડી દીધા ને પોતાના કપડાં વડે કરી જમીનને પુંજી, ડાભનો સંથરો બનાવી તેના પર પૂર્વ દિશા સામું મોઢું રાખી પલાંઠી વાળી બેઠો અને બે હાથ જોડી મસ્તકે અડાડી એમ બોલ્યો કે, અરિહંત ભગવંત મુક્તિને પ્રાપ્ત થયાં તેમને મારા નમસ્કાર હો. ધર્મની આદીના કરનાર યાવત્ મોક્ષ પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળાં મારા ધર્મગુરૂ ધર્માચાર્ય ધર્મોપદેશક શ્રી શ્રમણ ભગવંત મહાવીરને મારા નમસ્કાર હો. હે પ્રભુ ! હે નાથ ! હું આંહી છું, આપને વંદના-નમસ્કાર કરૂં છું આ રીતે વંદના નમસ્કાર કરીને એમ બોલ્યા કે મેં પહેલાં શ્રી શ્રમણ ભગવંત મહાવીરની પાસે જાવ જીવ સુધીસ્થુલ પ્રાણાતિપાત આદિ પાંચ અણુવ્રત, ચાર શીક્ષાવ્રત, ત્રણ ગુણવ્રત જીવની હીંસાનો ત્યાગ, અસત્યનો ત્યાગ,

ચોરીનો ત્યાગ, સ્દાર સંતોષ અને પરિગ્રહનો જે મેં મર્યાદાએ કરી ત્યાગ કર્યો છે, તે ફરીથી મહાવીરની શાખે સર્વ પ્રાણાતિપાતના પચ્ચખાણ કરૂં છું. યાવત્ અઢારે પાપ સ્થાનકના પચ્ચખાણ કરૂં છું એમજ ચારે પ્રકારના આહારનો જાવ જીવ સુધી ત્યાગ કરૂં છું, વળી આ શરીર ઇષ્ટકારી, વ્હાલું, પ્રિયકારી, પ્રીતિકારક એવા મારાં આ શરીરને જીંદગી પર્યંત ત્યાગ કરૂં છું એમ કરીને કવચ છોડી બાણનું શલ્ય [ભલકુ] જે શરીરમાં ખુંચ્યું હતું તે કાઢીને આલોવી—પડીકમી નીંદી નીશલ્ય થઈ અનુક્રમે સમાધી સહિત મરણ પામ્યો. ત્યાં તેનો જે મંત્રી તથા બાળમિત્ર હતો તે પણ સંગ્રામનાં મુખમાં રહ્યો હતો અને સામાનું બાણ વાગ્યું તેથી તે પણ શક્તિ રહીત થઇ ગયો પણ યુદ્ધ કરી જય વિજય બોલાવી. તે પણ રથને પાછો ફેરવી જ્યાં વરૂણનાગ હતો ત્યાં આવ્યો. ત્યાં રથથી હેઠાં ઉતરી, ઘોડાને છોડી દીધા, અને કપડાથી સંથારો બીછાવીને પૂર્વ દીશાએ મુખ રાખી બેઠો. અને બે હાથ જોડી એમ કહ્યું કે મારો પ્રિય બાલ મિત્ર વરૂણ નાગને જે અણુવ્રત ગુણવ્રત વેરમણં પ્રત્યાખ્યાન પોષધ ઉપવાસ છે, તે તેમને હોય તે પ્રમાણે મને પણ હજો. એમ કહી તેણે પણ કવચ કાઢી બાણ કાઢીને હાથ જોડી કહ્યું જે પ્રમાણે મારા મિત્ર વરૂણ નાગને હોય તેમ મારે પણ હોજો. એમ અનુક્રમે તેનાંજ પ્રમાણમાં દેખાદેખી આલોવી, પડીકમી, કાળધર્મ એટલે મરણને પામ્યાં.

હવે જે વખતે વરૂણ નાગ મરણ પામ્યાં ત્યારે સમીપ [પાસે] રહેલા વાણ વ્યતંર દેવોએ દીવ્ય સુગંધી પાણીની વૃષ્ટિ કરી. પાંચ વર્ણવાળા અચેત કર્તવ્ય પુષ્પની વૃષ્ટિ કરી. તેની રીતે દીવ્ય ગીત તથા ગંધર્વએ ધ્વની કીધી તે વખતે વરૂણ નાગ દેવલોકમાં ગયા.

દેવીઓ [અપ્સરાઓ] વરી એમ સાંભળી અન્યો અન્ય ઘણાં લોકો પ્રસંશા કરવા લાગ્યા. અને કહેવા લાગ્યાં કે યુદ્ધમાં સન્મુખ યુદ્ધ કરનારા ઘણાં મનુષ્યો દેવમાં ઉત્પન્ન થાય છે, અને તેમને અપ્સરાઓ વરે છે, એમ લડવૈયાઓ બોલે છે. પરંતુ આખા યુદ્ધમાં માણસો એક કરોડ ને એંસી લાખ મરાણા, તેમાંથી એક પોતાનો ધર્મ આરાધી ધર્મ ક્રિયાના પ્રભાવ વડે કરી પહેલાં દેવલોકે ગયાં. સુધર્મા દેવલોકના અરૂણનાભ વીમાનમાં ચાર પલ્યોપમની સ્થિતીથી ઉત્પન્ન થયાં અને ત્યાંથી દેવતાં સબંધીનું આયુષ્ય ભવ તથા સ્થિતિ ક્ષય કરી મરણ પામી મહાવિદેહ ક્ષેત્રમાં જઇ મનુષ્ય થઇ દશાંગી સુખની પ્રાપ્તિ કરશે, છેવટે સદ્-ગુરૂની જોગવાઇ વડે કરીને ઉપદેશ સાંભળી દીક્ષા લેશે. ત્યાં ઘણીજ ઉત્તમ ક્રિયા કરી ચાર કર્મ ઘનઘાત્તી ક્ષય કરી કેવળજ્ઞાન પામશે અને કેવળીપણે ઘણો વખત વિચરી છેવટ બાકીના ચાર કર્મ છે તે ક્ષય કરી પરમ પદ પામશે. હવે તેના દેખાદેખી ક્રિયા કરનાર તેનો બાલ-મિત્ર ત્યાંથી મરણ પામી ઉત્તમ કુળમાં મનુષ્યપણે ઉત્પન્ન થયો ત્યાં તે પણ આયુષ્ય પુરૂં કરી મહાવિદેહ ક્ષેત્રમાં જઇ દશાંગી સુખ સહિત મનુષ્યપણું પામી સદ્દગુરૂની જોગવાઇ મળશે, ત્યાં બોધ પામી દીક્ષા અંગીકાર કરી સર્વ કર્મ ક્ષય કરી મોક્ષ પ્રાપ્તિ કરશે એમ અન્યો-ન્યાનું દ્રષ્ટાંત એટલે દેખાદેખીથી ધર્મ ધ્યાન કરનારને પણ પૂર્ણ ફળ મળે છે.

(૪) તદ્દહેતુ અનુષ્ઠાન—એટલે કરેલી ધર્મ ક્રિયા. ધર્મ ક્રિયા કરનારને પરોક્ષ ફળ આપે છે એટલે કરમની નિર્જરા થાય છે તે અને,

(૫) અમૃતાનુંષ્ઠાન એટલે જેનું ફળ અમૃત એટલે આત્માનો વેકાસ છે તે શુદ્ધ નિર્જરા થાય તે.

આ પાંચ અનુષ્ઠાનોમાંથી બે અનુષ્ઠાનો છોડી દેવા જોઇએ, અને ત્રણ અનુષ્ઠાન આદરવા યોગ્ય છે.

**૧૬ પ્રશ્ન**—સામાયિકમાં અતિચારના ક્યા દોષો વર્જવા જેવા છે?

**ઉત્તર**—સામાયિક કરતી વખતે અતિચારના પાંચ દોષો વર્જવા. મન, વચન અને કાયાનું દુષ્પ્રણીધાન એટલે મન, વચન, કાયાથી પાપ કર્મમાં પ્રવર્તન કરવું નહિ. એ ત્રણ ભેદો તથા ચોથો અનાદર એટલે પ્રમાદના દોષથી જેમ તેમ સામાયિક કરવું એટલે સમય પુરો ન થયો હોય તો પણ વહેલું પાળવું તે. પાંચમો સ્મૃતિનો નાશ તે છે તેનો ભાવાર્થ એ છે કે અવ્યવસ્થિતપણે, અનિયમિતપણે સામાયિક કરવું તે. આ પાંચ અતિચારથી ભવ્ય જીવોએ વિરમવું જોઇએ.

**૧૭ પ્રશ્ન**—કેવળી પ્રભુએ સામાયિક માટે શું કહ્યું છે?

**ઉત્તર**—કેવળી પ્રભુએ સામાયિક માટેનું નીચેનું સૂત્ર પરૂપ્યું છે.

**निंद पसंसासु समोय माणा व माणंकारीसु ।**
**समसयण परजण मणो सामाइय संगओ जीवो ।१।**
**जो समो सव्वभूएसु तसेसु थावरेसु य ।**
**तस्स सामाइयं होइ इमं केवली भासियं ।२।**

—અનુયોગદ્વાર સૂત્ર.

**અર્થ**—સામાયિક સહીત જે નિંદા પ્રશંસામાં સમ–પરિણામી હોય, વળી માન તેમજ અપમાન કરવાવાળા ઉપર સમ પરિણામવાળો હોય, તેમ પરજન ઉપર પણ સમભાવ રાખે. ૧. વળી ત્રસ અને સ્થાવર જીવો ઉપર પણ સમભાવ પરિણામી હોય તેને સામાયિક હોય તેવું કેવળી ભગવંત કહે છે. ૨.

**૧૮ પ્રશ્ન**—સામાયિકના આઠ નામ તેના અર્થ સાથે કહો ?

**ઉત્તર**—સામાયિકના મુખ્ય બે ભેદ છે. દેશવિરતિ અને સર્વ વિરતિ. તેમાં કેટલાએક ભાવ અને દ્રવ્ય એમ બે પ્રકાર સુચવે છે. ભાવ સામાયિક આઠ પ્રકારે વર્ણવેલી છે.

**गाथाः—सामाइयं समइयं सम्मंवाओ समास संखेवो ।**
**अणवज्जं च परिणा पच्चक्खाणेय ते अठा ॥**

(૧) સમતા ભાવ રાખવો તે **समभाव सामायिक** (૨) સર્વ જીવ ઉપર દયા ભાવ રાખવો તે **समयिक सामायिक** (૩) રાગદ્વેષ રહીત યથાતથ્ય સત્ય બોલવું તે **समवाद सामायिक** (૪) થોડાજ અક્ષરમાં તત્ત્વ સાચું સમજી જવું તે **समास सामायिक** (૫) થોડાજ અક્ષરમાં કર્મનો ક્ષય થાય એવો દ્વાદશાંગીનો સૂત્રાર્થ વિચારવો તે **संक्षेप सामायिक** (૬) પાપરહીત સામાયિક આદરવું તથા વર્તન કરવું તે **अनवद्य सामायिक** (૭) સામાયિકના તત્ત્વને જાણી લેવું, તત્ત્વનું જાણપણું જે સામાયિકમાં હોય છે તે **परिज्ञा सामायिक** (૮) બંધનકારક ત્યાગેલી વસ્તુનો સ્વીકાર ન કરવો તે **प्रत्याख्यान सामायिक.**

---

સંક્ષેપ સામાયિક (શબ્દ થોડા અર્થ ઘણો) એ વિષય ઉપર

# જીતશત્રુ રાજાની કથા.

---

જંબુદ્વીપના ભરતક્ષેત્રના વિષે વસંતપુર નામે એક શહેર છે. તેને વિષે જીતશત્રુ રાજા રાજ્ય કરે છે. તે રાજાને વૃદ્ધ થવાથી આયુષ્યનો વિશ્વાસ ઉડી ગયો હતો. એને થયું કે, આ છેલ્લી અવસ્થામાં પણ કંઇક ધર્મ, પુણ્ય કે આત્મસાધન કર્યું હોત તો કોઇ કાળે તરી જવાય. જીંદગીનો ઘણો ભાગ તો રાજ પ્રપંચ, યુદ્ધ અને વિલાસમાં વ્યતીત થઇ ગયો. હવે શું કામ કરૂં કે જેથી જીવનના આ અંતિમ દિવસો ઉગી નીકળે ?

શાસ્ત્રવેત્તાઓની સલાહ લેવાનો વિચાર કરી, તેણે પોતાના રાજ્યમાં જેટલા શાસ્ત્રીઓ, વિદ્વાનો અને પંડિતો હતા તેમને સૌને પોતાની રાજ્ય સભામાં આમંત્ર્યા, અને કહ્યું કે "મારે હવે આત્મ કલ્યાણ સાધવું છે. મને સરળ શાસ્ત્રીય માર્ગ બતાવો."

**વિપ્ર**—અમારી પાસે શાસ્ત્રોના મોટા ભંડાર ભર્યાં છે, તમે આજ્ઞા આપો તો એક પછી એક એમ વાંચીએ, અને તમને સમજાવીએ.

જીતશત્રુ રાજાને હવે એટલો અવકાશ ન હતો, (અવકાશ હોય છતાં પણ હવે તે અધીરો બન્યો હતો). એને માત્ર શાસ્ત્રો સાંભળવાની નહીં પરંતુ સિદ્ધાંતો જીવનમાં ઉતરવાની તાલાવેલી લાગી હતી.

"આયુષ્યના અંત સુધી શાસ્ત્રો સાંભળ્યા કરો, કદાચ સાંભળી સાંભળીને થાકી જાઓ, પણ અમારા ગ્રંથનો આરો ન આવે, એટલી શાસ્ત્ર–સમૃદ્ધિ અમારી પાસે પડી છે." બીજા એક પંડિતે પોતાના શાસ્ત્ર–વૈભવ દર્શાવતાં કહ્યું.

વ્યાકરણ, ન્યાય, મીમાંસા, સાહિત્યના મહારથી જેવા બીજા ઘણાં પંડિતો જેમણે જીવન અધ્યયન-અધ્યાયની પાછળ અર્પી દીધાં હતાં અને જેઓ એ વાતનું વ્યાજબી અભિમાન ધરાવતા હતા તેમણે પોતે પોતાના વિષયનો મહિમા ગાવા માંડયો, સૌની આગળ એમના વિષયનું અખૂટ સાહિત્ય હતું, રાજા જેવો જિજ્ઞાસુ મળે અને શાસ્ત્રની કદર થાય એવી ઊંડી ઊંડી વૃત્તિ પણ ખરી.

જીતસત્રુ રાજાએ ફરીવાર પોતાનો નિશ્ચય સંભળાવ્યો કે "મારી જીવન મુડી ઘણી ખરચાઇ ગઇ છે. છેલ્લા દિવસોમાં એ બધા શાસ્ત્રોના દોહન (સત્વ) રૂપ સિદ્ધાંતો સંભળાવો તોજ હું કાંઇક પાળવાનો પ્રયત્ન કરૂં. મને કંઇ એવું કહો કે જેમાં શબ્દોનો આડંબર કે વિસ્તાર ન હોય પણ મૂળ વસ્તુ એમાં સમાઇ જતી હોય."

સભાના વિદ્વાનો વિચારમાં પડયા. રાજાની સ્થિતિની તેઓ કલ્પના કરી શકયા પછી સઘળા શાસ્ત્રવેત્તાઓએ મળી એમના વિષય અને શ્રદ્ધાને અનુરૂપ એક શ્લોક તૈયાર કર્યો, અને જીતશત્રુ રાજા પાસે જઇ એમણે એ શ્લોક સંભળાવ્યો.

**जीर्ण भोजन मात्रेयः कपिलः प्राणीनां दयाम् ।**
**बृहस्पति रविश्वासम् पंचालः स्त्रीषु मार्दवम् ॥**

આરોગ્ય વિદ્યાના અભ્યાસીઓએ પોતાનાં વૈદક શાસ્ત્રને મથી મથીને સિદ્ધાંત નીચોવ્યો કે, "જીર્ણ ભોજન કરવું અર્થાત્ પ્રથમનો

કરેલો આહાર બરાબર પચી જાય તે પછી બીજો આહાર કરવો." એ આત્રેય મહર્ષિના શાસ્ત્રનું રહસ્ય છે.

કપિલ મતના અનુયાયીઓએ પોતાના શાસ્ત્રોમાંથી એવો સાર તારવ્યો કે "સર્વ જીવની ઉપર દયા રાખવી." એ કપિલ મુનિના વચનોનો પરમાર્થ છે.

બૃહસ્પતિના સિદ્ધાંતને માનનારાઓએ કહ્યું કે, 'કોઇની ઉપર અંધ વિશ્વાસ ન રાખવો.' એ ન્યાય શાસ્ત્રનો નિષ્કર્ષ છે.

પંચાલના ભક્તોએ કહ્યું કે "સ્ત્રી જાતિ સાથે નરમાશથી વર્તવું." એ કામશાસ્ત્રનું રહસ્ય છે.

પંડિતો પોતેજ લૌકિકાચારમાં મુંઝાએલા હતા. એમને લૌકિકાચાર સિવાય બીજી મહત્વની વસ્તુઓનું ભાન ન હતું. તેથી તેમણે જીર્ણ ભોજન, જીવ દયા, અવિશ્વાસ અને મૃદુતાના સામાન્ય સિદ્ધાંત ઘણા લાંબા મંથનને અંતે તારવ્યા. સામાન્ય પંડિતો પુષ્કળ મહેનત પછી પણ થોડા શબ્દોમાં ગંભીરાર્થવાળી વાત બરાબર કહી શકતા નથી. પરંતુ જે જીનેશ્વર ભગવાન પોતાના સૂર્ય સમાન કેવળજ્ઞાનના કિરણોથી લોકાલોકનું વસ્તુ સ્વરૂપ જોઈ રહ્યા હોય છે તેઓ તો પ્રાણી માત્રના કલ્યાણ અર્થે ત્રિપદી જેવા સંક્ષેપ મંત્ર ઉચ્ચારી થોડાજ શબ્દોમાં સકળ શાસ્ત્રોને રહસ્યથી ઠાંસી ઠાંસીને ભરી દે છે. ગણધર મહારાજાઓ ત્રિપદીમાંથી દ્વાદશાંગીની રચના કરે છે. જીનેશ્વર ભગવાનની વાણી સંક્ષેપમાં હોવા છતાં એમાં ગંભીર અર્થો ગુંથાએલા હોય છે. મનુષ્યો અને દેવોજ નહિ પણ સામાન્ય પ્રાણી પણ ભગવાનની વાણીનો અર્થ સમજી શકે છે. જગતના કલ્યાણ અર્થે જેમણે થોડામાં

થોડા શબ્દોની અંદર ગંભીરમાં ગંભીર સત્યો, સરળમાં સરળ માર્ગો નિરૂપ્યા એમનો આપણા ઉપર કેટલો ઉપકાર છે? રાજાની આજ્ઞાથી પંડિતોની સભા પણ જે નિષ્કર્ષ ન કાઢી શકે, તે જીનેશ્વર દેવો સહેજે સ્વયં સ્ફુરણાથી ભવ્ય જીવોને સંભળાવે છે, અને ગણધરો, આચાર્યો, ઉપાધ્યાયો એના અર્થ સમજાવી સંસારના જીવોને પ્રકાશ આપે છે.

અક્ષર થોડા પણ રહસ્ય ઘણું સમજાય એવી રીતે દ્વાદશાંગીનું સાર રૂપ જાણવું તે સંક્ષેપ સામાયિક કહેવાય છે.

તેઓશ્રી સંક્ષેપમાં ઉપદેશે છે કે દ્રવ્યથી વસ્તુ ધ્રુવ (નિત્ય) છે માટે તમારે શોક રૂપ દ્વેષ કરવાની અગત્ય નથી, પર્યાયે અનિત્ય છે માટે તેના પર રાગ કરવો ઘટીત નથી. આમ અરાગ અને અદ્વેષ રૂપ સમભાવ એજ મોક્ષ છે. એમ સમજીને સમભાવ ઉત્પન્ન કરનાર મોક્ષ માર્ગને બતાવનાર પહેલું પગથીયું દેશ વિરતિ સામાયિક છે. માટે મારે હંમેશા દ્રવ્ય થકી દ્રવ્યોપગરણ સહિત ઉભય ટંકની સામાયિક કરવી એમ અનુક્રમે સામાયિક પ્રતિક્રમણ કરવા લાગ્યા તેમજ મુનિ મહારાજ પાસેથી સૂત્રાર્થ સાંભળી બાર વ્રત અંગીકાર કર્યાં, છેવટ સંથારો કરી આલોવી, પડી કમી, કાળને અવસરે કાળ કરી સ્વર્ગમાં ગયાં અને એકાવતારી બની ત્યાંથી મનુષ્ય થઈ મોક્ષમાં જશે, એ સંક્ષેપ સામાયિક ઉપર કથા કહી.

આનો ભાવાર્થ—થોડામાંજ આત્માનું કલ્યાણ થાય એવા ઉપાયો યોજે તો અલ્પ આરંભવાળો જીવ સુખશાતા મેળવે છે, અલ્પ પરિગ્રહવાળો સંતોષ પામે છે, હંમેશા અલ્પ આહારવાળો (ભોજનવાળો) નિરોગી થાય છે, અલ્પનિંદ્રાથી જીવ દીર્ઘ–લાંબુ આયુષ્ય બાંધે છે,

અલ્પ—થોડું નિયમિત બોલનારો જીવ વચન સિદ્ધિવાળો થાય છે અને લોકોના અલ્પ પરિચયવાળો ભવ્ય આત્મા આ લોકમાં આધ્યાત્મિક (આત્માર્થી) આત્મ સ્વરૂપ જાણનારો થાય છે.

આવી ભાવ સામાયિક દરેક ક્ષણે કરી શકીએ તો આપણી સ્થિતિ કેટલે દરજ્જે સુધરે ?

ભાવ સામાયિકની સ્થિતીએ પહોંચવા પ્રથમ દ્રવ્ય સામાયિકમાં નિપુણ થવું જોઈએ. શુદ્ધ રીતે કરતાં શીખવું જોઇએ. દ્રવ્ય સામાયિકની સીડી પસાર કર્યા વિના ભાવ સામાયિકનાં માળ પર પહોંચવું મુશ્કેલ છે. દ્રવ્ય સામાયિક બાંધતી વખતે સાવદ્ય જોગ સેવવાના પચ્ચખ્ખાણ કરે છે એટલે સર્વ પ્રકારના પાપકારી કાર્યોની બંધી કરે છે.

હવે ઉપર પ્રમાણે નહિ સમજનારા કેટલાક બાળ ભાવવાળાઓ અમૂલ્ય સામાયિકમાં દોષ લગાડે છે ને છતી શક્તિએ સામાયિક કરવામાં કેટલાએક પ્રમાદ સેવે છે. વળી કેટલાએક એમ કહે છે કે, સામાયિકના પચ્ચખ્ખાણ ન કરવા અને ભાવના રાખવી એમ કહી કિંમતી સામાયિકને અંગીકાર નહિ કરતા નકામો વખત એળે ગુમાવે છે. એમ સમજી ધર્મ કરણી કરનારાએ સામાયિક કરવામાં ભાવ રાખવો અને ધીમે ધીમે કરણી કરતાં થકા જરૂર આત્મા ઉંચો આવે છે. માટે ક્રમે ક્રમે પ્રયાસ આરંભવો જોઇએ. પ્રથમ વચનની અને કાયાની શુદ્ધતા સંપાદન કરી પછી મનના માટે યત્ન કરવો.

સ્થૂળ ત્યાગ કરવા પછી માનસિક ત્યાગ પણ થઈ શકે છે. જે જે ત્યાજ્ય, અગ્રાહ્ય અને સામાયિકમાં દોષ લગાડનાર આવરણો હોય તેથી સાવચેત રહેતા પરિણામે મન શુદ્ધિ, વચન શુદ્ધિ અને કાય શુદ્ધિ થઇ શકશે.

દ્રવ્ય સામાયિક કરીને મનને શાસ્ત્રાભ્યાસ, ધર્મ ધ્યાન, જાપ ચિંતવન વિગેરેમાં અને મુનિરાજનું વ્યાખ્યાન ચાલતું હોય તો તે શ્રવણ કરવામાં રોકવું, વચનને મુખ પાઠ કરેલા સૂત્રોનું સ્મરણ કરવામાં અથવા તો નવા વાકયો ગોખવામાં રોકવું અને કાયાને શાસ્ત્રમાં ફરમાવેલા આસનમાં ગોપવવી એટલે દશ મનના, દશ વચનના અને બાર કાયાના એ બત્રીશ દોષમાંથી બચી શુદ્ધ સામાયિક કરવા પ્રયાસ કરવો. સત્શાસ્ત્રોનો અભ્યાસ અને ધર્મી જીવોના સમાગમથી સંશયોને નિવૃત્ત કરવા અને પૂર્ણ શ્રદ્ધાપૂર્વક સામાયિકની શુદ્ધ ક્રિયાથી મળતા અવર્ણનીય લાભ ઉઠાવવા તે વિષે નીચેની ગાથા પુરતી સાબીતી આપે છે.

**सामाइयम्मि उ कए समणो इव सावओ हवइ जम्हा ।**
**एएण कारणेणं बहुसो सामाइअं कुज्जा ॥**

સામાયિક કરવાથી શ્રાવક સાધુ સમાન ઉચ્ચ દશાને પ્રાપ્ત થાય છે, એટલા માટે તેણે વારંવાર સામાયિક વ્રત આદરવું જોઇએ–કરવું જોઇએ. ભદ્રિકભાવપણે વારંવાર સામાયિક કરવાથી મધુમાની પેઠે મહા લાભ થાય છે અને છતી સામગ્રીએ સામાયિક નહિ કરનાર નાગ શેઠની માફક મનુષ્યપણું હારી જાય છે, તે ઉપર—

**મધુમા અને નાગશેઠની કથા વાંચો.**



# મધુમા તથા નાગશેઠની કથા.

---

દીર્ઘપુર નગરને વિષે **નાગશેઠ** નામે એક ઘણોજ ધનાઢ્ય વેપારી વસતો હતો. તેને ઘણી આવક હતી. તેનો વેપાર ધમધોકાર ચાલતો હતો. આખા નગરમાં તેની પ્રતિષ્ઠા, માન અને લાગવગ પ્રચલિત હતા. તેની જાહોજલાલી કોઇ અનોખી હતી. તેનો આલેશાન ભવ્ય આકર્ષક મહેલ જોતાંની સાથે હરકોઇના મનમાં તેની શ્રીમંતાઇનો ખ્યાલ આવી શકે તેમ હતું.

આ શેઠ જેવો દ્રવ્યવાન તેવોજ સત્તાવાળો હતો. તે નગર સુધારક સમાજનો અગ્રેસર હતો. તે લોકેષણાનો લોભી હતો. તે નવા નવા પ્રસંગો ઉત્પન્ન કરી અમલદારો અને શેઠીઆઓને પોતાને ત્યાં બોલાવતો અને એ રીતે તેણે રાજદરબારમાં, શહેરના આગેવાનોમાં અગ્રપદ મેળવ્યું હતું.

તેના મકાનની અંદર દાખલ થતાં એક ડેલી હતી. ડાબી બાજુએ ડેલીની બહાર એક ઓરડી હતી. તે ઓરડીની અંદર એક **મધુમા** કરીને એક વૃદ્ધાવસ્થા પામેલી ડોશી રહેતી હતી, તે બાઇ ઘણીજ ગરીબ હતી અને પોતાની આજીવિકા રેંટીયાથી પૂણીઓ કાંતીને મેળવતી હતી, જ્યારે જ્યારે ડેલીમાંથી જે જે માણસો પસાર થતા ત્યારે ત્યારે તે તેમને 'આવો, પધારજો' વિગેરે રીતે આવકાર આપતી.

એક દિવસે શેઠાણીએ ડોશીમાને કહ્યું; " હેં મધુમા ! તમે તો આખો દિવસ કાંતતા જ હો છો, જ્યારે જોઉં ત્યારે કાંતતા ને કાંતતા જ હો. જાવ રે જાવ! તમને હરવા ફરવા અને વિનોદ કરવાની જરાપણ ઇચ્છા નથી

થતી કે શું ? આજે ચાલો, હમણાં આપણી ગાડી આવે છે તો ફરવા જઈએ." ડોશી બોલ્યાં: "અરે શેઠાણીજી! તમે પૈસાદાર છો. પૂર્વે પુણ્ય કરેલા હશે તેથી તમોને ગાડીમાં હરવું ફરવું વિગેરે જોગવાઇ મળી છે. પરંતુ મારે તો મજુરી કરી પેટ ભરવું, તેના નશીબમાં હરવા ફરવાનું ક્યાંથી હોય ! જો એક દિવસ રેંટીયો કાતતાં વિસામો ખાઉં તો તાવડીને પણ વિસામો મળી જાય, કારણ કે અમારૂં ગુજરાન તો આ રેંટીયા ઉપરજ ચાલે છે જો રેંટીયો ચાલે તો ઘંટી ચાલે અને જાર બાજરીનો રોટલો મળી રહે. ઘણુંયે મને અત્યારે ધર્મ ધ્યાન કરવાની, મુનિ મહારાજના વ્યાખ્યાન સાંભળવાની અને સામાયિક, પ્રતિક્રમણ કરવાની ઇચ્છા થઈ આવે છે. ધર્મ કરવાનો આ મ રો વખત છે પણ પેટને માટે શેઠાણીજી! આ બધું કરવું પડે છે. શું કરીએ ? આ મારા પુણ્યની ખામી છે. ધર્મથીજ માણસ સુખી થઇ શકે છે." વિગેરે શબ્દો બોલતાં બોલતાં ડોશીમા તો બિચારા ગળગળા થઈ ગયાં અને આંખમાંથી આંસુ સારવા લાગ્યાં. આ જોઇ દયાળુ અને પરગજુ શેઠાણી બોલી ઉઠયા: "ડોશીમા! જો તમારે સામાયિક કરવાની ઇચ્છા હોય અને ધર્મ ધ્યાન કરવાને માટે અભિલાષા હોય તો ચાલો મારે ઘેર. હું તમને ખાવાનું, લુગડાંલત્તા વિગેરે બધું આપીશ. ત્યાં તમે ખુશીથી ધર્મ ધ્યાન કરજો." આવું સાંભળી મધુમા બહુજ રાજી થયાં. રેંટીયો કાંતવો બંધ કરી જેની પુણીયો લાવ્યાં હતા તેની પાછી આપી દીધી અને શેઠાણી સાથે ઘેર ગયાં. શેઠાણીએ પોતાના રસોઇયાને હુકમ કરી દીધો કે, મધુમા જ્યારે જમવા આવે ત્યારે તુરત તેમને જમવા બેસાડી દેવા, જરાપણ ઢીલ કરવી નહિ. રસોઇયાને શેઠાણીજીની આજ્ઞા તો શિરોમાન્ય હોયજ.

હવે મધુ ડોશી તો નવરા થયા. શેઠાણીને ત્યાં જમી આવતા', કપડાં વિગેરે શેઠાણી તેમને આપતા. હવે તેમને આજીવિકા માટે કાંઇ જ કરવાની જરૂર નહોતી એટલે કાંઈ દુઃખ રહ્યું જ નહિ. હંમેશા ડોશી સવારમાં વહેલા ઉઠે, ત્રણ ચાર સામાયિક કરે, પાછો જમવાનો વખત થાય ત્યારે જમી આવે ( એવી રીતે પોતાના દિવસો ધર્મ ધ્યાનમાં વ્યતિત કરવા લાગ્યાં ) અને બપોરના વખતમાં ડોશીમા સામાયિક કરવામાં સાવધાન થઇ જતા. એ રીતે આખા દિવસમાં ૧૦–૧૨ સામાયિક ડોશીમા કરતા. જેમ જેમ સામાયિક વધારે કરતા તેમ તેમ શેઠાણી ખુશ ખુશ થઇ જતા. મધુમાની સેવા ચાકરી બહુ કરતા શેઠાણી પણ વખતોવખત મધુમા પાસે જઈ સામાયિક કરવા લાગ્યા. એક દિવસે શેઠાણી અને મધુમા એક ઓરડાની અંદર બેઠા બેઠા ધર્મની ચર્ચા કરી રહ્યા છે તેવામાં શેઠાણી બોલ્યા: " મધુમા ! શેઠ તો સાવ નવરા બેસી રહે છે, તેમને કોઇ જાતનું કામકાજ નથી. જેની તેની વાતો કુથલીઓ કરી સારોય અમૂલ્ય દિવસ નિરથક ગુમાવે છે. તેમને તો લોકોમાં મોટા થવું છે પણ આત્માનું કલ્યાણ કરવાનું સુઝતું નથી. દુકાનનું કામ તો પુત્રો, નોકરો સારી રીતે ચલાવે છે. મોટા દીકરાએ બધું કામકાજ ઉપાડી લીધું છે. તે તો સાવ નવરા બેસી બગાસા મારે છે. કોઇ વખત ગામમાં સાધુ મુનિરાજો બીરાજતા હોય તો તેમની પાસે જઇ બેસવું, વ્યાખ્યાન સાંભળવું, કે ઘેર બેઠા બે ઘડી સામાયિક કરવો એવું કાંઈજ તેમને ગમતું નથી. કોણ જાણે શું થઈ ગયું છે? મારી તો જીભ તેમને કહી કહીને કૂચો થઇ ગઈ છતાં તેઓ માનતા નથી. માટે ડોશીમા તમે તેમને સમજાવજો, હો. તમારૂં કહેવું તે માનશે. " ડોશીમા બોલ્યાં: " શેઠાણી ! એમાં શું ? કાલે સવારમાં વાત. બીજે

દિવસે ડોશીમા સામાયિકો પુરી કર્યા પછી રસોડે જમવા ગયા, તે વખતે શેઠ પણ જમવા બેઠા હતા. શેઠ બોલ્યા: " આવો ડોશીમા, બેસો, શું કાંઇ કામકાજ ? "

ડોશીમા બોલ્યા: 'ભાઈ વીરા ! મારે તમારૂં કાંઈજ કામકાજ નથી કારણકે આપના પ્રતાપથી હું તમારે રસોડે જમી આવું છું અને પરોઢીયાના ચાર બજે વહેલા ઉઠી સામાયિક કરૂં છું, રાત્રે નવ વાગે સુઇ જાઉં છું. તે દરમ્યાન ખાવું, પીવું, થોડુંક હરવું ફરવું વિગેરે વખત બાદ કરતાં બધોય સમય સામાયિક કરવામાં નિર્ગમન કરૂં છું. શેઠજી ! આજે મારે તમને બે શબ્દ કહેવા છે. 'તમને હાલ નવરાશ છે, કાંઇજ કામકાજ હોતું નથી, ફક્ત પાન સોપારી ખાવા, જેની તેની વાતોમાં દિવસો કાઢવા, સુવું, હરવું ફરવું, એશ આરામ કરવો, તેમાં વખત જાય છે તો આખા દિવસમાં એક-બે સામાયિક કરો તો કેવું સારૂં ? મહા લાભની પ્રાપ્તી થાય, સામાયિકનું ફળ ઘણું છે.'

મધુમાના મોઢેથી આવા વચનો શેઠે સાંભળ્યા કે તરતજ શેઠ ગુસ્સા સહિત ભભૂકી ઉઠયા: " ડોશી ! જા જા ! મોટી જ્ઞાનની પુંછડી તે ઉપદેશ દેવા આવી છે ? અમને જાણે કે કાંઈજ ખબર નથી ! પણ ડોશી, તને શું ખબર પડે કે, શેઠના હાથથી કેટલા કાર્યો થઈ રહ્યા છે. અમારા હાથથી ટી પાર્ટીઓ, મીજલસો, જલસાઓ, મેળાવડાઓ વિગેરે થાય છે તે દરેક જગ્યાએ હાજર રહેવું પડે છે. ડોશી ! પૈસો તો હું કાંકરાની માફક વાપરી નાખું છું. ધર્મનું પૂછડું પકડી ઘેર બેસી તે રહેવાય ? મારી આખા નગરમાં કેવી વાહ વાહ કહેવાય છે ? શું મારે એકાંતે બેસી મૂહપતિ બાંધી સામાયિક કરવી એમાંજ મારૂં સર્વસ્વ

સમજોછો ? તમો ડોશીઓને ખબર શું પડે? માટે હવે પછી કદીપણ મારી પાસે આવો ઉપદેશ દેવા આવીશ નહિ. ”

આવી રીતે શેઠે મધુમાને ખુબ ધમકાવ્યા. ડોશીમા તો શાંત થઇ ગયા અને શેઠાણી પાસે આવી સર્વ હકીકતથી તેને વાકેફ કર્યા અને કહ્યું; “ શેઠાણીજી ! શેઠે તો મારી પૂર્ણ પવિત્ર આત્મ હિતકારી સામાયિકને અવગણી કાઢી, વખોડી કાઢી, અને હાંસી કરી મારૂં હડહડતું અપમાન કર્યું. હું તેમને વધારે કહી શકી નહિ કારણ કે મને તમારી અમી દ્રષ્ટિથી સામાયિક કરવાનો અર્થાત્ આ ધર્મ લાભ મારા સારા નશીબે મળ્યો છે, તેમાં તે વિઘ્ન નાખે જેથી મેં તેમને વધારે કહ્યું નહિ. ”

કાંઇજ હરકત નહિ ડોશીમા ? ગભરાઓ નહિ. શેઠાણીજી બોલ્યાં. “ તમારે તો તેમને કહેતાં રહેવું. એમ કરતાં જો અંતરાય તૂટવી હશે તો તૂટશે. એ તો મોટાઈએ ચઢયા છે. એમને તો મોટા કહેવડાવું છે. દુનિયામાં મોટા થવુ છે. ડોશીમા! તમે તેમને વખત આવે કહેવું ભૂલશો નહિ. ”

ડોશીમાએ શેઠને એ ત્રણ વખત નમ્રપણે સામાયિક કરવા વિષે ઘણું કહ્યું પણ શેઠે તો ડોશીમાનું દરેક વખતે સખત્ અપમાન કર્યું. ડોશીમાએ તો શેઠને કહેવું છોડી દીધું, પણ ડોશી પોતે પોતાનું કરે જતી હતી. તેમાં તેનો આશાત ભાવ રહેલો હતો, જેથી તેને મહાલાભ મળ્યો. વળી તેનામાં પોતાનું ભદ્રિકપણું હતું જેથી મનુષ્ય ભવનું આયુષ્ય બાંધ્યું. ચાર પ્રકારે મનુષ્યનું આયુષ્ય બંધાય છે તેમ સિદ્ધાંત કહે છે. પ્રકૃતિના ભદ્રિકપણાથી, વિનયથી, અહંકાર રહિત નમ્રતાથી અને દયાથી–આ ચાર પ્રકારે મનુષ્ય મરીને મનુષ્ય થાય છે.

ડોશીમા તો આયુષ્ય પુરૂં કરી તેજ શહેરમાં જીતશત્રુ નામના રાજાની ધારણી નામની રાણીને કુખે પુત્રીપણે ઉત્પન્ન થયા. ત્રણ માસ પુરા થતાં માતાને સામાયિક કરવાના ભાવ થવા લાગ્યા. કહેવત છે કે પુત્રના પુણ્ય પેટમાંથીજ વર્તાય છે. ગર્ભના જેવા ભાગ્ય હોય, ભાવ હોય, તેવાજ માતાને ભાવ (ડહોળા) ઉત્પન્ન થાય. રાણી સાહેબના ગર્ભમાં પુત્રીપણે આવેલા તે મધુમાના જીવના પ્રભાવથી આખા રાજદરબારમાં દાસ દાસીઓ સામાયિક કરે, અવનતું શીખે તો રાણીજી બહુ રાજી થાય. એમ સવા નવ માસ પૂર્ણ થતાં શુભ દિવસે, શુભ ચોઘડીયે તે પુત્રીનો જન્મ થયો. જગતમાં કયા માનવીઓને પુત્ર પુત્રીનો હર્ષ નથી થતો ? તેમાં વળી આ તો રાજદરબાર હતો, ઉપરાંત જીતશત્રુને ત્યાં કાંઇપણ હજુસુધી સંતતિ ન હતી. જેથી પુત્રી પ્રસવના સમાચાર વીજળી વેગે આખા નગરમાં ફેલાયા. ઘેર ઘેર આનંદની ઉર્મિઓ ઉભરાઇ. રાજાએ પોતાના બધા કેદીઓને છોડી મૂકયા. છોકરાઓને રાજી કર્યાં અને મહોત્સવ કર્યો. પૂણ્યાત્મા જન્મે ત્યારે આવા ઉત્સવો થાય તેમાં જરાય આશ્ચર્ય જેવું નથી.

જ્યારે પુત્રી ગર્ભમાં હતા ત્યારે રાણીને સામાયિક કરવાની ઇચ્છા થયેલી જેથી તે પુત્રીનું બારમે દિવસે **સુવ્રતાજી** એવું નામ રાખ્યું. તે લાડીલા કુંવરી સાહેબ તો શુકલપક્ષના ચંદ્રની માફક દિનપ્રતિદિન વૃદ્ધિ પામતા પોતાનો બધો વખત આનંદ, ક્રીડા અને ગમ્મતમાં વ્યતિત કરવા લાગ્યા. જ્યારે જ્યારે કુંવરી સાહેબ કોઇ સામાયિક કરતું જોતા અને ઉપકરણ, મૂહપતિ, ગોચ્છો વિગેરે જોતાં ત્યારે તેઓ આનંદથી પ્રફુલિત થઇ જતા, આવી રીતે તેઓ પાંચ ધાઇએ વૃદ્ધિ પામતા સાત વરસના થયા એટલે વિદ્યાભ્યાસ માટે એક અધ્યાપકની નીમણુંક

કરી, કુંવરી તો ઘણાંજ ચાલાક અને હોંશિયાર હતા જેથી થોડાજ વખતમાં સ્ત્રીની ચોસઠ કળામાં સંપૂર્ણરીતે નિપુણ થઈ ગયા.

પોતે હજુ કિશોરાવસ્થામાં હતાં છતાં પણ ઢીંગલા ઢીંગલી જેવી નકામી રમતો રમવાનું કદી પણ મન કર્યુંજ નહોતું, માત્ર તેમને તો સામાયિક શીખવું, બીજાઓને શીખડાવવું અને પોતાની બાળસખીઓ-ની સાથે ધર્મચર્ચા, પ્રશ્નો વિગેરે સંબંધી વાર્તાલાપ કરવો, એવુંજ ગમતું. તે કુંવરી સાહેબ સામાયિકના સંપૂર્ણ ભાવિક હોવાથી નવ-દશ વર્ષની ઉંમરે પોતાને એક વખત શુભ અધ્યવસાયમાં આવતા **જાતી સ્મરણ જ્ઞાન** ઉત્પન્ન થયું, જેથી તેમની સમક્ષ પૂર્વ ભવ નજરે પડયો. પોતે પૂર્વે મધુમા નામની ડોશી હતા તે સ્થિતિ અને હાલની અવસ્થા સરખાવતાં પોતાના મનમાં અલૌકિક હર્ષ અનુભવ્યો કે 'વાહ ! મેં પૂર્વ ભવે અણસમજણમાં સમકિત વિના શેઠાણીના કહેવાથી સામાયિક કર્યું તેનું આ મીઠું મધુરૂં ફળ મળ્યું છે.' ધર્મ કરવાથી સર્વ સામગ્રી મળી આવે છે. કહ્યું છે કે:-

**श्लोक–धर्मेण हन्यते व्याधिः धर्मेण हन्यते ग्रहः ।**
**धर्मेण हन्यते शत्रुः यतो धर्मस्ततो जयः ॥**

એમ મધુમાને એ સામાયિક તથા ધર્મ કરવાનું સાધન, ઉંચ અવતાર, સારી સ્થિતિ, નિર્મળ બુદ્ધિ એ સર્વ પૂર્વના ભદ્રિકપણાથી, સામાયિક કરવાનો લાભ મળ્યો છે, પણ ખેર ! મારે સમજવું જોઇએ, કે આ અમૂલ્ય અવસર મને આત્મકલ્યાણ અર્થે સદ્‌ભાગ્યે મળી ચૂકયો છે તેનો સદ્-ઉપયોગ કરવાનું મારે કદી-પણ ભૂલવું જોઇએ નહિ.

વાંચક ! હવે જરા આપણે આપણી નજર પેલા કીર્તિદાન કરનાર નાગશેઠ તરફ ફેરવીએ. આપણે જાણીએ છીએ કે તે શેઠ કીર્તિ મેળવવાને માટે પોતાની અઢળક દોલતનો દુર્વ્યય કરી રહ્યો છે. પોતાને ધર્મધ્યાન, સામાયિકાદિ કાંઇપણ આત્માની કમાણી કરવાનું મનજ થતું નથી પણ કાળરૂપી રાક્ષસના પંજામાંથી કોઇપણ છુટકી શક્યું હોય તેમ જણાય છે ? એક દિવસે યમરાજાનું તેડું થતાં શેઠશ્રી મરણને શરણ થયા અને તેજ શહેરમાં જીતશત્રુ રાજાને ત્યાં હાથણીની કુખે જન્મ્યા. તે મદોન્મત્ત હાથણીએ ગર્ભનો વખત પુરો થતાં એક બાળ હાથીનો (શેઠનો જીવ) જન્મ આપ્યો. જ્યારે કુંવરી સાહેબે આ સમાચાર સાંભળ્યાં કે તરતજ તે બાળ હાથીને જોવાને માટે ગજશાળામાં પધાર્યાં.

જેવું તે કુંવરીએ હાથણીના બચ્ચાને જોયું કે તરતજ પોતાના જાતિ સ્મરણ જ્ઞાન વડે માલુમ પડયું કે, આ બચ્ચું તે મારા પૂર્વ ભવના જન્મનો શેઠ છે, જેણે મને સામાયિકાદિ ધર્મ ધ્યાન કરવામાં પુષ્કળ મદદ કરી છે. તે મારા અન્નદાતા છે. હું સામાયિક વ્રત પચ્ચખાણ કરવાથી આ ફળ ભોગવું છું. તે પણ તેનોજ પ્રતાપ છે. આ હાથીના બચ્ચાની હું ઘણીજ આભારી છું. એમ સમજી તેના ઉપર ઘણોજ સ્નેહ ધરી તેની આબેહુબ સેવા કરવા તે કુંવરી સાહેબ તત્પર થયા અને ખાનપાનાદિક વિગેરેમાં પોતાનીજ દેખરેખ રાખતાં અને વખતોવખત તેને પઢાવતા હતા.

જ્યારે જ્યારે તે કુંવરી સાહેબ જમવા બેસતા ત્યારે ત્યારે તે હાથીના બચ્ચાને બોલાવી તેની પાસે તે થાળ મુકી દેતા તેમજ હાથીને ખાવા યોગ્ય જાત જાતની વાનીઓ તેને ખવડાવતા. તે હાથીનું બચ્ચું

પોતાની બાલ્યાવસ્થા પસાર કરી યોગ્ય વયે પહોંચ્યું એટલે તેને માટે એક માવતને રાખી હાથીની દરેક કળા તેને શીખડાવી અને તેના ઉપર બેસવું, રમતગમત કરાવવી, ખેલવું વિગેરે **સુવ્રતાજી**ને બહુ ગમતું.

હવે મધુમાની ઓરડીનું શું થયું તે જરા તપાસીએ. મધુમા મરણ પામ્યા પછી તેની ઓરડી એકીલી અને અટૂલી રહી અને શેઠના ઘરને ઘણીજ આડી આવતી હતી. શેઠે વિચાર કર્યો કે આ ઓરડી મને આડખીલીરૂપ છે માટે જો હું રાજા પાસે જઈ ઓરડીની માંગણી કરીશ તો હરરાજી મુકાશે તો કદાચ બીજાના હાથમાં તે ઓરડી જાય અને ઉલટી આપણુને બહુજ મુશ્કેલી રહે માટે કોઈ વખતે આપણે ઘેર વિવાહ પ્રસંગ આવે ત્યારે રાજાને આમંત્રણ આપી આપણે ત્યાં પધરામણી કરાવશું અને ખુશી થતાં આપણુને કાંઈ માગવાનું કહેશે કે, તરતજ આ ઓરડીની માંગણી કરીશું.

એમ ઘણા વર્ષો વીતી ગયા શેઠ ગુજરી પણ ગયા. એક વખતે મોટા પુત્રને ત્યાં વિવાહ પ્રસંગ આવ્યો. મંડપની સ્થાપના કરી અને જબરજસ્ત ધામધુમ કરી, તેને એવી સુંદર રીતે શણગાર્યો કે હરકોઈ તે જોતાની સાથેજ આશ્ચર્યમુગ્ધ થઈ જાય.

આ પ્રસંગે તે ચારેય ભાઈઓ રાજાસાહેબ પાસે આવ્યા અને રાજકુટુંબ સહિત પોતાને ત્યાં પધારવા માટે આમંત્રણ આપ્યું. રાજાસાહેબે તે આમંત્રણ હેતપૂર્વક સ્વીકાર્યું. કુંવરી સાહેબને પણ બહુ ગમ્યું. તેમણે નોકરને બોલાવી પોતાને માટે કિશોર વયના બાળહાથીને શણગારી પોતાની પાસે લાવવા હુકમ કર્યો. તેના ઉપર અંબાડી મુકીને હાથીને બરાબર શણગાર્યો અને કુંવરી સાહેબને 'હાથી તૈયાર' છે તેમ જાહેર કર્યું. રાજા સાહેબ તથા કુંવરી સાહેબ બન્ને જણા હાથી

ઉપર બેસી બડી ધામધુમથી શેઠને ત્યાં મોટી સ્વારી સહિત જાય છે. પેલા ચાર ભાઇઓ સ્વારીને તથા રાજા સાહેબને સત્કારવા પેલી ડોશીના ઘર પાસે ઉભા રહ્યા છે કારણ કે ડોશીની ઓરડીને લીધે પોતાની ડેલી સુધી આવતાં ઘણીજ સંકડાશ છે જેથી હાથીને તે ડોશીની ઓરડી પાસે ઉભો રખાવ્યો.

હવે તે બાળ હાથીએ ચપળતાથી પેલી ડોશીની ઓરડીનો મોભારો પોતાની સૂંઢ વડે ખેંચી કાઢયો. ઓરડી ખળભળી ઉઠી, મોભારાનો કાટકો થયો, આ જોઇ માવત ગુસ્સે થયો. તેણે પોતાના અંકુશ વડે હાથી ઉપર પ્રહાર કર્યો અને 'મસ્તીખોર શું સમજે છે?' એવા શબ્દો કહ્યાં. હાથી એકદમ ચીસ નાખી ગયો અને પોતાને ચકરી આવી. એવામાં ઉપર બેઠેલા કુંવરી સાહેબના મુખ કમળમાંથી શબ્દો સરી પડયા, " લઇ લે માનવંતા ! પૂર્વે ઘણી વખત સમજાવતાં છતાં સમજ્યો નહિ અને ઉલટું આત્મ હિતકારી સામાયિકનું વાંકું બોલી હાંસી કરી તેનું આ ફળ ભોગવ. તું કીર્તિદાનનો અભિલાષી હોઇને લાંબું નાક પામ્યો. હવે એવા એક અંકુશનાજ પ્રહાર નહિ પણ અનેક કુંતણા ખમવા પડશે."

આવા હૃદયવેધક વચન સાંભળી હાથીએ ઉપયોગ મુકતા પોતાનો પૂર્વ ભવ યાદ આવ્યો. પોતે આવા આલીશાન મકાનનો શેઠ હતો અને આ ઓરડી પેલી ડોશીની હતી, જે મારે ત્યાં ખાતીપીતી હતી. જે રેંટીયો કાંતી પોતાની આજીવિકા મેળવતી હતી તેવી ગરીબડી ડોશી શું આજે મારા પર બેઠી છે ? ફિટકાર છે જીવ તુંને ? એમ મન સાથે બોલી પોતે જમીન પર પછડાયો.

રાજા સાહેબ તથા કુંવરી હોદ્દા ઉપરથી નીચે ઉતરી ગયા. કુંવરી સાહેબ તો સીધા પોતાને બંગલે પાછા જતા રહ્યા. ત્યાં જઇ

પોતાના પૂર્વ ભવનું સ્મરણ કરતાં ધર્મનું ફળ જાણી આનંદ પામ્યા.

કુંવરી સાહેબ જમ્યા વિના પાછા આવ્યા હતા એવું જાણી દરબારમાં રસોઈ તૈયાર થઇ. કુંવરી સાહેબને એક નોકર તેડવા આવ્યો ' પધારો કુંવરી સાહેબ, રસોઇ તૈયાર છે. '

જવાબમાં કુંવરી સાહેબ બોલ્યા: ' બાપુજી પધાર્યા ? ના જી, હજુસુધી તેઓ આવ્યા નથી.' એમ નોકરે જવાબ આપ્યો:

" તેઓ તો હાથી ઉભો કરવાની કડાકુટમાં પરોવાઇ ગયા છે જેથી હજુ આવ્યા નથી. મંત્ર, જંત્ર, તંત્ર ઈત્યાદિક ઘણા ઉપાયો અજમાવ્યા, અનેક પ્રકારની ઔષધીઓનો ઉપચાર કર્યો પણ કોઈપણ રીતે તમારો પ્યારો હાથી ઉભો થતોજ નથી. રાજાજી આથી ઘણા ઉદાસીન જણાય છે. "

" જાવ, અત્યારે ને અત્યારે બાપુજીને બોલાવો અને કહો કે કુંવરી સાહેબ હમણાંજ હાથીને ઉભો કરશે. "

એમ કુંવરી સાહેબે નોકરને કહી મોકલવાથી બાપુજી તુરત આવ્યા અને કુંવરી સાહેબ સાથે જમ્યા બાદ બેઠા, તેવામાં કુંવરી સાહેબ બોલ્યાં: " બાપુજી, હાથીને ઉભો કરવો છે ને ? " રાજાએ કહ્યું: " હા, પણ કુંવરી સાહેબ ! કેવી રીતે ઉભો કરવો ? ઉભો કરવાની મારી બધી તરકીબો ખુંટી પડી છે.

કુંવરી સાહેબ બોલ્યા: " બાપુજી આપ હુકમ કરો તો હું તે હાથી પાસે જઈ ઉભો કરી આપું."

રાજાજી આ સાંભળી હસ્યા અને મનમાં વિચાર્યું કે, આ નાનું બાળક શું કરી શકે તેમ છે, છતાં વદન પર હાસ્ય સિવાય કાંઇજ બોલ્યા નહિ. કુંવરી સાહેબે બે ત્રણ વખત માંગણી કરી ત્યારે રાજાજીએ

જવાબ આપ્યો: " કુંવરી, જાવ સુખેથી જાઓ અને હાથીને ઉભો કરી વેળાસર પાછા પધારો."

કુંવરી સાહેબે રાજાજીને કહ્યું કે, હું હાથીને ઉભો કરૂં તે દરમ્યાન બધા માણસોને ત્યાંથી ખસેડવાની અને કોઇપણ માણસ તે રસ્તા પર આવજા ન કરે તેવી માંગણી કરી. રાજાએ તેમ કરી આપ્યું.

કુંવરી સાહેબ બોલ્યા: " બાપુજી ! હું હવે મારી કિંમતી વિદ્યા વડે આ હાથીને બેઠો કરીશ."

કુંવરી સાહેબ હાથી પાસે જઇ કાન પાસે મોઢું રાખી ઉંચા સ્વરેથી બોલ્યા:–

**દોહરો**—ઉઠ શેઠ મન ભ્રાંત કર, કરી હુવો દાન વસેણ;
હું સામાઇય રાય ધુયા, બહુ ગુણ સમહીયતેણ.

**અર્થ**—'હે શેઠ, ઉઠ મનમાં કાંઈ ભ્રાંતિ કરશો નહિ. કારણકે તમે પૂર્વ કીર્તિદાન બહુ કર્યું છે જેથી લાંબું નાક પામ્યા એટલે હાથી થયા, અને હું સામાયિકના પ્રભાવ વડે રાજકુંવરી થઈ છું.' કારણકે તમારા કીર્તિદાન કરતાં ભદ્રિકપણે સામાયિકનું ફળ અધિક છે. માટે ચાલો આલંબન સ્થળે આવો નહિતો માવતના ભાલાના પ્રહારે આવવું પડશે, તેમ કહેતાંની સાથેજ હાથી એકાએક ઉભો થઈ ગયો અને આલંબન સ્થળે આવ્યો. આ જોઇ સમસ્ત પ્રજા તથા રાજા આશ્ચર્યચકિત થઈ ગયા તેમજ પ્રસન્ન થયા. રાજાએ પૂછ્યું " કુંવરી સાહેબ! ક્યા પ્રયોગ વડે કરીને હાથીને ઉભો કરી શક્યા ?" જવાબમાં કુંવરી સાહેબે પોતાના તથા હાથીના પૂર્વભવના વૃત્તાંતથી રાજાને વાકેફ કર્યા, તે સાંભળી રાજાને પણ વૈરાગ્ય ઉત્પન્ન થયો અને મનમાં

નિશ્ચય કર્યો કે, ખરેખર ! આ જગતમાં સામાયિકનું ફળ અનોખું છે. કુંવરી સાહેબને બહુજ માનથી-લાડથી સત્કાર્યા.

કુંવરી સાહેબે પિતાશ્રીને કહ્યું: “ હે પિતાજી ! મેં ઓછી સમજણ વડે પણ ભદ્રિકપણે જે સામાયિક કર્યું તેનું મને મોટું ફળ પ્રાપ્ત થયું છે.”

મને આત્મ સાધનનો આ અમૂલ્ય અવસર પ્રાપ્ત થયો છે. મને શુદ્ધ શ્રદ્ધા, દેવ ગુરૂ, ધર્મની પ્રાપ્તિ થઇ છે, અને સમકિત રત્નને પામી અલભ્ય લાભ મળ્યો છે.

હવે પિતાજી ! જો આપની આજ્ઞા હોય તો સમકિત સહિત શુદ્ધ સામાયિક ચારિત્ર અંગીકાર કરૂં ! એમ કહી અતિ આગ્રહથી માતા તથા પિતા પાસેથી આજ્ઞા લઇ ભવનો અંત કરનાર, સર્વ કર્મનો ક્ષય કરનાર એવું પંચ મહાવ્રત, ખંતી આદિ દસ બોલ સહીત ચારિત્ર અંગીકાર કરી, સામાયિકાદિ અગીયાર અંગ ભણી ઘણા વર્ષ ચારિત્ર પાળી છેવટે આળોઇ પડિક્કમી, નિંદી, નિસલ્લ થઇ ચાર કર્મ ઘનઘાતી ક્ષય કરી, બાકીના ચાર કર્મ અઘાતી હતા તે પણ ક્ષય કરી અંતગડ કેવળી થઇ મોક્ષ પધાર્યા.

---

વાંચકો ! જે જે મનુષ્યો પ્રમાદ નહિ કરતા શુદ્ધ શ્રદ્ધા સહિત સામાયિક કરશે તો તે મનુષ્યો ઉચ્ચ પદને પામશે. કેટલાએક અણ-સમજુ મનુષ્યો બોલે છે કે, ભાઇઓ પહેલા તો જ્ઞાન મેળવવું જોઇએ, અને સામાયિક આમ કરવું, તેમ કરવું જોઇએ, અને સામાયિક કરનારને અવળે રસ્તે ચડાવી અળસાવી દે છે. તે બિચારા જ્ઞાનાવરણાદિક કર્મ બાંધી ચારેય ગતિમાં રખડે છે, અને જેઓ ભદ્રિકપ્રણામી છે તેઓ ઓછી સમજણ વડે પણ જો કાયાએ કરી સામાયિક આદરે તો પાંચે આશ્રવ

રોકી આવતા કર્મને બંધ કરી સંવર કરણી કરશે તે જરૂર કર્મને ખંપાવશે. કારણકે શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર અ. ૫. ગા: ૨૩માં કહ્યું છે કે—

**गाथा—आगारि सामायङ्गाणि सड्ढी काएण फासए ।**
**पोसहं दुहओ पक्खं एग रायं न हावए ॥**

ગૃહસ્થો માટે સામાયિક ત્રણ પ્રકારની કહી છે. (૧) સમકિત સામાયિક, (૨) સૂત્ર સામાયિક, અને (૩) દેશવીરતી સામાયિક.

ઉપર લખી તે પ્રમાણે ત્રણ પ્રકારની સામાયિકના ચોવીશ ભેદ છે. પ્રથમ સમકિત સામાયિકના આઠ અંગ છે. તેના નામઃ–

[૧] દેવ ગુરૂ ધર્મમાં શંકા ન લાવે, એટલે શાસ્ત્રમાં ભગવંતે આ પ્રમાણે કહ્યું છે કે નહિ તેવી શંકા ન લાવે.

[૨] જૈનધર્મ કરતાં બીજો ધર્મ વધારે સારો છે એમ માને નહિ.

[૩] ધર્મકરણી એટલે સામાયિક ચૌવિહાર વ્રત પચ્ચખાણ બ્રહ્મચર્ય વિગેરે કરણી કરી મનમાં એમ ન રાખે કે આનું ફળ મને મળશે કે નહિ.

[૪] બીજા ધર્મના દેવ ગુરૂ વિગેરેના મોટા આડંબરો દેખી, પોતાના ધર્મમાં આવું કાંઇ કેમ નથી એવી શંકા ન લાવે, કારણકે જૈનત્વ કેવળ ત્યાગમાંજ સમાયેલું છે.

[૫] જે કોઈ ધર્મી જીવો હોય તેની બહુ પ્રશંસા કરે તથા માન વધારે.

[૬] ધર્મથી પતિત થયેલાઓનો તથા થનાઓનો ઉદ્ધાર કરે.

[૭] પોતાના સ્વધર્મીઓને હિતકર નીવડે.

[૮] જૈન ધર્મની પ્રગતિ થાય તેવા રસ્તાઓ યોજે.

ઉપરના આઠ અંગ તે સમકિત સામાયિકના છે.

સૂત્ર સામાયિકના પણ નીચે પ્રમાણે આઠ ભેદ છેઃ—

(૧) **કાલાચાર**—જે જે સમયે શાસ્ત્ર વાંચવાની આજ્ઞા છે તે તે કાલે વાંચવું તે, તે કાળે અભ્યાસ કરવો તે.

(૨) **વિનયાચાર**—જ્ઞાની તથા જ્ઞાનના સાધન પુસ્તકાદિ તરફ વિનય રાખવો તે.

(૩) **બહુમાન**—જ્ઞાની તથા જ્ઞાનના ઉપકરણોને યથાર્થ આદર સત્કાર કરવો તે.

(૪) **ઉપધાન**—સૂત્રનો અભ્યાસ કરતાં અમુક તપ કરવો તે.

(૫) **અનિન્હવ**—અભ્યાસ કરાવનાર ગુરૂ ઉપકારીઓને ઓળવવા નહિ—એટલે કોઇ પાસે અભ્યાસ કર્યા પછી તેની પાસે અભ્યાસ નથી કર્યો તેવું અસત્ય બોલવું તે.

(૬) **વ્યંજનાક્ષર**—સૂત્રના અક્ષરોના વાસ્તવિક ઉચ્ચાર કરવા.

(૭) **અર્થાચાર**—સૂત્રના સત્ય અર્થ કરવા તે.

(૮) **તદુભયાચાર**—સૂત્ર તથા અર્થ બન્ને શુદ્ધ બોલવા.

ઉપરના આઠ ભેદ તે સૂત્ર સામાયિકના છે.

હવે દેશવિરતી સામાયિકના પણ આઠ ભેદ છે તે કહે છે. પાંચ સુમતિ ને ત્રણ ગુપ્તી એ આઠ ચારીત્રના અંગ જાણવા. એ ત્રણ પ્રકારના સામાયિકના ચોવીસ અંગને શ્રદ્ધાવંત શ્રાવક-કાયાએ કરી શુદ્ધ રીતે પાળે અને અંધારા અજવાળા પક્ષને વિષે પોષધ કરે તેમાં એક રાત્રિ પણ હાની ન કરે. ઉભય ટંકની સામાયિક કરે.

સામાયિકની મહત્વતા અને તેથી સંપાદન થતી શાન્તિની કીંમત આજના ઘણા લોકો સમજતાં નથી એટલે આ અમૃતના સ્વાદની

તેમને ખબર પડતી નથી. સામાયિકને મોક્ષ સુખની વાનકીની ઉપમાં આપવામાં આવે છે એ અક્ષરશઃ સત્ય છે. કેટલાક કાયર જન તરફથી એવી દલીલ રજુ કરવામાં આવે છે કે, સામાયિક શુદ્ધ રીતે કરતા આવડે તો જ તેનું ફળ મળે છે, એ વિના ફળ મળતું નથી. તેમનું આ બોલવું વજન વિનાનું છે. તે વિષે વિદ્વાન શાસ્ત્રકારોના નીચેના પ્રબળ સૂત્ર ઉપરથી સમજાશેઃ—

**या या क्रिया सा सा फलवती ।**

જે કોઈ ક્રિયા કરવામાં આવે છે તેનું કાંઇ ફળ તો મળેજ, પણ શ્રાવકોએ જ્ઞાન દ્રષ્ટિથી વિચારવું જોઈએ કે, શા માટે પુરેપુરો લાભ ન લેવો ? શા માટે હાથે કરી પગ પર કુહાડો મારવો ? કેટલાક લોકો કાંઈ પણ પ્રયાસ કરવાને બદલે કહે છે કે, અમારાથી શુદ્ધ બની શકે તેમ નથી, અમારામાં તેવી શક્તિ કે જ્ઞાન નથી.

પણ અરે ! આત્માની શક્તિ તો વિચારો ? મનુષ્ય જાતિ શું નથી કરી શકતી ? તમને તમારો પોતાનો પણ પુરો વિશ્વાસ નથી. પ્રયાસે દરેક કાર્ય સાધ્ય છે. બાળક શીખીને જન્મ લેતું નથી. તમે કાયર ન બનો. થોડું પણ શુદ્ધ રીતે શીખવા પ્રયત્ન કરો અને પરિણામે તમે સર્વ શુદ્ધ રીતેજ કરી શકશો. બાકી પ્રયાસ કર્યા વિના બેઠા બેઠા તો કાંઇ શુદ્ધ થઇ શકતું નથી. આંબાના વૃક્ષ નીચે સુતા સુતા કેરીના રસનો સ્વાદ લઈ શકાયજ નહિ.

સામાયિકનું શુદ્ધ સ્વરૂપ સમજવા સામાયિકની દરેક ક્રિયા અને દરેક પાઠ કેવા ઉચ્ચ આશયથી ગોઠવવામાં આવેલ છે અને દરેક વખતે કેટલી બધી કાળજી રાખવાની છે તે સબંધીનું સશાસ્ત્ર વિવેચન અપ્રાસંગીક નહિ ગણાય.

પ્રભાતનો શાંત સમય સામાયિક માટે સાનુકુળ છે. કેટલાક શ્રાવકો પોતાના ઘરેજ સામાયિક કરી, વ્યાખ્યાન શ્રવણ કરવા ઉપાશ્રયમાં આવે છે, જ્યારે કેટલાક તે વખતેજ સામાયિક કરે છે; પરંતુ આજના પ્રવૃતિમય જમાનામાં સામાયિક માટે જુદી સગવડતાવાળી શુદ્ધ જગા દરેક શ્રાવકને ત્યાં હોવી અસંભવિત છે, તેથી ઘણે ભાગે ઉપાશ્રયમાંજ સામાયિક થાય છે. ઉપાશ્રયમાં જત્ના સહિત આવતા બીરાજમાન સાધુ સાધ્વીને સવિનય, સપ્રેમ વંદના કરવી. ધર્મ ગુરૂઓને ભાવથી વંદન કરતાં ઘણા લાભ થાય છે. શ્રી ભગવતી સૂત્રમાં દેવગુરૂના દર્શનથી ૧૦ ગુણ પ્રાપ્ત થવાનું કહેલું છે. તેના નામઃ- ૧ વિનય, ૨ સમકિત-શ્રદ્ધા. ૩ જ્ઞાન શ્રવણ, ૪ વૈરાગ્ય સાથે વ્રત, ૫ આશ્રવ રહિત સંવર વૃદ્ધિ. ૬ ધૈર્યગુણ, ૭ તપ ક્રિયા, ૮ ક્ષમા, ૯ કર્મની નિર્જરા, અને ૧૦ મોક્ષપદ.

ધર્મ ગુરૂઓને નીચે પ્રમાણે ૩૨ દોષ ટાળીને વંદન કરવાનું ફરમાવેલું છે. તેમાં ૨૫ મો દોષ **કર** છે. વેઠીઓ જેમ વેઠ કરે અથવા માથેથી કર ઉતારવા પ્રેમ વિના જેમ કાર્ય કરે તેમ વંદન કરતા કરવું નહિ. ૨૬ મો દોષ **તન્મોચન** છે. ગુરૂને વંદન કર્યા વિના છુટકો નથી તેમ ધારીને વેઠ ઉતારવા વંદન કરવું એ પણ દોષ છે. એક તો વ્યવહાર પ્રપંચમાંથી બચવા માંડ માંડ ધર્મ સ્થાનકમાં જવાનું અને ત્યાં પણ માથે આવી પડેલ વેઠ મુજબ જો વંદન વિગેરે ક્રિયા કરવામાં આવે તો તે દોષરૂપ છે. જે કરવું તે ભાવ સહિત સંપૂર્ણ શ્રદ્ધાથી કરવું જોઇએ.

## વંદણાના ૩૨ દોષ.

૧ **અ**નાદ્રત દોષ—અનાદર વડે વંદન કરવું તે.

૨ **સ્તબ્ધ** દોષ—જાતિ વિગેરેના મદથી સ્તબ્ધપણું (અક્કડપણું) રાખી વંદન કરવું તે.

૩ **પ્રવિદ્ધ** દોષ—વ્યવસ્થા રહિત જે વંદન કરવું તે જ્યાં ત્યાં વંદન છોડી ચાલતો થાય તે.

૪ **પરિપિંડિત** દોષ—આચાર્ય, ઉપાધ્યાય વગેરે સર્વ સાધુઓને પૃથક્પૃથક્ વાંદણે નહિ વાંદતા એકજ વાંદણે વાંદે તે; અથવા સૂત્રાક્ષરોને સ્પષ્ટ અને શુદ્ધ નહિ ઉચ્ચારતાં ઉતાવળે ઉતાવળે ભેગાં બોલે.

૫ **ટોલ** ગતિ દોષ—પાછો જાય, સામો આવે. આ પ્રમાણે તીડની જેમ ઉછળતાં વંદન કરવું તે.

૬ **અંકુશ** વંદન—જેમ અંકુશ વડે હાથીને ઝુકાવીએ છીએ તેમ જે શિષ્ય, ઉભા રહેલ, સૂતેલા અથવા કોઈ અન્ય કાર્યમાં ગુંથાએલા આચાર્ય મહારાજના કપડાને, ચોલ પટ્ટાને અથવા હાથને અવજ્ઞાપૂર્વક ખેંચી વન્દન દેવા માટે આચાર્યને આસને બેસાડી વંદન કરે તે.

૭ કચ્છ પરિંગિત દોષ—જે **तित्तिसन्नयराए जं किंचि मिच्छाए** ઇત્યાદિ સૂત્ર ઉચ્ચારતાં ઉભો રહ્યો થકો. અથવા **अहो-कायं काय** ઈત્યાદિ સૂત્ર ઉચ્ચારતાં બેઠેલો થકો કાચબાની જેમ આગળ અથવા પાછળ કાંઇક ખસ્યા કરી વન્દન કરે તે.

૮ **મત્સ્યોદ્વર્ત્તન** દોષ—જે ઉઠતો અથવા બેસતો જળમાં રહેલાં માછલાંની જેમ અસ્થિર બની વંદન કરે; અથવા આચાર્ય યા ગુરુ મહારાજને વંદન કરી તેમની સમીપમાં વંદન યોગ્ય બેઠેલા બીજા સાધુને વંદન કરવાની ઇચ્છાવાળો થઈ, બેઠો બેઠો જ માછલાની જેમ જલદી જલદી શરીર સરકાવી દઇ વંદન કરે તે.

૯ **મન** પ્રદુષ્ટ દોષ—ગુરૂ મહારાજે પોતાને કાંઇ અપ્રિય કર્યું હોય, અથવા મિત્રાદિને અપ્રિય કર્યું હોય, આવી રીતે બીજા પણ સ્વાશ્રિત અથવા પરાશ્રિત કારણોને લીધે દ્વેષયુક્ત મનવાળો થઇ વંદન કરે તે.

૧૦ **વેદિકાબદ્ધ** દોષ—પાંચ પ્રકારે લાગે છે. બન્ને ઢીંચણ ઉપર હાથ રાખી વંદન કરે, બન્ને ઢીંચણ નીચે હાથ રાખી વંદન કરે. બે ઢીંચણની પડખે હાથ રાખી વંદન કરે, ડાબા અથવા જમણા ઢીંચણને બન્ને હાથની વચ્ચે રાખી વંદન કરે, અથવા ખોળામાં હાથ રાખી વંદન કરે તે.

૧૧ **ભય** દોષ—જો વંદન નહિ કરીશ તો ગચ્છ બહાર કરશે. આક્રોશ કરશે ઇત્યાદિ ભયથી વંદન કરે તે.

૧૨ **ભજંત** દોષ—આચાર્ય હંમેશા મારે અનુકૂળ રહે છે, વળી આગળ ઉપર પણ વિદ્યા–મંત્રાદિ શીખવશે, જરૂરી પ્રસંગે કામ લાગશે માટે આચાર્યને વંદન કરું, એ પ્રમાણે વિચારી ભગવંત! આપને અમે વંદન કરીએ છીએ, એ પ્રમાણે બોલી આચાર્ય ઉપર સપાડું ચડાવવા માટે જે વંદન કરે તે.

૧૩ **મૈત્રી** દોષ—આચાર્યને હું વાંદું તો આચાર્ય સાથે મારી મૈત્રી બંધાય, આ પ્રમાણે મિત્રતા કરવા માટે જે વંદન કરવું તે.

૧૪ **ગૌરવ** દોષ—"હું સામાચારીનો જાણકાર છું, વિધિ પ્રવિણ છું, વિનયવાન્ છું, એ પ્રમાણે સર્વ સાધુઓ જાણે" એવા અભિપ્રાયથી પોતાનું ગૌરવ વધારવા માટે વિધિપૂર્વક વંદન કરવું તે.

૧૫ **કારણ** દોષ—જ્ઞાન, દર્શન, અને ચારિત્ર સિવાય બીજા વસ્ત્ર પાત્ર, કંબલાદિ આ લોકના સાધનની ઇચ્છાથી જે વંદન કરવું તે.

૧૬ **સ્તૈન્ય** દોષ—આ અતિ વિદ્વાન હોવા છતાં પણ બીજાને કેમ વંદન કરે છે ? એ પ્રમાણે પોતાની લઘુતા થવાની બીકથી ચોરની જેમ બીજા સાધુ-શ્રાવકાદિની દૃષ્ટિ ચુકાવી વંદન કરે તે.

૧૭ **પ્રત્યનીક** દોષ—આહાર અથવા નીહાર સમયે વંદન કરવું તે.

૧૮ **રૂષ્ટ** દોષ—ક્રોધથી ધમધમી રહ્યો છતો વંદન કરે તે.

૧૯ **તર્જિત** દોષ—પૂતળાની જેમ, તમને વંદન ન કરે તો તમે કોપ કરતાં નથી તેમજ વંદન કરે તો પણ પ્રસન્ન થતાં નથી. તમને સારા નરસાનું ભાન ક્યાં છે ? એ પ્રમાણે ગુરૂને તર્જના કરતો વાંદે અથવા અરે આચાર્ય ! લોકો દેખતા તો મારી પાસે વંદન કરાવે છે, પણ એકલો હોઇશ ત્યારે જોઇ લેવાશે, એવો અભિપ્રાય રાખી વંદન કરતો છતો મસ્તક આંગળી અથવા ભ્રકુટીથી તર્જના કરતો જે વંદન કરે તે.

૨૦ **શઠ** દોષ—જો હું વિધિપૂર્વક વંદન કરીશ તો શ્રાવકાદિ મારા ઉપર વિશ્વાસ કરશે, એવો અભિપ્રાય રાખી આંતરિક ભાવરહિત વંદન કરે તે કપટ શઠતા એકજ અર્થવાળા શબ્દો છે.

૨૧ **હીલિત** દોષ—હે ગણિ ! હે વાચક ! હે આર્ય ! તમને વંદન કરવાથી શું ફળ થાય છે ? ઇત્યાદિ હાંસી સહિત હેલના કરતાં જે વંદન કરવું તે.

૨૨ **વિપરિ કુંચિત** દોષ—વંદન પૂર્ણ નહિ કરતાં થોડું વંદન કરી દેશ કથા, રાજ કથા વગેરે વિકથાઓ કરે તે.

૨૩ **દૃષ્ટાદૃષ્ટ** દોષ—જ્યારે ઘણા જણાઓ વંદન કરતાં હોય અને કોઈ સાધુ વગેરેનું આંતરૂં હોય, અથવા અંધારામાં પોતાને કોઇ દેખી ન શકે તેમ હોય ત્યારે મુંગો મુંગો ઉભો રહે અથવા બેસી જાય પણ વંદન ન કરે; પરંતુ કોઇનું વચમાં આંતરૂં અથવા અંધકાર ન હોય ત્યારે બીજાને દેખતાં વંદન કરે તે.

૨૪ શ્રૃંગ દોષ—' **अहो कायं काय** ' ઇત્યાદિ આવર્તો બોલતાં લલાટનો મધ્ય ભાગ સ્પર્શવો જોઇએ તેમ ન કરતાં ડાબા યા જમણા પડખાનો સ્પર્શ કરે તે.

૨૫ **કર** દોષ—ભાવપૂર્વક વંદન ન કરતાં રાજાને અપાતા કરની જેમ અરિહંતનો કર માની વંદન આપે, પણ કર્મ નિર્જરા અર્થે વંદન ન કરે તે.

૨૬ **મોચન** દોષ—અમે દીક્ષા લઇ લૌકિક કરથી તો મુક્ત થયા પણ વંદન રૂપ અરિહંતના કરથી તો હજુ મુક્ત ન થયા, ગુરૂને વંદન કર્યા વિના છુટકો થાય તેમ નથી, ક્યારે આ વેઠથી છુટશું? એ પ્રમાણે ચિંતવતાં જે વંદન કરવું તે.

૨૭ **આ**શ્લિષ્ટ અનાશ્લિષ્ટ દોષ—ચાર ભાંગા થાય છે. ' **अहो कायं काय** ' ઇત્યાદિ આવર્ત સમયે હસ્તે કરી રજોહરણ અને લલાટને સ્પર્શે, રજોહરણને હસ્તે સ્પર્શે પણ લલાટને હાથ ન લગાડે; લલાટને હસ્ત સ્પર્શે પણ રજોહરણને હાથ ન લગાડે; તથા રજોહરણ અને લલાટ એ બન્નેને હસ્તે સ્પર્શે નહિ: આ ચાર ભાંગામાં પહેલો શુદ્ધ છે, એટલે રજોહરણ અને લલાટને હસ્તે સ્પર્શી વંદન કરે તો દોષ નથી પણ બાકીના ત્રણ ભાંગે વંદન કરે તે દોષ.

૨૮ ન્યૂન દોષ—વાક્ય અથવા અક્ષરો ન્યૂન બોલી વંદન કરે: અથવા અતિશય ઉતાવળો થઇ થોડીજ વારમાં વંદન પુરું કરી દે ત્યારે વાક્ય અને અક્ષરો તો પૂર્ણ બોલવા દૂર રહ્યા પણ અવનમનાદિ આવશ્યક પણ પૂરાં ન કરતો છતો વંદન કરે તે.

૨૯ ઉત્તર ચૂલિકા દોષ-વાંદણું દઇ પછી મોટા સાદે **मत्थएण वंदामि** કહે તે.

૩૦ **મૂક** દોષ—મૂંગાની જેમ જે આવર્તન, આલાપાદિનો ઉચ્ચાર નહિ કરતો વંદન કરે તે.

૩૧ **ઢઢ્ઢર** દોષ—વંદન સૂત્રને મોટા સ્વરે ઉચ્ચારતો જે વંદન કરે.

૩૨ **ચુડલિક** દોષ—ઉંબાડીયાની જેમ રજોહરણને છેડે ગ્રહણ કરી રજોહરણને ભમાડતો થકો જે વંદન કરે તે.

આ બત્રીસ દોષ ટાળીને ગુરૂજીને વંદણા કરવી.

---

## પ્રશ્નોત્તર.

**પ્રશ્ન ૧૯**—સામાયિકના પાઠ કેટલા ?

**ઉત્તર**—આઠ.

**પ્રશ્ન ૨૦**—તે કેવી રીતે છે તે અમને સમજાવો ?

**ઉત્તર**—પ્રથમ નવકાર મંત્ર, (૨) તિખુત્તો, (૩) ઇરિયાવહિ, (૪) તસ્સઉત્તરી, (૫) લોગસ્સ, (૬) કરેમિભંતે [ દ્રવ્ય થકી ], (૭) નમોથ્થુણં, (૮) સામાયિક પાળવાની વિધિ.

**પ્રશ્ન ૨૧**—આમ આઠે પાઠ અનુક્રમે કેમ ગોઠવવાં પડ્યા ?

**ઉત્તર**—ભાઇ, આની સમજણ ઘણી સારી રીતે આ પુસ્તકમાં આઠ પાઠની યોજનામાં દર્શાવી છે. તે માટે સામાયિકના પાઠ પુરા થઇ રહ્યા પછી જોવાથી જણાશે.

### વિવેચન.

સામાયિક એ જૈન કહેવાતી દરેક વ્યક્તિને હંમેશાં આચરવાનું પ્રથમ અંગ છે. તેમાં શરૂઆતમાંજ પંચ પરમેષ્ટીને વંદન કરવાનું કહ્યું છે. તેમાં પહેલા અરિહંત દેવને નમસ્કાર કરવાનું કહ્યું છે.

# શ્રી સામાયિક સૂત્ર.

## પાઠ ૧ લો—નવકાર મંત્ર.

**( પંચ પરમેષ્ટિને નમસ્કાર કરવાનો પાઠ. )**

**નમો અરિહંતાણું**—આઠ કર્મરૂપી શત્રુઓને હણનાર એવા શ્રી અરિહંત એટલે તીર્થંકર દેવોને નમસ્કાર.

**નમો સિદ્ધાણું**— સર્વ કર્મોને ખપાવી સિદ્ધ ગતિએ પહોંચ્યા છે એવા શ્રી સિદ્ધ ભગવંતોને નમસ્કાર.

**નમો આયરિયાણું**—પોતે શુદ્ધ આચાર પાળે અને બીજાને પળાવે એવા શ્રી આચાર્યજીને નમસ્કાર.

**નમો ઉવજ્ઝાયાણું**—પોતે શુદ્ધ સૂત્રાર્થ ભણે અને બીજાને ભણાવે એવા શ્રી ઉપાધ્યાયજીને નમસ્કાર.

**નમો લોએ સવ્વ સાહૂણું**—લોકમાં રહેલા સર્વ સાધુ સાધ્વીજીને નમસ્કાર.

### સારાંશ.

**નમો**—અહીં નમઃ પદ દ્રવ્યનું અને ભાવનું સંકોચાર્થક છે. 'નમઃ' એટલે હાથ, પગ અને મસ્તક વડે સુપ્રણિધાનરૂપ નમસ્કાર. આ નમસ્કાર કોને ? અરિહંતોને.

**૧ અર્હંત**—વંદન, નમસ્કારને જે યોગ્ય છે, સત્કારને યોગ્ય છે અને સિદ્ધિ ગમનને યોગ્ય છે તે અથવા 'અરહોન્તર્ભ્યઃ'–જે સર્વજ્ઞપણાથી એકાંત પ્રદેશ અને મધ્ય પ્રદેશ જોઇ શકે છે તેમને નમસ્કાર

અથવા 'અરથાન્તેભ્યઃ' – જેને સકલ પરિગ્રહોપલક્ષણભૂત રથ નથી અને વૃદ્ધાવસ્થાદિ ઉપલક્ષણવાળો અન્ત નથી તેને અથવા 'અરહન્તાણં' –ક્ષીણરાગતાને લીધે જે કશામાં આસક્તિ રાખતાં નથી તેને. અથવા 'અરહયદ્ભ્યઃ' –પ્રકૃષ્ટ રાગના કારણભૂત મનોહર અને અન્ય વિષયોનો સંબંધ થવા છતાં પણ જે પોતાના વીતરાગતારૂપ સ્વભાવને ત્યાગતા નથી તેને. અથવા 'અરૂહંતાણ' –કર્મ બીજ ક્ષીણ થવાથી જેને ફરીથી જન્મવું નથી તે 'અરૂહંત' ને નમસ્કાર હો.

**૨ સિદ્ધાણં**—સર્વ કર્મો–આઠ પ્રકારના કર્મરૂપ ઇન્ધનને શુકલ ધ્યાનાગ્નિથી જેણે બાળી નાખ્યાં છે તે 'સિદ્ધને' નમસ્કાર. અથવા જેઓ કૃતકૃત્ય થયા છે તેમને અથવા જેઓ શાસનકર્તા થયા અથવા જેઓ મંગલરૂપ છે તેમને અથવા જેઓ નિત્ય છે [ તેમની સ્થિતિ અવિનાશી છે ] તેમને નમસ્કાર.

**૩ નમો આયરિયાણં**—જિન શાસનના અર્થના ઉપદેશક હોવાથી જિન શાસનની આકાંક્ષા રાખનારાઓવડે જેઓ તદ્દવિષય (આચાર્ય વિષય) વિનયરૂપ મર્યાદાપૂર્વક સેવાય તેઓ આચાર્ય. કહ્યું છે કે–'સૂત્રાર્થને જાણનાર લક્ષણ યુક્ત ગચ્છના નાયક, ગણના તાપથી વિમુક્ત એવાં આચાર્ય અર્થના વાચક છે; અર્થાત્ (તે આચાર્ય કહેવાય.)' અથવા જ્ઞાનાચારાદિ પાંચ પ્રકારનાં આચારને સ્વયં આચરવાથી, કહેવાથી અને દર્શાવવાથી જે શ્રેષ્ઠ તે આચાર્ય. અથવા આ=કાંઇક અપરિપૂર્ણ+ચાર=દૂત તે આચાર એટલે ચાર જેવાં, યુક્તાયુક્ત વિભાગનું નિરૂપણ કરવામાં જે ચતુર શિષ્યો, તે શિષ્યોમાં યથાર્થ શાસ્ત્રાર્થનો ઉપદેશ કરવાથી જેઓ સાધુ (નિપુણ) તેઓ આચાર્ય, તેને નમસ્કાર.

૪ **ઉવજ્ઝાયાણું**:—જેઓની સમીપ જઇને સૂત્રાર્થનું અધ્ય-યન કરાય તેઓ ઉપાધ્યાય કહેવાય, અથવા અધિકતાથી જિન પ્રવચન જેમનાથી જણાય તે ઉપાધ્યાય. અથવા અધિકપણે જેમનાથી સૂત્રથી જિનશાસ્ત્ર સ્મરાય તે ઉપાધ્યાય કહેવાય. અથવા જેનાથી કુબુદ્ધિનો નાશ થયો છે તે ઉપાધ્યાય કહેવાય તેઓને નમસ્કાર.

૫ **નમો સવ્વ સાહુણં**—સર્વ સાધુઓને નમસ્કાર હો. જ્ઞાનાદિ શકિત વડે મોક્ષને સાધનાર અથવા સર્વ પ્રાણીમાં સમત્વ વધારનાર તે સાધુ કહેવાય. અથવા સંયમ કરનારને સહાય કરનાર તે સાધુ કહેવાય. સાધુના ઘણા ભેદો છે. અહીં સર્વ શબ્દ છે તે ગુણવાનોની અવિશેષે નમનીયતા પ્રતિપાદનાર્થે છે, અને એ પ્રમાણે તે 'સર્વ' પદ અર્હદાદિ પદમાં જાણી લેવું, કારણ કે ન્યાય સમાન છે.ત્યાં 'લોએ' શબ્દ છે તે અપરિશેષ સર્વતા બતાવવાને લીધો છે. 'લોએ' એટલે મનુષ્ય લોકમાં, નહિ કે ગચ્છાદિમાં.

**શંકા**—યથા પ્રધાન ન્યાયને અંગીકાર કરીને જે પ્રધાન હોય તેને પ્રથમ નમસ્કાર કરવો ઉચિત છે. અર્થાત્ સિદ્ધને પ્રથમ નમસ્કાર કરવો જોઇએ, કારણ કે સર્વ પ્રકારે કૃતકૃત્ય થવાથી સર્વથી પ્રધાન જે સિદ્ધો તેમને પ્રથમ નમસ્કાર કરવો જોઇએ.

**સમાધાન**—એમ નહિ, કારણ કે અર્હતના ઉપદેશથીજ સિદ્ધો ઓળખાય છે, તથા તીર્થના પ્રવર્ત્તક હોવાથી અર્હતોજ અત્યંત ઉપ-કારક છે. માટે જે આનુપૂર્વી અર્હતથી શરૂ થતી—અર્હત્, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ એ પ્રમાણેજ યુકત છે.

**શંકા**—જો એમ હોય-ઉપકારકનેજ પ્રથમ નમસ્કાર કરવો ઉચિત હોય તો તે ક્રમ આચાર્યથી શરૂ થતો—પ્રથમ આચાર્ય પછી

અર્હતાદિ એ પ્રમાણે-રાખવા જોઇએ, કારણ કે અર્હતો પણ આચાર્યોથી ઓળખાય છે.

**સમાધાન**—એમ નહિ, અર્હતના ઉપદેશથીજ આચાર્યોનું ઉપદેશ દેવાનું સામર્થ્ય છે. આચાર્યો સ્વતંત્રપણે ઉપદેશ દ્વારા અર્થને જણાવતાં નથી. વળી અર્હતની સભા સ્વરૂપ આચાર્યો છે, અર્થાત્ આચાર્યો અર્હત્‌ની સભાના સભ્યો છે તેથી આચાર્યોને પ્રથમ નમસ્કાર કરવો અયુક્ત છે. કહ્યું છે કે—કોઇ પણ માણસ પરિષદને-કચેરીને નમસ્કાર કરી પછી રાજાને નમસ્કાર ન કરે પરંતુ પહેલાં રાજાને જ નમસ્કાર કરે.

આ પાઠમાં બે પદ છે. એક પદમાં સિદ્ધ અને બીજા પદમાં સાધુઓ—અર્હતો, આચાર્યો, ઉપાધ્યાઓ, અને સાધુઓ. કોઈ પણ ધાર્મિક ક્રિયાની શરૂઆતમાં પ્રથમ આ પાઠ બોલી-લખી મંગલાચરણ કરવામાં આવે છે. આ પાઠમાં ચૌદ પૂર્વનો સાર છે. આ સૂત્રથી સર્વ પાપ, વિઘ્નોનો નાશ થાય છે. દુનિયાનાં બધા માંગલિક પદાર્થોમાં આ સૂત્ર પ્રથમ મંગલરૂપ છે.

## પાઠ ૧ લો. (ગઝલ)

**સંકલ મંગલ મહીં મંગલ, પ્રથમ મંગલ ગણું જેને;**
**પ્રભુ તે પંચ પરમેષ્ઠિ, નમું છું પ્રેમથી સૌને. ૧**
**અરિહંતો જિનેશ્વર જે, જીતીને રાગ દ્વેષોને;**
**વર્યા છે જ્ઞાન કેવળને, નમું છું પ્રેમથી સૌને. ૨**
**બીજા છે સિદ્ધ પરમાત્મા, કરીને ભસ્મ પાપોને;**
**બીરાજે મુક્તિ પદમાં જે, નમું છું પ્રેમથી સૌને. ૩**

ધરી ચારિત્ર આચાર્યો, ધરાવે ભવ્ય જીવોને;
વિદારે કર્મનાં મળને, નમું છું પ્રેમથી સૌને. ૪
ભણાવે જે ઉપાધ્યાયો, સકલ સિદ્ધાંત સમજીને;
રમે છે જ્ઞાનનાં દાને, નમું છું પ્રેમથી સૌને. ૫
અખિલ લોકો મુનિરાજો, જગતનાં મોહ મારીને;
ગુંથાયાં આત્મ શુદ્ધિમાં, નમું છું પ્રેમથી સૌને. ૬
અમારી આત્મ શુદ્ધિનો, વહાલો મંત્ર બોલીને;
અમર પદ સાધવા સારૂ, ભજું છું પ્રેમથી સૌને. ૭

---

## પાઠ બીજો ગુરૂ વંદણા.

### વિવેચન.

આ પાઠમાં ગુરૂ વંદણા દર્શાવી છે. કારણકે શરૂઆતમાં પંચ પરમેષ્ટિને વંદન કર્યા પછી ગુરૂને વાંદવાની આવશકયતા છે કારણકે તેમની સમક્ષ પાપરૂપ પૂંજમાંથી શુદ્ધ થઇને બે ઘડી સુધી સમભાવે રહેવાનું વ્રત અંગિકાર કરવાનું હોઇ ગુરૂને તે વ્રત આદરતાં પહેલાં નમસ્કાર કરવાની જરૂરીયાત જણાય છે.

## પાઠ ૨ જો—તિખુત્તો.

### ( મૂળ પાઠ—શબ્દાર્થ સાથે. )

તિખ્ખુત્તો—ત્રણવાર.

**આયાહિણં**—બે હાથ જોડીને જમણા કાનથી આરંભીને ફરીથી જમણા કાન સુધી.

**પયાહિણં**—પ્રદક્ષિણા કરીને.

**વંદામી**--સ્તુતિ અથવા સ્તવન કરૂં છું-વંદું છું.
**નમંસામી**—( પાંચ અંગ નમાવીને ) નમસ્કાર કરૂં છું.
**સક્કારેમિ**--સત્કાર કરૂં છું.
**સમ્માણેમિ**---સન્માન દઉં છું.
**કલ્લાણં**—હે સ્વામી ! આપ કલ્યાણરૂપ છો.
**મંગલં**---આપ મંગલ સ્વરૂપ છો.
**દેવયં**—આપ ધર્મદેવ સ્વરૂપ છો.
**ચેઇયં**---આપ જ્ઞાન સ્વરૂપ છો.
**પજ્જુવાસામિ**—( મન, વચન, કાયાએ ) હે ગુરૂ ! આપની સેવા કરૂં છું.

## અનુવાદ.

બે હાથ જોડી પોતાનાં જમણા કાનથી માંડી ફરી એ જમણા કાને આવી, ત્રણ વાર નમસ્કાર કરવાનું કહ્યું છે, પછી નીચે પ્રમાણેનું બોલવા શાસ્ત્રકાર ફરમાવે છે.

હે ગુરૂદેવ, ! આપનો સત્કાર કરૂં છું, આપનું હૃદયપૂર્વક સન્માન કરું છું, આપ જગતનાં કલ્યાણ સ્વરૂપ છો, ધર્મદેવ સ્વરૂપ છો અને જ્ઞાન સ્વરૂપ છો. હે ગુરૂદેવ ! આપની મન વચન, કાયાએ કરી સેવા કરૂં છું.

## સારાંશ.

પ્રથમ નમોક્કારના પાઠથી મંગલાચરણ કરી પંચ પરમેષ્ટિને વન્દના કરવાનો આ પાઠ છે. વળી જ્યારે ઉપાશ્રયે જવાનું થાય ત્યારે આ પાઠ બોલી વંદન કરવું જોઇએ. આ પાઠ બોલતી વખતે પ્રથમ

ત્રણ શબ્દો બોલવાના નથી; પણ તેના અર્થમાં કહેલી ક્રિયા કરવાની છે. એટલે કે (આરતિની માફક ક્રિયા) પ્રથમ છાતી પાસે જોડેલા હાથ રાખવા; પછી આપણા શરીરની ડાબી બાજુથી આવર્તન શરૂ કરવું તે જમણી બાજુ તરફથી છાતી તરફ લાવવું; પછી 'વંદામિ' શબ્દ બોલવો. તે પછી ગોઠણીએ પડવું અને બે હાથ જોડેલા રાખી માથું નમાવવું તે નમંસામિ (આને પંચાંગ નમસ્કાર કહે છે.). તે નમેલી સ્થિતિમાં 'સક્કારેમી' થી 'પજ્જુવાસામિ' સુધીના શબ્દો બોલી ગુરૂ મહારાજના ગુણગ્રામ કરવા. આ–નમન ક્રિયા આવી રીતે ત્રણ વખત કરવી જોઇએ. કેમકે ગુરૂ મહારાજમાં જ્ઞાન–દર્શન–ચારિત્ર એ ત્રણ ગુણો રહેલાં છે.

ગુરૂને તથાપ્રકારે વંદન કરવાથી–સેવન કરવાથી દશ ગુણની પ્રાપ્તિ થાય છે. જેમકે–૧ શાસ્ત્રશ્રવણ, ૨ જ્ઞાન, ૩ વિજ્ઞાન, (વિવેચન-પૂર્વક જાણપણું) ૪ પ્રત્યાખ્યાન (વૃત્તિઓની શાન્તિ), ૫ સંયમ (સર્વ-સ્વ ત્યાગ), ૬ અનાશ્રવ [મૂળ સ્વરૂપમાં રમણતા], ૭ તપ, ૮ કર્મનો નાશ, ૯ નિષ્કર્મપણું–અક્રિયા, ૧૦ સિદ્ધિ.

## પાઠ ૨ જો. [ગઝલ]

વિધિથી વંદના કરવા, વિનયથી ધ્યાન ધારૂં છું;
દયાળુ પંચ પરમેષ્ટિ, તમોને પાય લાગું છું. ૧
પ્રદક્ષિણા કરી જમણી, હવે હું હાથ જોડું છું;
કરીને નાથ ! સ્તુતિ હું, તમોને પાય લાગું છું. ૨
કરીને વંદના તમને, અતિ સત્કાર અર્પું છું;
વધાવી ખુબ માનેથી, તમોને પાય લાગું છું. ૩

તમે તો પંચ પરમેષ્ટિ, અતિ કલ્યાણકારી છો;
મહા મંગલ તણા દાતા, તમોને પાય લાગું છું. ૪
દીપો છો દેવ સરખા ને, અતિશય જ્ઞાનવંતા છો;
ખરે મન વાણી કાયાથી, તમોને પાય લાગું છું. ૫

---

## પાઠ ૩ જો—ઈરિયાવહિયા.

### વિવેચન.

જેમ કૃષિકાર અનાજ વાવતા પહેલાં ખેતર સાફસુફ કરે છે. કારણ કે સાફસુફ થવાથી ધાન્ય સારી રીતે અને સારા પ્રમાણમાં ઉગી શકે છે તેમ સમાધિરૂપ ગુણ ખીલવવાં પહેલાં દોષોનું નિવારણ કરવાની આવશ્યકતા જણાય છે તેથી અહીંયા શાસ્ત્રકારોએ ઉક્ત પાઠનું અનુષ્ઠાન કર્યું છે.

## પાઠ ૩ જો—ઇરિયાવહિયાનો.

### ( મૂળ પાઠ-શબ્દાર્થ સાથે. )

ઈચ્છામી—ઈચ્છું છું.

પડિક્કમિઉં—પ્રતિક્રમવાને ( પાપથી પાછા ફરવાને ) નિવર્તવાને.

ઈરિયા—રસ્તામાં.

વહિયાએ—ચાલતી વખતે

વિરાહણાએ—કોઈ પણ જીવની વિરાધના થઈ હોય.

ગમણાગમણે—જતાં આવતાં,

પાણક્કમણે—પ્રાણી (જીવ) ને કચર્યાં હોય.

બીયક્કમણે—બીજ કચર્યાં હોય.
હરિયક્કમણે—વનસ્પતિ કચરી હોય.
ઉસા—ઝાકળ કે ઠારનું પાણી.
ઉત્તિંગ—કીડીયારાં વિગેરે જીવનાં દર.
પણગ—પંચવર્ણી લીલફુલ, છારી-ફુગી,
દગ—સચેત એટલે કાચું પાણી.
મટ્ટિ—સચેત મૃતિકા. (માટી)
મક્કડા—કરોળીયાનાં પડ.
સંતાણા—કરોળીઆની જાળ.
સંક્કમણે—એ સર્વનું સંક્રમણ (કચરવું) કર્યું હોય.
જેમેજીવા—એ તથા બીજા જે કોઇ જીવો તેની મેં.
વિરાહિયા—વિરાધના કરી હોય; દુઃખ દીધું હોય.
એગેંદિયા—એક ઇંદ્રિયવાળા જીવો, જેવા કેઃ-પૃથ્વી, પ્રાણી, અગ્નિ, વાયુ, અને વનસ્પતિ એ પાંચ.
બેઇંદિયા—બે ઇંદ્રિયવાળા જીવો, જેવા કેઃ-કીડા, પોરા, કરમીયા, શંખ, છીપ, જળો, અળસીયાં વિગેરે. (કાયા તથા મુખવાળા)
તેઇંદિયા—ત્રણ ઇંદ્રિયવાળા જીવો, જેવા કેઃ-કીડી, મંકોડા, ગધૈયા, કંથવા, જૂ વિગેરે. (કાયા, મુખ અને નાકવાળા જીવો).
ચઉરિંદિયા—ચાર ઇંદ્રિયવાળા જીવો, જેવા કેઃ-માખી મસલાં, મચ્છર, ડાંસ, વીંછી, ભમરા, તીડ,

પતંગ, વિગેરે. ( કાયા, મુખ, નાક, અને આંખવાળા જીવો ).

પંચેંદ્રિયા—પાંચ ઇંદ્રિયવાળા જીવો, જેવા કેઃ-જળચર સ્થળચર, ઉરપર, ભુજપર, ખેચર, મનુષ્ય, દેવ, નારકી વિગેરે. ( કાયા, મુખ, નાક, આંખ અને કાનવાળા જીવો ).

અભિહયા—ઉપર ગણાવેલા જીવોમાં સર્વ જીવોનો સમાવેશ થાય છે, તેમને સામા આવતા હણ્યા હોય.

વત્તિયા—ધૂળે કરી ઢાંકયા હોય.

લેસિયા—જમીન સાથે ઘસ્યાં કે મસળ્યાં હોય.

સંઘાઇયા—એક બીજા સાથે શરીરને મેળવી વ્યાધી કરાવેલી હોય.

સંઘટ્ટિયા—સ્પર્શના કરી ખેદ પમાડયો હોય,

પરિયાવિયા—પરિતાપ એટલે દુઃખ ઉપજાવ્યું હોય.

કિલામિયા—કિલામના એટલે ગ્લાનિ ઉપજાવી હોય.

ઉદ્દવિયા—ઉપદ્રવ, ત્રાસ, ધ્રાસકો પમાડયો હોય; ફાળ પાડી હોય.

ઠાણાઓઠાણું—એક સ્થાનકથી બીજા સ્થાનકે.

સંકામિયા—મૂક્યાં હોય.

જીવિયાઓ—જીવિતથી; જીવતર થકી.

વવરોવિયા—જુદા કર્યા હોય; મારી નાખ્યાં હોય; ચુકાવ્યાં હોય.

**તસ્સ—તે [ સર્વ સંબંધી થયેલું ]**
**મિચ્છા—મિથ્યા થાઓ.**
**મિ—મારૂં.**
**દુક્કડં—દુષ્કૃત્ય એટલે પાપ.**

## ઇરિયાવહિ શબ્દની સમજુતી:—

ઇરિયાવહિયા એ શબ્દ પ્રાકૃત ભાષાનો છે અને તેનો સંસ્કૃત શબ્દ ઇરિયાપથિક છે તે શબ્દ ઇર્યાપથ એટલે હાલવા ચાલવાનો માર્ગ. હાલતાં ચાલતાં જે પાપની ક્રિયા થાય તે ઇર્યાપથિકી અથવા ઇરિયાવહિ કહેવાય, અને ઇરિયાવહિ આલોચનાં એટલે હાલવા ચાલવાની ક્રિયા કરતાં જે પાપ લાગ્યું હોય તેની આલોચના કરવી—તે સંબંધી પશ્ચાતાપ કરવો.

## અનુવાદ.

હે ગુરૂદેવ ! એકેન્દ્રિય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચૌરિન્દ્રિય અને પંચેન્દ્રિય જીવોને કચર્યાં હોય, તે જીવોને ધુળે કરી ઢાંકયાં હોય, જમીન. પત્થરાદિ સાથે ઘસ્યા હોય, મસલ્યા હોય, એક બીજાને અથડાવ્યાં હોય, દુઃખ ઉપજાવ્યું હોય, પરિતાપના, કિલામના, ગ્લાની આદિ ઉત્પન્ન કર્યાં હોય, કોઇ પણ પ્રકારનો ઉપદ્રવ ઉત્પન્ન કર્યો હોય, ધ્રાસ્કો પાડયો હોય, અગર મારી નાખ્યાં હોય; ઉપરોક્ત પાપમાંથી કોઇ પણ પ્રકારનું પાપ કર્યું હોય તો હે ગુરૂદેવ ! તે પાપનો ખરા હૃદયપૂર્વક પશ્ચાતાપ કરૂં છું. તે પાપ માટે તેવા જીવને ખમાવું છું અને ફરીથી આવા પ્રકારના પાપ જાણી કરીને ન લાગે તે પ્રકારે ચેતતો રહેવા કબુલ કરૂં છું.

## સારાંશ.

આ ઉપરથી વિચારવાનું એ છે કે, ઉપયોગ એજ ધર્મ છે, જો દરેક ક્રિયા ઉપયોગપૂર્વક કરવામાં આવે તો સેંકડો પાપોથી બચી જઇએ. તેની સાથે જે અશક્ય હોય તેના વિષે પશ્ચાતાપ થતો હોય તો અનેક ભવનાં સંચિત કરેલાં પાપનો નાશ થાય છે. હાલતાં, ચાલતાં, બેસતાં, ઉઠતાં, ખાતાં, પીતાં, સુતાં, બોલતાં, જીવની વિરાધના થવાનો સંભવ છે માટે તે દરેક ક્રિયા કરતાં યત્ના રાખવાને આ પાઠ શિક્ષા આપે છે, એ યત્ના રાખવી એ 'દયા' કહેવાય છે.

જેમ આપણામાં જીવ છે તેમ અન્ય પ્રાણીઓમાં પણ જીવ છે અને જો કોઈ આપણને પીડા આપે, કર્કશ વચન કહે તો દુઃખ થાય છે, તેમ દરેક જીવને દુઃખ થાય છે માટે દરેક ક્રિયા શરૂ કર્યા પહેલાં પૂર્ણ વિચાર કરવો જોઇએ.

શાસ્ત્રકારે એવું ફરમાવેલું છે કે દરેક ધાર્મિક ક્રિયા કરતાં પહેલાં ઇરિયાવહિ દ્વારા પ્રથમ વિશુદ્ધિ કરવી જોઇએ, કેમકે આથી હૃદય શુદ્ધ થાય છે.

## પાઠ ૩ જો.

**( અપૂર્વ અવસર એવો ક્યારે આવશે—એ રાગ. )**

જીવદયાનું રક્ષણ કરવા આજ હું,
પાપ દોષથી માગું મુક્તિ નાથ જો;
હરતાં ફરતાં પંથ વળી કો કાપતાં,
કદિ કર્યો મેં કોઇ જીવનો ઘાત જો. ૧
જતાં આવતાં કચર્યા મેં કો જીવને,
કદી ચંપાયા મુજ થકી કો બીજ જો;

ઝાડ પાનને કચર્યાં આ રંકે વળી,
કહી બતાવું સઘળો પાપી પુંજ જો. ૨
પાંચ જાતની લીલ ફુલ ને પાણીને,
ઠાર તથા ઝાકળ કે કો કોડીયાર જો;
વળી કચર્યા કો મંકોડા કે માટીને,
કે નિર્દોષી કરોળીયાની જાળ જો. ૩
પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, તરુ, પાદડાં,
એકેંદ્રિય જીવો એ સહુ ગણાય જો;
અસંખ્ય બે ઇંદ્રિયવાળા જીવ જાણવા,
કરમિયાં કે પોરા આદિ થાય જો. ૪
ત્રણ ઇંદ્રિયનાં જીવ જાણવાં સ્હેલ છે,
કીડી, મંકોડા, માંકડ આદિ હોય જો;
માખી, ભ્રમરા, જેવાં બીજાં પ્રાણીઓ,
અસંખ્ય એવા ચતુરિન્દ્રિય ગણાય જો. ૫
પશુ, પંખી ને માનવ આદિ પ્રાણીઓ,
પંચ ઇંદ્રિય પંક્તિમાં મુકાય જો;
ધસી આવતાં કોઇ હણાયા મુજથી,
ઢાંકયાં ધૂળે કે મસળ્યાં હોય જો. ૬
કે અથડાવી એક બીજાની સાથ મેં,
અડકીને અથવા મેં દીધાં દુઃખ જો;
પરિતાપ કંઈ દીધા એવી રીતથી,
લુંટી લીધું તેનું કિંચીત્ સુખ જો. ૭

કષ્ટો દીધાં એજ પ્રકારે જંતુને,
હશે પ્રાસકા કૈંક પડાવ્યાં નાથ જો;
સુખસ્થાનથી દુઃખસ્થાનમાં લઇ જઇ,
પાપબંધ મેં બાંધ્યા આવી રીત જો. ૮
હિંસક કામો આ રીતે મુજથી થયાં,
નિષ્ફળ થાજો સઘળાં મારાં પાપ જો;
પશ્ચાતાપ કરૂં છું દિલમાં હું ઘણો,
ક્ષમા કરો એ માગું છું મહારાજ જો. ૯

---

## પાઠ ૪ થો તસ્સ ઉત્તરીનો.

### વિવેચન.

પાપની વિશુદ્ધિ વધારે પ્રમાણમાં ત્યારેજ થઇ શકે કે જ્યારે મન એકાગ્રતાને પામે. નિર્મળતાં પામવા માટે અત્યંત મનન થવું જોઇએ. મનન માટે માનસિક અને શારીરિક શક્તિઓનું કેન્દ્રસ્થાન બનાવવું જોઇએ, તે કેન્દ્રસ્થાનને જૈન પારિભાષિક ભાષામાં 'કાયોત્સર્ગ અથવા કાઉસગ્ગ' કહે છે. ઉત્કૃષ્ટ કાઉસગ્ગ ત્યારેજ કહી શકાય કે જ્યારે શરીરનું હલન ચલન અમુક વખત સુધી સર્વથા બંધ થાય, અને માનસિક વૃત્તિઓને પાપના પશ્ચાતાપ તરફ કેન્દ્રિત બનાવાય પણ આ સ્થિતિ પ્રાપ્ત કરવી મનુષ્ય પ્રાણીને દુષ્કર છે, કારણકે કુદરતી હલન ચલન આદિ ક્રિયાઓ જેવી કે-છીંક આવવી, ઓડકાર આવવા વિગેરે અવારનવાર બનવું સંભવિત છે, તેથી ચોથા પાઠમાં તેની છુટ દર્શાવી છે. તે છુટ રાખ્યે પાપનાં મહાન્ પશ્ચાતાપરૂપ ત્રીજા પાઠનાં ચિંતવન-રૂપ કાયોત્સર્ગ કરવાનું શાસ્ત્રકારો ફરમાવે છે.

## કાયોત્સર્ગના ઓગણીશ દોષ:*

**घोडग लया य खंभे, कुड्डे मालेय सबरि वहु नियडे ।**
**लंबुत्तर थण उद्धी, संजइ खलिणे य वायस कविट्ठे ॥१॥**
**सीसोकंपिय मूई, अंगुलिभमुहाइ वारुणी पेहा ।**
**एए काउस्सग्गे, हवंति दोसा एगुणवीसं ॥२॥**

૧ **ઘોટક** દોષ—કાઉસ્સગ કરતી વેળાએ ઘોડાની પેઠે એક પગ જરા ઉંચો રાખીને ઉભા રહેવું તે.

૨ **લતા** દોષ—પવનના યોગથી જેમ વેલડી કંપાયમાન થાય તેમ કાયોત્સર્ગમાં પોતાના શરીરને કંપાવવું તે.

૩ **સ્તંભકુડ્ય** દોષ—થાંભલાને અથવા ભીંતે અઢેલીને કાયોત્સર્ગ કરે તે.

૪ **માલ** દોષ—ઉપરના માળને મસ્તક ટેકાવીને કાયોત્સર્ગ કરે તે.

૫ **શબરી**દોષ—જે માણસ કાયોત્સર્ગ કરતી વેળાએ પોતાના હાથ પોતાના ગુહ્ય પ્રદેશ પર રાખે તે.

૬ **વધૂ** દોષ—જેમ સારા કુલની વહુ પોતાનું મસ્તક નીચું નમાવીને રહે છે તેમ મસ્તક નમાવીને કાયોત્સર્ગ કરે તે.

૭ **નિગડિત** દોષ—જેના પગમાં બેડી પહેરાવેલી છે એવા મનુષ્યની પેઠે જે માણસ પોતાના પગ એકઠાં મેળવીને અથવા વિસ્તારીને કાયોત્સર્ગ કરે તે.

---

* આ દોષો પૈકી ૬-૮-૯-૧૧ દોષો શ્રાવિકાને ન હોય અને ૮-૯-૧૧ મા દોષો સાધ્વીઓને ન હોય.

૮ **લંબોત્તર દોષ**—વિધિથી વિપરીત રીતે નાભિ મંડલની ઉપર ચોલપટ્ટો બાંધવાથી અને નીચે ફક્ત ઘુંટણ સુધીજ ચોલપટ્ટો આવવાથી જાંગ ઉઘાડી રહે છે, એવી રીતે મર્યાદા રહિત કાઉસગ્ગ કરે.

૯ **સ્તન દોષ**—ડાંસ, મચ્છર આદિના ભયથી અથવા અજાણપણે પોતાના ચોલપટ્ટા આદિથી સ્તન-ભાગને ઢાંકીને કાયોત્સર્ગ કરે તે.

૧૦ **ઉર્ધ્વિકા દોષ**—તેના બે ભેદ છે. જેમકે-બાહ્ય શકટોર્ધ્વિકા દોષ, અને અભ્યંતર શકટોર્ધ્વિકા-દોષ. બાહ્ય શકટોર્ધ્વિકા દોષ-પગની બન્ને પાનીઓ મેળવીને તથા આગલા બન્ને પગના ફણા મોકળા રાખીને કાયોત્સર્ગ કરે તે. અભ્યંતર શકટોર્ધ્વિકા દોષ-બન્ને પગના આગલા ફણા સાથે મેળવીને તથા પાછલી પાનીઓ મોકળી રાખીને કાયોત્સર્ગ કરે તે.

૧૧ **સંયતિ દોષ**—કપડું અથવા ચોલપટ્ટ બન્ને ખભાઓ પર ઢાંકીને સાધ્વીની પેઠે કાયોત્સર્ગ કરવો તે.

૧૨ **ખલીન દોષ**—રજોહરણને અગાડી એટલે પોતાના શરીરથી અગાડીના ભાગમાં હાથમાં ધારણ કરીને કાયોત્સર્ગ કરવો તે; અથવા ચણું હાંકવાથી ચોકડાંવડે પીડા પામેલો ઘોડો સ્થિર ન રહેતા વારંવાર માથું ઉચું નીચું કર્યા કરે તેની પેઠે જે કાઉસ્સગ કરે તે-એમ પણ કેટલાક આચાર્યો આ દોષનો અર્થ કરે છે.

૧૩ **વાયસ દોષ**—કાગડાની પેઠે ચપલ ચિત્તવાળા થઈને જે પોતાની દ્રષ્ટિ ચોતરફ ફેરવ્યા કરી કાયોત્સર્ગ કરે તે.

૧૪ **કવિટ્ઠદોષ**—ચોલપટ્ટો જો જમીનને અડકતો રહેશે તો તેમાં માંકડ અથવા જૂ આદિ ભરાઈ રહેશે એવા ભયથી ચોલપટ્ટો સંકોચીને કાયોત્સર્ગ કરે તે.

૧૫ **શિર્ષોત્કંપિત** દોષ—જેમ કોઇને યક્ષ અથવા ભૂત વળગ્યો હોય તેની પેઠે મસ્તક ધુણાવતો થકો જે કાયોત્સર્ગ કરે તે.

૧૬ **મૂક** દોષ—બોકડાની પેઠે અથવા છેદાતી વનસ્પતિની પેઠે જે હુંકાર શબ્દ કરતો થકો કાયોત્સર્ગ કરે તે.

૧૭ **અંગુલીભમુહા** દોષ—કાયોત્સર્ગના આલાવા ગણવા માટે આંગળીઓની જે ચળવળ કરવી અથવા કંઇક કાર્ય ચીંધવા માટે ભમર અથવા ચક્ષુ આદિ ભમાવીને જે સંજ્ઞા કરવી તે.

૧૮ **વારૂણી** દોષ—જેમ મદિરા બુડબુડાટ કરે તેમ કાયોત્સર્ગમાં રહ્યો થકો અવ્યક્તપણે બડબડાટ શબ્દ કરે તે.

૧૯ **પ્રેક્ષા** દોષ—વાંદરાની પેઠે હોઠ હલાવતાં થકા જે કાયોત્સર્ગ કરે તે.

ઉપર જણાવેલા દોષમાંથી સ્તંભ દોષ અને કુડ્ય દોષ તથા અંગુલી દોષ અને ભમર દોષને કોઇ આચાર્ય જુદા માને છે તો તેમ ગણવાથી સર્વ મળી કાયોત્સર્ગનાં એકવીશ દોષો થાય છે.

એવી રીતે કાયોત્સર્ગ કરનાર પંડિત માણસે આ દોષોનો ત્યાગ કરી કાયોત્સર્ગ કરવો.

---

## પાઠ ૪ થો.

### કાઉસગ્ગમાં આગાર બતાવવાનો
### [મૂળપાઠ અને શબ્દાર્થ સાથે]

**તસ્સ—તેને (ઇરિયાવહિનાં પાઠથી આલોવતાં છતાં રહી ગયેલ પાપવાળા આત્માને)**

**ઉત્તરીકરણેણં—વિશેષ શુદ્ધ કરવા માટે.**

પાયચ્છિત્તકરણેણં—લાગેલા પાપનું છેદન કરવાને, પ્રાયશ્ચિત એટલે પાપની આલોચના કરવા માટે.

વિસોહીકરણેણં—(આત્માની) વિશુદ્ધિ કરવા માટે.

વિસલ્લીકરણેણં—ત્રણ શલ્ય (કપટ, નિયાણું અને મિથ્યાત્વ એ ત્રણ શલ્ય છે) થી રહિત કરવાને માટે.

પાવાણં કમ્માણં—અઢારે પ્રકારના પાપથી ઉત્પન્ન થયેલા આઠ કર્મો તેને.

નિગ્ઘાયણટ્ઠાએ—નિર્ઘાતન એટલે ઉચ્છેદ—નાશ કરવાને અર્થે; ટાળવાને માટે.

ઠામિકાઉસ્સગ્ગં—સ્થિત થાઉં છું (કાયોત્સર્ગ—શરીરના વ્યાપારનો ત્યાગ) કાઉસ્સગ પ્રત્યે.

અન્નત્થ—અન્યત્ર બીજું લક્ષમાં રાખવાનું એ છે કે હવે ઉશ્વાસાદિ આગારો કહેવાશે તે વર્જીને કાયાના વેપારનો ત્યાગ કરવાનો છે તે આગારો કહે છે.

ઉસસિયેણં—ઉંચો શ્વાસ લેવા વડે. (૧)

નીસસિયેણં—નીચો શ્વાસ મૂકવાં વડે. (૨)

ખાસિએણં—ખાંસી એટલે ઉધરસ આવવા વડે. (૩)

છીએણં—છીંક આવવા વડે. (૪)

જંભાઇએણં—બગાસું આવવા વડે. (૫)

ઉડ્ડુએણં—ઓડકાર આવવાં વડે. [૬]
વાયનિસગ્ગેણં—વાયુ અધો દ્વારે જવા વડે. (૭)
ભમલીએ—ભમરી, ચક્કર કે ફેર આવવા વડે. [૮]
પિત્તમુચ્છાએ—પિત્તના પ્રકોપે તથા મૂર્છા વડે. [૯] (૧૦)
સુહુમેહિંઅંગસંચાલેહિં—સૂક્ષ્મપણે જરાક અંગ [શરીર] ના ચાલવાં વડે. [૧૧]
સુહુમેહિં ખેલસંચાલેહિં—સૂક્ષ્મ શ્લેષ્મ કફ ગળવાથી થતાં સંચાર વડે. [૧૨]
સુહુમેહિં દિટ્ઠિસંચાલેહિં—સૂક્ષ્મપણે જરાક દ્રષ્ટિ હલવાથી (૧૩) (જે તેર આગાર ઉપર જણાવ્યાં) એ આદિ દઈને ચાર. અથવા
એવમાઇએહિં આગારેહિં—રાજા અગ્નિ કે હિંસક પ્રાણીનાં ભયથી કાઉસગ્ગ છુટી જાય તો તેવા પ્રકારનાં અકસ્માતનાં આગારે કરીને.

અભગ્ગો—(કરેલ કાઉસગ્ગ) અભગ્ન ભાંગે નહી.
અવિરાહિઓ—અવિરાધીત-હાની પહોંચે નહિ (એ પ્રકારે)
હુજ્જમે કાઉસગ્ગો—મારો કાયોત્સર્ગ હોજો (ક્યાં સુધી?)
જાવ—જ્યાં સુધી.
અરિહંતાણં ભગવંતાણં—અરિહંતોને (તેમજ) ભગવંતોને [પંચ પરમેષ્ઠિને]

**નમોક્કારેણું**—નમસ્કાર કરીને.

**નપારેમિ**—પારૂં નહિ એટલે કાયોત્સર્ગના પારને ન પામું-સમાપ્ત ન કરૂં.

**તાવ**—ત્યાં સુધી.

**કાયં**—શરીરને, કાયાને.

**ઠાણેણં**—એકજ સ્થાનકે સ્થિર રાખીને.

**મોણેણં**—[વાણીમાં] મૌનપણું રાખીને.

**ઝાણેણં**—ધર્મ ધ્યાને કરીને [મનને એકાગ્ર કરીને]

**અપ્પાણં વોસિરામી**—સાવદ્ય વ્યાપાર થકી મારા [ પાપકારી-કષાયક ] આત્માને વોસરાવું છું. પાપથી દૂર રાખું છું.

**અનુવાદ.**

હે પૂજ્ય ! ઇરિયાવહીયાના પાઠથી આલોવતાં છતાં રહી ગયેલા પાપથી આત્માને વધારે વિશુદ્ધિ કરવાને અર્થે, વધારે પ્રમાણમાં લાગેલા પાપનું છેદન કરવા અર્થે, કપટ નિદાન ( સત્કરણીનું ફળ માંગી લેવું તે ) અને મિથ્યાત્વ (ખોટી શ્રદ્ધા) થી આત્માને રહિત કરવાને માટે, અઢાર પ્રકારનાં પાપથી ઉત્પન્ન થયેલ કર્મોનો નાશ કરવા માટે નીચે પ્રમાણે કાયિક વ્યાપારોની છુટ રાખી અરિહંત પ્રભુનું નામ ન ઉચ્ચારૂં ત્યાં સુધી એકજ સ્થાને સ્થિર રહી મન એકાગ્ર કરી ત્રીજા પાઠનાં મનનરૂપ કાયોત્સર્ગ કરૂં છું અને સાવદ્ય (પાપકારી) કાર્યોથી આત્માને દુર કરૂં છું. ( છુટ=શ્વાસોશ્વાસ લેવાથી કાયાનું હલન ચલન થાય તેની

છુટ.) ખાંસી, બગાસું, ઓડકાર, વાસંચલ, ચક્કરી, મૂર્છા, સૂક્ષ્મ અંગ ફરકે, ગળફો, કફ ખખડે, સૂક્ષ્મ દ્રષ્ટિ ચાલે, ચોર, રાજા, અગ્નિ, દુશ્મન કે હિંસક પ્રાણી વડે કાયોત્સર્ગ છુટે તથા ઉપરના અને એવા બીજા અકસ્માતથી કાયોત્સર્ગ ભાંગે તો તેનો આગાર (છુટ) રાખું છું.

## સારાંશ.

'ઇરિયાવહિયં' સૂત્ર પરદયા ચિંતવવા અર્થે છે, જ્યારે 'તસ્સ ઉત્તરી' સ્વદયા ચિંતવવા અર્થે છે: 'ઇરિયાવહિ' ભણ્યા પછી શુદ્ધ થયેલ આત્માને વિશુદ્ધ કરી ઉન્નત કરવા, શલ્ય રહિત કરવા, કર્મ રહિત કરવાને આ પાઠ શિક્ષા આપે છે અને તે કાયોત્સર્ગ દ્વારા થઇ શકે છે. કાયોત્સર્ગ એટલે મન તથા ઇંદ્રિયોને બહાર જતાં અટકાવવા માટે સર્વ ઉપાધીઓનો ત્યાગ કરવો અને શુભ ધ્યાનમાં ચિત્તને એકાગ્ર કરવું. જ્યાં સુધી મન, વચન અને કાયાના અશુભ વ્યાપાર ખુલ્લાં છે ત્યાં સુધી કર્મનાં દ્વાર પણ ખુલ્લાં છે, માટે કર્મનાં દ્વાર આડો બંધ નાખવા જોઇએ અને તે બંધ 'કાયોત્સર્ગ' છે. આ કાયોત્સર્ગ એક તપ છે. તપનાં બાર ભેદ કહ્યાં છે. ૭ બાહ્ય અને ૭ અભ્યંતર. તેમાં ૭ અભ્યંતર ભેદ પૈકી છઠ્ઠો ભેદ આ કાયોત્સર્ગ છે. આ રીતે સ્વદયા અને પરદયાના પાલનથી આત્માની નિર્મળતા પ્રાપ્ત થાય છે. કાયોત્સર્ગ દ્રઢતાપૂર્વક વિધિયુક્ત કરતાં છતાં શરીરનો કોઇ પણ વ્યાપાર કુદરતથી થઇ જવા સંભવ છે, પણ તે થતાં કાઉસ્સગ્ગ અભંગ અને અવિરાધિત છે અને તેટલા માટે આગારો કહેવામાં આવ્યાં છે, પણ આથી તેનો ઇચ્છાપૂર્વક લાભ લેવો તેમ સલાહ નથી.

કાયોત્સર્ગ, વૃદ્ધિ પામતી શ્રદ્ધા, બુદ્ધિ, ધૃતિ, ધારણા અને અનુપ્રેક્ષાપૂર્વક કરવો જોઇએ. આવી રીતે કાયોત્સર્ગમાં રહી શુભ

ધ્યાનમાં સ્થિત થવાનું લક્ષ રહેશે તો અભ્યતંર શુદ્ધિ વિશેષ થશે અને આત્મા ઉચ્ચ દશાને પામશે.

---

## પાઠ ૪ થો—કાઉસગ્ગનો.

### ( મનહર છંદ. )

(૧)

આત્મારામ સાથે મારા જીવને હું જોડવાને,
દેહ ભાન ભુલી આજે કાઉસગ્ગ કરૂં છું;
આત્માતણી શુદ્ધિ માટે ધ્યાન ઉચ્ચ ધરવાને,
પ્રાયશ્ચિત કરવાને કાઉસગ્ગ કરૂં છું;
માયા મોહ તજવાને પાપ કર્મ ટાળવાને,
સ્થિર થઈ આત્મા સાથે કાઉસગ્ગ કરૂં છું.

(૨)

કાઉસગ્ગ કરવામાં દેહ ભાન હોય નહિ,
દેહ ભાન ભૂલતાં હું ભૂલો ઘણી કરૂં છું;
ભૂલો હવે કરૂં નહિ ભાવના છે એવી મારી,
થયેલ ભૂલોની માફી દીન ભાવે માગું છું.
શ્વાસ ઉંચો, શ્વાસ નીચો, ઉધરસ, છીંક અને,
કાઉસગ્ગમાં બગાસું કદી મને આવે છે;
ઓડકાર, વાયુ છુટ, ચકરી ને ઉલટીથી,
ગતિમાન મારા દેહ આંખ ફરૂ થાય છે.
કોઈ કોઇવાર વળી અણુધાર્યાં કારણોથી,

કાયા કેરૂં હલન ચલન બહુ થાય છે;
આવા આવા આગારોથી અણુધાર્યાં કારણોથી,
ભાવવાળો કાઉસગ્ગ હાનિ નહિ પામે છે.

(૩)

રૂડી ભાવના ધારીને ક્ષમા માગી લાચારીથી,
ધરવા સમાધિ હું તો ભાવથી બંધાઉં છું;
અરિહંત ભગવંત નમોક્કાર મંત્ર રૂડો,
ગણું નહિ ત્યાં સુધી હું ભાવથી બંધાઉં છું;
ધ્યાનમાં તો મસ્ત બની એક સ્થાન સ્થિર થઈ,
અહિંસાને મૌન ધારી મોહ ત્યાગી થાઉં છું.

---

## પાઠ ૫ મો—લોગસ્સ.

### વિવેચન.

પાપનું માનસિક પ્રાયશ્ચિત થયા પછી પરમેષ્ટિ સ્તવન કરવાની આવસ્યકતા જણાયાથી શાસ્ત્રકારોએ પાંચમાં પાઠનું વિવરણ કર્યું છે.

## પાઠ ૫ મો—લોગસ્સનો.

### ( મૂળ પાઠ-શબ્દાર્થ સાથે. )

લોગસ્સ—લોકના ( સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ 'ત્રણ લોકને વિષે )

ઉજ્જોયગરે—ઉદ્યોત્-પ્રકાશનાં કરનારા ( કેવળ જ્ઞાન રૂપી મહીપથી )

ધમ્મતિત્થયરે—જેનાથી તરાય છે એવા ધર્મરૂપ તીર્થનાં કરનારા.

જીણે—રાગ દ્વેષના જીતનાર એવા શ્રી જીનેશ્વરોને.

અરિહંતે—કર્મરૂપ શત્રુઓને હણનારા એવા શ્રી અરિહંતોને.

કિત્તઇસ્સં—(હું) કીર્તિ, પ્રશંસા, સ્તુતિ કરીશ; ગુણગ્રામ કરીશ.

ચઉવીસંપિ—ચોવીશ (તીર્થંકરો) તથા તે સિવાય બીજા પણ.

કેવલી—કેવલી ભગવાનને.

ઉસભ—શ્રી રૂષભદેવને. ૧

મજિયંચ વંદે—અને શ્રી અજીતનાથને વંદુ છું. ૨

સંભવ—શ્રી સંભવનાથને. ૩

મભિનંદણુંચ—અને શ્રી અભિનંદન સ્વામીને. ૪

સુમઇંચ—વળી શ્રી સુમતિનાથને. ૫

પઉમપ્પહં—શ્રી પદ્મપ્રભુ સ્વામીને. ૬

સુપાસં—શ્રી સુપાર્શ્વનાથને. ૭

જિણંચ ચંદપ્પહંવંદે—વળી જિન એવા શ્રી ચંદ્રપ્રભુને વંદું છું ૮

સુવિહંચ પુપ્ફદંતં—શ્રી સુવિધિનાથ જેમનું બીજું નામ શ્રી પુષ્પદંત સ્વામી છે તેમને. ૯ વળી

સીયલ—શ્રી શીતળનાથને. ૧૦

સિજંસ—શ્રી શ્રેયાંસનાથને. ૧૧
વાસુપુજ્જંચ—અને શ્રી વાસુપૂજ્ય સ્વામીને. ૧૨ વળી
વિમલ—શ્રી વિમલનાથને. ૧૩
મણંતંચ જીણં—અને શ્રી અનંતનાથજીને. ૧૪
ધમ્મં—શ્રી ધર્મનાથજીને. ૧૫
સંતિંચ વંદામિ—વળી શ્રી શાંતિનાથને વાંદું છું. ૧૬
કુંથું—શ્રી કુંથુનાથને. ૧૭
અરંચ—શ્રી અરનાથને. ૧૮
મલ્લિં—શ્રી મલ્લિનાથને. ૧૯
વંદે મુણિસુવ્વયં—વાંદુ છું શ્રી મુનિ સુવ્રતસ્વામીને. ૨૦
નમિ જીણંચ—તથા શ્રી નમિજીનને. ૨૧
વંદામિ રિટ્ઠનેમિ—વાંદુ છું શ્રી અરિષ્ઠનેમિને. ૨૨
પાસં—શ્રી પાર્શ્વનાથને. ૨૩
તહ—તેમજ
વદ્ધમાણંચ—વળી શ્રી વર્ધમાન સ્વામીને. ૨૪
એવંમએ—એ પ્રકારે મેં-મારા જીવે.
અભિથુયા—નામપૂર્વક સ્તવ્યા-સ્તુતિ કરી.
વિહુય રયમલા—(તે તીર્થંકર કેવા છે?) ટાળ્યાં છે (કર્મરૂપ) રજ કે મેલને જેમણે એવાં
પહીણ જરમરણા—પ્રક્ષીણ-ક્ષય કર્યાં છે જરા એટલે ઘડપણ અને મરણ (નાં દુઃખો) જેમણે.
ચઉવિસંપિ—ચોવીસે તીર્થંકરો તથા અન્ય પણ.
જિણવરા—જીનવરો એટલે સામાન્ય કેવળ જ્ઞાની.

તિત્થયરા મે—શ્રી તીર્થંકર દેવો મારા ઉપર.
પસીયંતુ—પ્રસન્ન થાઓ, કૃપા કરો.
કિત્તિય—ઇંદ્રાદિથી કીર્તના કરાયેલ, જેમનું કીર્તન કરવામાં આવ્યું છે (વચન વડે)
વંદિય-ઇંદ્રાદિથી વંદાયેલા. જેમને વંદન કર્યું છે. [કાયાવડે]
મહિયા-ઇંદ્રાદિથી પુજાયેલાં જેમની પૂજા કરી છે. (મનવડે)
જે એ—જેઓ, આ
લોગસ્સ—લોકમાં (લોકને વિષે)
ઉત્તમા—ઉત્તમ-પ્રધાન. [સંપૂર્ણ થયાં છે.
સિદ્ધા—સિદ્ધો (નિષ્ટિતાર્થ) જેના સર્વ અર્થ
આરૂગ્ગ—રોગ રહિત જે મોક્ષ તેને અર્થે.
બોહિલાભં—બોધિલાભ, સમકિતની પ્રાપ્તિ.
સમાહિવર મુત્તમં દિંતુ—પ્રધાન અને ઉત્તમ પ્રકારની ભાવ સમાધિ [પરમ શાંતિ] ને આપો.
ચંદેસુ નિમ્મલયરા—ચંદ્રમા કરતાં અતિશય નિર્મળ.
આઇચ્ચેસુ અહિયં પયાસયરા—સૂર્ય થકી અધિક પ્રકાશના કરનારા.
સાગર વર ગંભીરા—સાગરમાં મોટા સ્વયંભૂરમણ સમુદ્રની પેઠે ગંભીર, (એવા)
સિદ્ધા સિદ્ધિં મમ દિસંતુ—શ્રી સિદ્ધ પરમાત્માઓ! સિદ્ધગતિ-મુક્તિ મને દેખાડો (આપો).

## અનુવાદ.

લોકમાં ઉદ્યોત કરનાર, તીર્થનું પ્રવર્તન કરનાર, રાગ દ્વેષના જીતનાર અરિહંત દેવને નમસ્કાર કરૂં છું. તેમની કીર્તિ કરૂં છું. આ ચોવીસે તીર્થંકરનાં નામ અનુક્રમવાર બોલું છું. પેલા **રૂષભદેવ સ્વામી**, બીજા **અજીતનાથ સ્વામી**, ત્રીજા **સંભવનાથ સ્વામી**, ચોથા **અભિનંદન સ્વામી**, પાંચમાં **સુમતિનાથ સ્વામી**, છઠ્ઠા **પદ્મપ્રભ સ્વામી**, સાતમા **સુપાર્શ્વનાથ સ્વામી**, આઠમાં **ચંદ્રપ્રભ સ્વામી**, નવમાં **સુવિધિનાથ સ્વામી** (જેમનું બીજું નામ પુષ્પદંત સ્વામી પણ છે) દસમાં **શીતલનાથ સ્વામી**, અગીયારમાં **શ્રેયાંસનાથ સ્વામી**, બારમાં **વાસુપુજ્ય સ્વામી**, તેરમાં **વિમલનાથ સ્વામી**, ચઉદમાં **અનંતનાથ સ્વામી**, પંદરમાં **ધર્મનાથ સ્વામી**, સોળમાં **શાંતિનાથ સ્વામી** ને વાંદુ છું. તથા સત્તરમાં **કુંથુંનાથ સ્વામી**, અઢારમાં **અરનાથ સ્વામી**, વળી ઓગણીસમાં **મલ્લીનાથ સ્વામી**ને વાંદુ છું. વીસમાં **મુનિસુવ્રત સ્વામી**, એકવીશમાં **નમિનાથ સ્વામી**ને નમન કરૂં છું, બાવીશમાં **નેમનાથ સ્વામી**, તેવીશમાં **પાર્શ્વનાથ સ્વામી** તેમજ ચોવીસમાં **વર્ધમાન સ્વામી** એ સર્વનું સ્તવન કરૂં છું. એ ચોવીસે તીર્થંકરો કેવા છેઃ—જેણે કર્મરૂપ રજમેલ ટાળ્યાં છે, જન્મ મરણને ખપાવ્યાં છે, એવા હે તીર્થંકર દેવો ! મારા પર પ્રસન્ન થાઓ ! આપના મેં ગુણ કીર્તન કર્યાં, શુભ ધ્યાનથી આપની પર્યુ-પાસના કરી છે. આપ લોકમાં ઉત્તમ અને સર્વ રોગ રહિત છો, તેથી મને શાંતરૂપ ઉત્તમ વસ્તુની પ્રાપ્તિ કરાવો. આપ ચંદ્રથી પણ અધિક નિર્મળ છો, સૂર્યથી પણ અધિક દેદીપ્યમાન છો, સમુદ્રથી પણ વધારે ગંભીર છો. એવા હે સિદ્ધ ભગવાન ! મને મુક્તિ આપો.

## સારાંશ.

આત્માની વિશુદ્ધિ થયા પછી ધર્મ પ્રવર્ત્તક, પરમોપકારી પ્રભુનું સ્મરણ આવશ્યક છે અને તેથી શાસન ઉપકારી મહાપુરૂષો–ચોવીશ તીર્થંકરોના નામ અત્રે કહેલાં છે. તેની સ્તુતિ કરવાનું આ પાઠમાં કહેલ છે. સ્તુતિ કરવાથી સમ્યકત્વ નિર્મળ થાય છે અને તે વિશુદ્ધિ થયા પછી સદ્‌ગુણો પ્રકટ થાય છે.

શ્રી ગૌતમસ્વામીએ શ્રી વીર પ્રભુને એકદા પૂછ્યું કેઃ–'હે ભગવન્ ! ચોવીશ જિનેશ્વરોની સ્તુતિ કરવાથી શું લાભ થાય ?' શ્રી વીર પ્રભુએ પ્રત્યુત્તરમાં જણાવ્યું કે—

હે ગૌતમ ! ચતુર્વિંશતિસ્તવ કરવાથી જીવ દર્શનની એટલે કે સમકિતની વિશુદ્ધિ ઉત્પન્ન કરે છે. કર્મને લીધેજ આ જીવને જન્મ, જરા, અને મરણનાં દુઃખો ભોગવવાં પડે છે, કર્મ એ પુનર્જન્મનું કારણ છે માટે કર્મરૂપ રજ–મેલને ટાળવાને પ્રયાસ કરવાને આ પાઠ શિક્ષા આપે છે. આ કર્મો—પાપકર્મો, અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, ઇચ્છા નિરોધ, દાન, શીલ, તપ અને પ્રભુ કીર્તનરૂપ ભાવનાના સેવનથી નાશ પામે છે.

પ્રભુનું સ્મરણ કરવું એટલે પ્રભુનાં ગુણોનું રટણ કરવું. આ રટણ કર્યાથી આપણને કોઇ વખત તે ગુણો અમુક અંશે ગ્રહણ કરવાનું મન થાય અને તેવા અનેક ગુણો પ્રાપ્ત થયા પછી મોક્ષ જોવાના અધિકારી જરૂર થઇ શકીએ. માટે જ્યારે જ્યારે સમયની અનુકુળતા મળી જાય ત્યારે ત્યારે કાયોત્સર્ગ કરી આ સૂત્ર દ્વારા પ્રભુનું કીર્તન એકાગ્ર ચિત્તે કરવા ઉદ્યમવંત થવું.

---

## પાઠ ૫ મો. (દોહરા)

જ્ઞાન સૂર્યની જ્યોતથી, ભાવ દીપ્ત કરનાર;
ધર્મ તીર્થના સ્થાપકો, રાગ દ્વેષ હણનાર. ૧
એવા અરિહંત દેવને, તીર્થંકર સુખકાર;
ગાઉં ગુણ હું પ્રેમથી, લોગસ્સનો આ સાર. ૨
ચોવીશ તીર્થંકર થયાં, આર્ય દેશની માંય;
લઉં છું રૂડાં નામ તે, ભાવ ભરી દીલમાંય. ૩
ઋષભદેવ પ્રભુ અજીત ને, સંભવ અભિનંદન;
સુમતિ, પદ્મ, સુપાર્શ્વ ને, ચંદ્ર ગુણ અનંત. ૪
સુવિધિ, પુષ્પદંત પ્રભુ, શીતળનાથ શ્રેયાંસ;
વાસુ, વિમળ, અનંત ને, ધર્મનાથ ને શાંત. ૫
કુંથુ, અર, મલ્લી તથા, મુનિસુવ્રત મહાન;
નમિ, નેમિ, પ્રભુ પાર્શ્વ ને, વર્ધમાન ભગવાન. ૬
એ રીતે ચોવીશની, સ્તુતિ કરૂં છું આજ;
કર્મ તણી રજ જેમણે, ટાળી સાર્યાં કાજ. ૭
કીધો છે પુરૂષાર્થથી, જરા, મરણ સંહાર;
એજ આત્મગુણ પ્રગટજો, મુજ ઉરમાં આ વાર. ૮
વાણીથી ગુણગાન ને, દેહ થકી વંદન;
કરી નમું હું પ્રીતથી, આપી અભિનંદન. ૯
આપ આ સઘળા લોકમાં, મુક્તિ પામ્યાં શ્રેષ્ઠ;
માગું શુદ્ધ સમકિત ને, માગું સમાધિ શ્રેષ્ઠ. ૧૦

ચંદ્ર થકી નિર્મળ અને, રવિથી ઉજળા આપ;
જ્ઞાન પ્રકાશ્યું આપનું, હણી તિમિર દળ કાંપ. ૧૧
સાગર કરતાં શ્રેષ્ઠ છે, ગંભીરતા નિઃશંક;
મુક્તિ પદ મળજો મને, એજ માગું હું રંક. ૧૨

---

## પાઠ ૬ ઠો—કરેમિભંતેનો.

### વિવેચન.

હૃદય વિશુદ્ધ થયે આ પાઠથી સામાયિક (સમતાભાવ) આદરવાની વિધિ શરૂ થાય છે.

### પાઠ ૬ ઠો.

### ( મૂળ પાઠ શબ્દાર્થ સાથે )

દ્રવ્ય થકી સાવજ્જ જોગ સેવવાનાં પચ્ચખાણ—જે પાપ વસ્તુ-તેના યોગને ત્યજું છું.

ક્ષેત્ર થકી આખા લોક પ્રમાણે—( તે પાપો કયા ક્ષેત્રને અવલંબી ? ) સર્વ લોકના પ્રમાણમાં.

કાળ થકી બે ઘડી સુધી તે ઉપરાંત ન પાળું ત્યાં સુધી—[ તેનો વખત કેટલો ? ] બે ઘડી ઉપરાંત મારી ઇચ્છા પર્યંત.

ભાવ થકી છકોટીએ પચ્ચખાણ—મારા શુદ્ધ અંતઃકરણે કરી છ કોટીએ પાપ યોગને ત્યજું છું, બંધી કરૂં છું. ( આટલો પાઠ આચાર્યોએ પાછ-

ળથી વધારે સમજણ પડે તેટલા માટે ગુજરાતી ભાષામાં યોજેલો છે.)

( પચ્ચખાણનો મૂળ પાઠ. )

**કરેમિભંતે**--[હું] કરૂં છું હે પૂજ્ય ! ભગવન્ ભદંત (કલ્યાણકારી) ભયાંત (ભયનો અંત કરનાર) ભવાંત ( ભવનો અંત કરનાર. )

**સામાઇયં**--સામાયિકને.

**સાવજ્જં**—પાપકારી.

**જોગં**--યોગને, વ્યાપારને, પ્રવૃત્તિને.

**પચ્ચક્ખામિ**—ત્યજું છું, બંધ કરૂં છું.

**જાવ**—જ્યાં સુધી

**નિયમ**—નિયમને.

**પજ્જુવાસામિ**—એ વ્રતને સેવું છું, ને તેમાંજ વર્તું છું ત્યાં સુધી.

**દુવિહં**—બે પ્રકારના કરણોથી.

**તિવિહેણં**--ત્રણ પ્રકારના યોગથી.

**ન કરેમિ**--હું પોતે સાવદ્ય વ્યાપાર-પાપ કરૂં નહિ.

**ન કારવેમિ**--અન્ય પાસે હું પાપ કરાવું નહિ ( એ બે કરણથી )

**મણસા**--મને કરી.

**વયસા**—વચને કરી.

**કાયસા**—કાયાએ કરી.

**તસ્સ ભંતે—તેને ( તે પાપકારી યોગોને. )**
**હે ભગવાન !**
**પડિક્કમામિ—ત્યજુ છુ એટલે તેથી નિવર્તુ છુ.**
**નિંદામી—( તે પાપોને ) આત્મ સાક્ષીએ નિંદુ છુ.**
**ગરિહામી—( તે પાપોની ) ગર્હા કરૂં છું–ગુરૂ સાક્ષી-**
**એ ધિક્કારૂં છું.**
**અપ્પાણં—અશુભ યોગમાં પ્રવેશ કરતાં આત્માને**
**પાપો થકી.**
**વોસિરામિ—ત્યજુ છું; દૂર રાખુ છું.**

---

## કરેમિભંતેનાં પાઠની નોટ.

આ સૂત્ર ઘણું અમૂલુ અને સર્વોત્તમ છે. વાસ્તવિક રીતે કહીએ, તો તે શુદ્ધિ સંગ્રહી સૂત્ર છે. તેનું પૃથક્કરણ કરવાથી આપણને તે જણાશે. કરેમિભંતે સામાઇયમાં સંકલ્પ શુદ્ધિ તથા વિનય શુદ્ધિ જણાય છે. સાવજ્જં જોગં પચ્ચખ્ખામિમાં પ્રતિજ્ઞા શુદ્ધિ બતાવી છે. જાવ નિયમં પજ્જુવાસામિમાં કાળ શુદ્ધિ તથા ઉપાસના શુદ્ધિ માલમ પડે છે. દુવિહં તિવિહેણંમાં કોટિ શુદ્ધિ (કોટિ શબ્દનો અર્થ ક્રોડ થાય છે, તેમ હદ અથવા છેડો પણ થાય છે) પરખાવી છે–મણેણં વાયાએ કાએણંમાં યોગ શુદ્ધિ સૂચવી છે. નકરેમિ નકારવેમિમાં કરણી શુદ્ધ ઓળખાવી છે. તથા તસ્સભંતે પડિક્કમામિ નિંદામિ ગરિહામિ અપ્પાણં વોસિરામિમાં ભાવ શુધ્ધિ સંગ્રહી છે. આ પ્રમાણે આખું કરેમિભંતે સૂત્ર શુધ્ધિ ગ્રાહી છે. માટે તે ઉપર અતિશય ચિંતવન મનન કરવું; જેથી હૃદય શુધ્ધિ થશે અને આત્માભિમુખ થવાશે.

## અનુવાદ.

હે પૂજ્ય! સમસ્ત લોકની અંદર બે ઘડી સુધી તથા તે ઉપરાંત ઇચ્છા થાય ત્યાં સુધી (સામાયિકવ્રત ન પાળુ ત્યાં સુધી) બે કરણ અને ત્રણ યોગથી (કરવું કરાવવું તે બે કરણ મન, વચન કાયાનાં ત્રણ યોગ) પાપ કર્મ કરવા કરાવવાની બંધી કરૂં છું.

હે પૂજ્ય ! મર્યાદા કરી છે ત્યાં સુધી મન વચન કાયાએ કરી કોઇપણ પાપ કર્મ કરીશ નહી, તેમજ કોઇપણ પાપ કર્મ કરાવીશ નહી.

હે પૂજ્ય ! આત્માની સાક્ષીએ, ગુરૂની સાક્ષીએ કહું છું કે મર્યાદા કરી છે ત્યાં સુધી આત્માને અશુભ યોગમાં જતાં અટકાવીશ.

## સારાંશ.

સામાયિક—સ્વરૂપ ચાર પ્રકારે બાંધેલું છે, તે જેમકે—દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી અને ભાવથી. દ્રવ્યથી સામાયિક એટલે સામાયિક વ્રત આદરી સમતા રૂપ ઉત્તમ વસ્તુનો સ્વભાવ ગ્રહણ કર્યા બાદ પાપકારી યોગ વસ્તુતઃ પાપને તજું છું. ક્ષેત્રથી સામાયિક એટલે ચૌદ રાજ-લોકમાં રહેલા પાપકારી યોગનો ત્યાગ કરું છું.

કાળથી સામાયિક એટલે એક મુહૂર્ત (૪૮ મીનીટ)થી શરૂ કરી જેટલો નિયમ કર્યો હોય તેટલા કાળ સુધી પાપના યોગથી (આશ્રવથી) દૂર રહું છું. અર્થાત્ સંવરમાં રહું છું.

ભાવથી સામાયિક એટલે શુધ્ધ ભાવપૂર્વક મન, વચન અને કાયાના યોગ દ્વારા પાપક્રિયાને તજું છું અને તજાવું છું.

આ ઉપરથી સમજાશે કે સામાયિકનો કાળ ઉપયોગપૂર્વક સમતા ભાવે જેટલો પસાર કરી શકીએ તેટલા કાળસુધી સામાયિક કરવાં ઉદ્યમવંત રહેવું જોઇએ.

ઇર્યાપથિકી ક્રિયા માટે 'ઇરિયાવહિયં સૂત્ર'થી મિથ્યા દુષ્કૃત લઇ અને કાયોત્સર્ગ કરી બાહ્ય તેમજ અભ્યંતર શુધ્ધિ કરી, પ્રભુના ગુણ-ગ્રામ કર્યા પછી ઓછામાં ઓછી બે ઘડી સુધી સમતાભાવે સ્થિત થવાને ગુરૂ પાસે પચ્ચક્ખાણ લેવા તૈયાર થવું જોઇએ. પચ્ચક્ખાણનો પાઠ તે આ કરેમિ ભન્તે સૂત્ર.

આત્માર્થી જીવ પ્રભુને સંબોધીને કહે છે. કે, હું પાપકારી યોગોનો ત્યાગ કરૂં છું એટલે કે મારો આત્મા હણાય તેવા પાપ યોગનાં પ્રત્યાખ્યાન કરું છું જેમકે:—

હું મનથી પાપ કરૂં નહી, હું વચનથી પાપ કરૂં નહી, હું કાયાથી પાપ કરૂં નહી, હું મનથી પાપ કરાવું નહી, હું વચનથી પાપ કરાવું નહી, હું કાયાથી પાપ કરાવું નહી. આ છ પ્રકારનાં પાપ યોગથી વીરમીશ. તે પ્રમાણે પચ્ચક્ખાણ કર્યા પછી પૂર્વે કરેલાં પાપોને યાદ કરી આત્માની સાક્ષિયે તેની નિંદા કરીશ, ગુરૂને સાક્ષિ રાખી ગર્હા–વિશેષ નિંદા કરીશ; તદુપરાંત મારા આત્માને દુષ્ટ યોગમાં જતો અટ-કાવવાને સ્વાધ્યાય કરીશ; દેહાદિભાવ છોડી આત્મભાવમાં પ્રમાદ રહિત શુભ ધ્યાનમાં મગ્ન થઈ સમય પસાર કરીશ. આ પાઠમાં વિનય, હૃદયની નિર્મળતા, ત્યાગ–ભાવ રહેલાં છે તેના ગ્રાહક બની ઉચ્ચ સ્થિતિએ પહોંચવાને સદા પ્રયત્ન કરતા રહેવાનો છે.

---

## પાઠ ૬ ઠો—સામાયિક આદરવાનો.

**ગઝલ.**

ન ક્રિયા પાપની કરવા, કરણ બે યોગ ત્રણ સાથે;
અખિલ લોકે ઘડી બે હું, હૃદયથી આદરૂં વ્રતને.
કરૂં કે હું કરાવું નહીં, નિવર્તું પાપ કર્મોથી;
તજું હું પાપ વ્યાપારો, હવે હું આદરૂં વ્રતને.

કરેલાં પાપનાં કર્મો, નિવારી નિંદતો હું તો;
ગુરુ સાખે ધિક્કારીને, હવે હું આદરૂં વ્રતને.
વળી વિષયો કષાયો જે, વસ્યા છે હાડ ને હૈયે;
તજું છું તેમને સ્વામી, હવે હું આદરૂં વ્રતને.

---

## પાઠ ૭ મો—નમોત્થુણં (સ્તુતિ)નો પાઠ.

### વિવેચન.

સામાયિક વ્રત આદરવાની વિધિ થઇ રહ્યા પછી જીનેશ્વરનું સ્તવન કરવાની આવશ્યકતા હોઇ સાતમાં પાઠનું નિયોજન કરવામાં આવ્યું છે.

**( મૂળ પાઠ-શબ્દાર્થ સાથે )**

**નમોત્થુણં**—નમસ્કાર હોજો.

**અરિહંતાણં**—શ્રી અરિહંત દેવોને.

**ભગવંતાણં**—ભગવંતોને (તે કેવા છે ? તે હવે કહેવાશે)

**આઇગરાણં**—ધર્મની આદિ (શરૂઆત) કરનારા.

**તિત્થયરાણં**—ચાર તીર્થો [ સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવીકા ] ના સ્થાપનાર.

**સયંસંબુદ્ધાણં**—પોતાની મેળે સર્વ પ્રકારનો બોધ [ પામેલા.

**પુરિસોત્તમાણં**—પુરૂષોમાં ઉત્તમ.

**પુરિસ સીહાણં**—પુરૂષોમાં સિંહ સમાન.

**પુરિસ વર પુંડરિયાણં**—પુરૂષોમાં ઉત્તમ પુંડરિક કમળ સમાન.

પુરિસવર ગંધ હત્થીણં—પુરૂષોમાં ઉત્તમ ગંધ હસ્તી સમાન.

લોગુત્તમાણું—(ત્રણે) લોકને વિષે ઉત્તમ.

લોગનાહાણું—ત્રણે લોકના નાથ.

લોગ હિયાણું—ત્રણે લોકના હિતના કરનાર.

લોગ પઈવાણું—ત્રણે લોકને વિષે દીપક સમાન.

લોગ પજ્જોયગરાણું—ત્રણે લોકને વિષે ઉદ્યોત કરનારા.

અભય દયાણું—અભય દાનના દેનારા.

ચક્ખુ દયાણું—(જ્ઞાન રૂપ) ચક્ષુના દેનારા.

મગ્ગ દયાણું—[મોક્ષ] માર્ગના દેનારા.

સરણ દયાણું—શરણના દેનારા.

જીવ દયાણું—[સંયમ રૂપી] જીવતરના દેનારા.

બોહિ દયાણું—સમકિત રૂપી બોધના દેનારા.

ધમ્મ દયાણું—સત્ય ધર્મના આપનારા.

ધમ્મ દેસિયાણું—સત્ય ધર્મનો ઉપદેશ આપનારા.

ધમ્મ નાયગાણું—સત્ય ધર્મના નાયક.

ધમ્મ સારહિણું—સત્ય ધર્મ રૂપ રથના સારથી.

ધમ્મ વર ચાઉરંત ચક્કવટ્ટીણું—સત્ય ધર્મ રૂપ ચક્ર વડે ચાર ગતિનો અંત કરનાર ઉત્તમ ચક્રવર્તી સમાન.

દીવો—દ્વીપ એટલે બેટની પેઠે આધાર ભૂત.

તાણું સરણું ગઈ પઇટ્ઠા—ચાર ગતિમાં પડેલા જીવોને ત્રાણ–શરણરૂપ.

અપ્પડિહય વર નાણ દંસણધરાણં—કદી નાશ ન પામે તેવાં ઉત્તમ જ્ઞાન અને દર્શનના ધારણહાર.

વિયટ્ટ છઉમાણં—વિગત એટલે જતું રહ્યું છે જેમનું છદ્મસ્થપણું.

જિણાણં—પોતે રાગ દ્વેષના જીતનાર.

જાવયાણં—બીજાને રાગ દ્વેષ જીતાવનાર.

તિન્નાણં—પોતે સંસાર સમુદ્રને તરી ગયેલા.

તારયાણં—બીજાને સંસાર સમુદ્રથી તારનાર.

બુદ્ધાણં—પોતે બોધ પામેલા.

બોહિયાણં—બીજાને બોધ પમાડનાર.

મુત્તાણં—પોતે કર્મથી મુક્ત થયેલા.

મોયગાણં—બીજાને કર્મથી મુક્ત કરનારા.

સવ્વન્નુણં—સર્વજ્ઞ એટલે સર્વ પદાર્થને જાણનારા.

સવ્વદરિસીણં—સર્વદર્શી એટલે સર્વ પદાર્થને દેખનારા.

સિવ—સર્વ ઉપદ્રવ રહિત.

મયલ—(અયલં) અચળ.

મરૂય—(અરૂયં) રોગ રહિત.

મણંત—[અણંતં) અંત રહિત.

અક્ખય--(અક્ખયં) અક્ષય-નાશ ન થાય તેવું.
અવ્વાબાહ--બાધા પીડા રહિત.
અપુણરાવિત્તિ--જ્યાંથી ફરી પાછું આવવું નથી એવા.
સિદ્ધિગઇ--સિદ્ધગતિ.
નામધેયં--નામના.
ઠાણં સંપત્તાણં--સ્થાનને પામેલા એવા.
નમો જિણાણં--જિનેશ્વરોને નમસ્કાર હો.
જિય ભયાણં--ભયને જીતનારાઓને.

### બીજું નમોત્થુણં.

બીજું નમોત્થુણં શ્રી અરિહંત દેવને કરવાનું છે તેમાં એવી રીતે સમજવાનું કે, પહેલાં નમોત્થુણંની માફકજ પહેલેથી "સિદ્ધિ ગઇ નામધેયં" શબ્દ સુધી કહેવું અને 'ઠાણં સંપત્તાણં' શબ્દને બદલે 'ઠાણંસંપાવિઉ કામાણં' શબ્દ બોલવા, અને ત્યાર પછીનાં શબ્દ બોલવા નહિ. ઠાણં સંપાવિઉ કામાણં એટલે એવું સ્થાન પ્રાપ્ત કરવાને ઇચ્છે છે તેમને મારા નમસ્કાર. સંપાવિઉ-પામવાને, પ્રાપ્ત કરવાને કામાણં-ઉત્સુક, કામી, ઇચ્છકને.

### ત્રીજું નમોત્થુણં.

નમોત્થુણં--નમસ્કાર હો. મમ--મારા.
ધમ્મગુરૂસ્સ--ધર્મગુરૂને.
ધમ્માયરિયસ્સ--ધર્માચાર્યને.
ધમ્મોવદેસગસ્સ-ધર્મોપદેશકને, ધર્મનો ઉપદેશ દેનારને.
( પોતાના ઉપકારી ધર્મગુરૂનુ નામ લેવું. )

**જાવ—યાવત્ [અચલ સ્થાનને.]**

**સંપાવિઉ—પામવાને.**

**કામસ્સ—ઉત્સુક, ઇચ્છક.**

એ પ્રમાણે કહી તિખ્ખુત્તોનો પાઠ ત્રણવાર કહેવો અને ત્યાર બાદ પહેલો નમસ્કાર મંત્રનો પાઠ કહેવો. આ પ્રમાણે સામાયિક બાંધવાનો પાઠ પુરો થયો

**અનુવાદ અથવા સાર.**

હે અરિહંત દેવ ! આપ ભગવંત છો, ધર્મની શરૂઆત કરનાર છો, તીર્થનાં સ્થાપનાર છો, સર્વોત્તમ પુરૂષ છો, પુરૂષની અંદર સિંહ સમાન છો, પુરૂષ માંહે પુંડરીક કમળ સમાન છો, પુરૂષમાં પ્રધાન છો, ગંધ હસ્તિ સમાન છો, લોકમાં ઉત્તમ છો, લોકના નાથ છો, લોકના હિતકારી છો, લોકમાં દીપક સમાન છો, લોકમાં ઉદ્યોત કરનાર છો, અભયદાનના દેનાર છો, જ્ઞાનરૂપ ચક્ષુના આપનાર છો, મોક્ષ માર્ગના દેનાર છો, ધર્મના નેતા છો, ધર્મરૂપ રથના સારથી છો, ધર્મને વિષે પ્રધાન છો, ચાર ગતિના અંત કરવા રૂપ ચક્રવર્તિ સમાન છો, બેટ સમાન છો, દુઃખના નિવારણ કરનાર છો, ચાર ગતિમાં પડતાં જીવને આધારરૂપ છો, અપ્રતિહત જ્ઞાન દર્શનનાં ધારક છો. આપે છદ્મસ્તપણું ટાળ્યું છે, આપે રાગ દ્વેષને જીત્યા છે અને બીજાને જીતાવ્યા છે. સંસારરૂપ સમુદ્રથી તર્યા છો અને બીજાને તારનાર છો. પોતે તત્વજ્ઞાનને સમજ્યા છો અને બીજાને સમજાવનાર છો. પોતે બાહ્ય અને અભ્યંતર બંધનથી મૂકાયા છો અને બીજાને મૂકાવનાર છો, સર્વજ્ઞ છો અને સર્વ પદાર્થને દેખનાર છો. આપ ઉપદ્રવ રહિત, રોગ રહિત. મરણ રહિત, ક્ષય રહિત અને પીડા રહિત છો. આપ જન્મ મરણ

રહિત એવી સિદ્ધ ગતિને પામ્યા છે. આપ સાત ભયના જીતનાર છો. આવા સર્વ ગુણોથી યુક્ત એવા જીન ભગવાનને નમસ્કાર કરૂં છું.

**સારાંશ.**

શ્રી ગૌતમસ્વામી કહે છેઃ–

હે ભગવાન્ ! સ્તુતિ અને સ્તવનરૂપ મંગળથી જીવ શું ઉત્પન્ન કરે છે ?

શ્રી મહાવીર પ્રભુઃ—

દેવેન્દ્રસ્તવ અને સ્તુતિ રૂપ મંગળ કરવાથી જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ બોધિલાભ અર્થાત્ જિન ધર્મની પ્રાપ્તિ ઉત્પન્ન કરે છે; અને તે પ્રાપ્ત કરી જીવ સંસારના અથવા કર્મના અંતની ક્રિયાને અર્થાત્ મોક્ષને આપનારી અથવા કલ્પ ( બાર દેવલોક, નવ ગ્રૈવેયક, પાંચ અનુત્તર વિમાન ) ને પ્રાપ્ત કરાવનારી આરાધનાને સાધે છે.. અર્થાત્ પ્રથમ વિશિષ્ટ દેવલોકને અને પરંપરાએ છેવટ મોક્ષને આપનારી આરાધનાને સાધે છે.

સામાયિક વ્રત આદર્યા પછી તેના હર્ષમાં દેવ, (ભાવજિન) ગુરૂનું કીર્તન કરવાને આત્મા પ્રેરાય તે સ્વભાવિક છે. તેથી જીજ્ઞાસુ આ પાઠથી પ્રભુનાં ગુણગાન કરે છે. પ્રભુ તો અનંત ગુણોપેત છે. તેથી તેમના ગુણોનું વર્ણન કરવું અશક્ય છે છતાં જ્ઞાની પુરૂષોએ અનેક સુંદર ઉપમાઓથી પ્રભુનાં ગુણોનું કીર્તન કર્યું છે. તેનો આશ્રય લઈ આપણે ગુણગ્રામ કરવાને તત્પર થવું જોઈએ. આથી આપણને પ્રભુના જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, વીર્ય આદિ ગુણ યુક્ત સ્વરૂપનો હૃદયમાં ભાસ થાય છે.

ઈંદ્રો તીર્થંકર પ્રભુના ગુણગ્રામ આ પાઠથી કરે છે. તેથી તે શક્રસ્તવ કહેવાય છે. તે પાઠ ભણતી વખતે ઈંદ્ર જમણો ઢીંચણ ઉંચો

સ્થાપી, ડાબો ઢીંચણ ઉભો રાખી બે હાથ જોડી મસ્તકે હસ્તાંજલિ અડકાડી ગુણગ્રામ કરે છે. હાલમાં આપણે પણ તે પ્રમાણે કરીએ છીએ.

---

## પાઠ ૭ મો. (કવીતા)

[ અપૂર્વ અવસર એવો કયારે આવશે—એ રાગ. ]

વંદન કરૂં છું વ્હાલા, હું અરિહંતને,
વંદન કરૂં છું વ્હાલા સિદ્ધ ભગવંત જો;
આપતણા આત્મિક સુખની તો વાત શી,
જ્ઞાન અને દર્શન દીપે જ અનંત જો. ૧
જગત મહીં જે ઉચ્ચ અહિંસા ધર્મ છે,
આપે સ્થાપ્યો તેહ ધર્મ નિરધાર જો;
ભવસાગરથી તારે તે તો તીર્થ છે,
આપ તીર્થના સ્થાપક જગ મોઝાર જો. ૨
તત્ત્વ મહીં તો જ્ઞાની સ્વયં છો આપ શ્રી,
આત્મજ્ઞાનમાં સૌથી ઉત્તમ નાથ જો;
રાગ દ્વેષના શત્રુઓ હણવા થકી,
લોક મહીં છો સિંહ સમાન સમર્થ જો. ૩
કોમળતા તો કમળ તણી છે આપમાં,
દયાવાનમાં કોમળતા પંકાય જો;
કમળ સમાન અસંગ રહ્યા સંસારથી,
અહો વિરક્તિ વિરલી તે અંકાય જો. ૪

ગંધ હસ્તિની વાસ થકી સૌ હસ્તીઓ,
અળગા રહે એ ગંધ તણો પરતાપ જો;
કર્મ–શત્રુઓ આપ થકી અળગા રહે,
અડોલતામાં ગંધ હસ્તી સમ આપજો. ૫
લોક મહીં તો સર્વોત્તમ છો આપશ્રી,
સત્ય માર્ગના સૂચક તેથી નાથજો;
દુઃખ તજવાનો માર્ગ બતાવો તે થકી,
હિતકારી છો આપ અમાશ તાતજો. ૬
જ્ઞાન દીપ તો આપ તણો અજવાળતો,
સકળ લોકને એવો દિવ્ય પ્રકાશજો;
અનંત જ્ઞાન ઉદ્યોત કરો છો આપશ્રી,
અપૂર્વ તેથી જ્ઞાન સૂર્ય છો ખાસજો ૭
નિર્ભયતાનો માર્ગ બતાવો તે થકી,
અભયદાતા આપ અમારા થાવ જો;
સત્ય માર્ગને સમજાવો છો તે થકી,
જ્ઞાન ચક્ષુના દાતા આપ ગણાવજો. ૮
કર્મ મુક્તિનો માર્ગ બતાવો તે થકી,
મોક્ષ માર્ગના દાતા આપ ગણાવજો;
અશરણ જીવો બહુ પીડાતા કર્મથી,
શરણભૂત એ જીવ સકળના થાવજો. ૯
વિષય વિલાસો દુઃખ હેતુ આપે કહ્યાં,
તેજ ત્રિલાસે જીવન મારૂં જાય જો;

નિર્વિકારી જીવનનાં દાતા તમે,
જેહ જીવનથી સાચું સુખ પમાય જો. ૧૦
આત્મ ગુણો જે દર્શન જ્ઞાન ચારિત્ર્ય છે,
રત્નત્રયીના નામ થકી ઓળખાય જો;
કારણભૂત છો આત્મ ગુણો પ્રગટાવવા,
રત્નત્રયીના બોધક તેથી આપ જો. ૧૧
ક્ષમા આદિનો ધર્મ પ્રભુ પ્રકટાવવા,
આત્મ ધર્મને પ્રકટાવો છો આપ જો;
જ્ઞાન ક્રિયા જોડી મુક્તિ માર્ગ એ,
ધર્મ તણાં તો ઉપદેશક છો આપ જો. ૧૨
પ્રિય ધર્મના નાયક છો સ્વામી તમે,
ધર્મરૂપી રથનાં સારથિ ખચિત જો;
ચક્રવર્તી છો ચાર ગતિના અંતથી,
ભવસાગરમાં બુડતાઓના દ્વિપ જો. ૧૩
ડુબતાઓના તારક આ સંસારમાં,
ચાર ગતિમાં પડતાનો આધાર જો;
કેવળદર્શની કેવળજ્ઞાની આપ છો,
ગુણ કદી જે પામે નહિ સંહાર જો. ૧૪
નાશ કર્યો છે ચારે ઘાતી કર્મનો,
થયું એથી છદ્મસ્થપણું સહુ દૂર જો;
રાગ દ્વેષને જીતીને સ્વામી તમે,
આત્મગુણને પ્રકટાવો છો ધીર જો. ૧૫

ભવસાગરને તરી ગયા છો આપશ્રી,
તરીને તેના તારક છો મહારાજ જો;
તત્ત્વજ્ઞાનને સમજ્યા છો સ્વામી તમે,
તત્ત્વજ્ઞાનને જાગ્રત કરતા રાજ જો. ૧૬

બાહ્ય અને અંતરથી પ્રભુજી ! મુક્ત છો,
મુક્ત દશા એ સહુનો મુક્તિ માર્ગ જો;
જ્ઞાન સકળને પામ્યાથી સર્વજ્ઞ છો,
જીત્યો આપે સિદ્ધ ગતિનો દુર્ગ જો. ૧૭

સિદ્ધ ગતિના સુખ કેરી તો વાત શી,
સત્ય સુખનો તે તો છે ભંડાર જો;
અચળ નિર્મળ અનંત તેને જાણવી,
પીડા રહિત અક્ષય સુખ અપાર જો. ૧૮

આવું શાશ્વત સ્થાન મળ્યું છે આપને,
તેથી કરીને નિર્ભય બનીયા આપ જો;
મોહ શત્રુ સંહારી નિર્ભય થઇ ગયા,
આપ ચરણમાં વંદન હુજો અમાપ જો. ૧૯

અનંત ગુણના સાગર શશી સમ શોભતા,
રાગ દ્વેષના હણનારા અરિહંત જો;
આપ તણી તો મુક્તિ જોતી વાટડી,
આપ ચરણમાં વંદન છે ભગવંત જો. ૨૦

---

# પાઠ ૮ મો-સામાયિક પાળવાની વિધિ.

## વિવેચન.

ઉપરોક્ત સ્પષ્ટિકરણ સામાયિક વ્રત આદરવા સુધીનું છે, પણ જ્યારે વખત પુરો થાય ત્યારે સામાયિક વ્રતની કેવી રીતે પૂર્ણાહુતી કરવી તે નીચે પ્રમાણે કહેવામાં આવે છે.

ઉપરોક્ત વિધિએ પાંચ પાઠ સુધીનું બોલવું અને છઠ્ઠા પાઠને બદલે નીચે પ્રમાણે બોલવાનું સમજાવવામાં આવે છે.

## પાઠ ૮ મો-સામાયિક પાળવાની વિધિનો.

### ( મૂળ પાઠ શબ્દાર્થ સાથે )

**એહવા નવમા સામાયિક વ્રતના**—અંગીકાર કરેલા સામાયિક નામના નવમા વ્રતના.

**પંચ અઇયારા**—પાંચ અતિચાર.

**જાણિયવ્વા**—જાણવા (પણ)

**ન સમાયરિયવ્વા**—આચરવા નહિ.

**તં જહા**—તે જેમ છે.

**તે આલોઉં**—તેમ કહું છું.

**મણ દુપ્પણિહાણે**—મન માઠી રીતે પ્રવર્તાવ્યું હોય,

**વય દુપ્પણિહાણે**—વચન માઠી રીતે પ્રવર્તાવ્યું હોય,

**કાય દુપ્પણિહાણે**—કાયા માઠી રીતે પ્રવર્તાવી હોય.

**સામાઇયસ્સ સઇ અકરણયાએ**—સામાયિક પૂરૂં (પૂર્ણ) થયા પહેલાં પાર્યું હોય.

**સામાઇયસ્સ અણુવટ્ઠિયસ્સ કરણુયાએ**—સામાયિક અવ્યવસ્થિતપણે કર્યું હોય.

**તસ્સ મિચ્છા મિ દુક્કડં**—તે સંબંધી મારૂં પાપ મિથ્યા થાઓ.

**સામાઇયં સમકાએણં**—સામાયિકને રૂડી રીતે કાયાએ [કરીને.

**ન ફાસિયં**—ન સ્પર્શ્યું હોય.

**ન પાલિયં**—ન પાળ્યું હોય.

**ન તીરિયં**—ન પાર ઉતાર્યું હોય, સમયને જરા ન [લંબાવ્યો હોય.

**ન કીટ્ટીયં**—ન કીર્તન કર્યું હોય.

**ન સોહિયં**—ન શુદ્ધ કર્યું હોય.

**ન આરાહિયં**—ન આરાધના કરી હોય.

**આણાએ અણુપાલિયં**—આજ્ઞા અનુસાર અનુપાલન.

**ન ભવઇ**—ન કર્યું હોય.

**તસ્સ મિચ્છા મિ દુક્કડં**—તે સંબંધીનું મારૂં પાપ મિથ્યા (નિષ્ફળ) થાઓ.

સામાયિકમાં ૧૦ મનના, ૧૦ વચનના, ૧૨ કાયાના એ ૩૨ દોષ માંહેલો કોઇ દોષ લાગ્યો હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

સામાયિકમાં:—

**સ્ત્રી કથા**—સ્ત્રી સંબંધી વાતો, (બહેનોએ અહિં 'પુરૂષ કથા' કહેવું.)

**ભત્ત કથા**—ભોજન ખાનપાનની વાતો.

**દેશ કથા**—દેશ વિદેશની કથા.

**રાજ કથા**—રાજ ખટપટની વાતો.

એ ચાર વિકથા માંહેલી કોઇ કથા કરી હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.
સામાયિકમાં:—

**આહાર સંજ્ઞા**—ખાવાની ઇચ્છા.

**ભય સંજ્ઞા**—બીક લાગી હોય.

**મૈથુન સંજ્ઞા**—સંભોગની ઇચ્છા.

**પરિગ્રહ સંજ્ઞા**—પૈસા વગેરેની ઇચ્છા.

એ ચાર સંજ્ઞા માંહેલી કોઈ સંજ્ઞા કરી હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.
સામાયિકમાં:—

**અતિક્રમ**—પાપકારી કામ કરવાની ઇચ્છા થઈ હોય,

**વ્યતિક્રમ**—પાપ કરવા પગલું ભરવું તે,

**અતિચાર**—પાપ સેવવાને તૈયાર થવું તે,

**અણાચાર**—તે પાપ થયું હોય.

જાણતાં, અજાણતાં મન, વચન, કાયાએ કરી કોઇ દોષ લાગ્યો હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

**સમાયિક** વ્રત વિધિએ લીધું, વિધિએ પાળ્યું, વિધિએ કરતાં અવિધિએ થયું હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

સામાયિકમાં કાનો, માત્રા, મીંડું, પદ, અક્ષર, ગાથા, સૂત્ર, ઓછું, અધિક, વિપરીત ભણાયું હોય તો અનંત સિદ્ધ કેવળી પ્રભુની સાક્ષીએ તસ્સ મિચ્છા મિ દુક્કડં.

## અનુવાદ અથવા સાર.

( ૭ કોટીથી ) મન વચન કાયાથી પાપ કર્મ નહીં કરવા કરાવવાની બંધી કરી હતી તે બંધી પૂરી થયે તેમાંથી નિવર્તું છું. એ

વ્રતની અંદર મનને ખરાબ રીતે પ્રવર્તાવ્યું હોય, વચન માઠા રસ્તે બોલાયું હોય, કાયા અશુભ રસ્તે નીયોજાઇ હોય, સામાયિક કાત છે કે નહીં તેની બરાબર ખબર રહી ન હોય, સામાયિક કાત પૂરૂં થયા વિના તેની પૂર્ણાંહુતિ કરી હોય તે સર્વ પાપને માટે હે પ્રભુ ! આપની સમક્ષ અને આત્માની સાક્ષીએ પશ્ચાતાપ કરૂં છું.

સામાયિક વ્રતની અંદર દશ મનના, દશ વચનના અને બાર કાયાના એમ બત્રીસ દોષ માંહેલો કોઈ દોષ લાગ્યો હોય તો તે માટે ક્ષમા ચાહું છું. સામાયિક વ્રતમાં ખાવાની ઇચ્છા થઇ હોય. બીક લાગેલી હોય, સ્ત્રી સેવનની ઇચ્છા થઈ હોય, માયાની ઇચ્છા થઇ હોય તો તે માટે માફી યાચું છું. આ કાતમાં સ્ત્રી સબંધી, રાજ્ય સંબંધી, દેશ સંબંધી તથા અન્ન પાણી સંબંધી વાતચીત થઈ હોય તો મારા આત્માને નીંદુ છું. સામાયિક કાત વીતરાગ દેવની આજ્ઞા અનુસાર અંગીકાર ન થયું હોય તેમજ વર્તન ન થયું હોય તો તે બદલ મારા આત્માની વારંવાર ગર્હા કરૂં છું. સામાયિક વ્રત વિધિસર લીધું અને વિધિસર પાળ્યું તેમાં અવિધિ થઈ ગઇ હોય તો તે બદલ માફી માગું છું.

સામાયિકમાં પાપ કરવાનો વિચાર ઉપસ્થિત થયો હોય, નિશ્ચય થયો હોય, તે પાપ કર્મ કરવા તરફ ઉપલક્ષણ થયું હોય અને પાપ કર્મ કર્યું હોય તો હે પ્રભુ ! તમારી સમક્ષ માફી માગું છું.

આ વ્રતની વિધિમાં કાનો, માત્રા, મીંડી, પદ, અક્ષર, ગાથા, સૂત્ર, ઓછું અધિક બોલાયું હોય તો તે બદલ મારા આત્માને નિંદુ છું.

---

# પાઠ ૮ મો. (ગઝલ)

(૧)

સામાયિક યોગનું ઉંચું, અમારૂં વ્રત નવમું છે;
સામાયિક નામ શિક્ષા વ્રત, સમાધિ આપ તું મુજને.
અતિચારો રૂડા વ્રતના, નિવારૂં પ્રેમથી સઘળા;
અતિચારો સમજીને હું, હવે નહિં આદરૂં અવળા.
અરે મન વાણી કાયાને, ગુંથી મેં પાપવૃત્તિમાં;
કર્યાં મેં પાપનાં બંધો, ન રાખ્યું દિલ સમતામાં.
સામાયિક વ્રત લઇને મેં, કીધી નહિં વૃદ્ધિ સમતાની;
વિધિ પુરી નહિં પાળી, કરી છે વ્રતની હાની.
બધા દોષો થજો નિષ્ફળ, હ્રદયથી એજ માગું છું;
કરૂં છું નાથ પશ્ચાતાપ, રુડું મુજ વ્રત પાગું છું.

(૨)

સામાયિક વ્રત લીધું પણુ, કરી નહિ વૃદ્ધિ સમતામાં;
થયું નહિ વ્રતનું પાલન, વિધિ શુદ્ધિ ન જળવાતાં.
ઉતાર્યું પાર તેને નહિ, વળી કીર્તન કરાયું ના;
કર્યું નહિ કાંઇ આરાધન, ન રાખ્યું દિલ આજ્ઞામાં.
થજો દોષો બધા દૂરે, હ્રદયથી એજ માગું છું;
કરૂં છું નાથ પશ્ચાતાપ, તમારી સાખ માગું છું.

(૩)

કદાપિ દશ મનના ને વચનના પણ દશે દોષો;
થયા હો બાર કાયાના, હ્રદયથી માફી માગું છું.

વિષયની હો કથા કીધી, અગર જો વાત ભોજનની;
યુદ્ધ કથા દેશ રાજ્યોની, હૃદયથી માફી માગું છું.
વિધિથી લીધું સામાયિક, અવિધિ વાપરી તેમાં;
બધા આ દોષની હું તો, હૃદયથી માફી માગું છું.
કદાપિ મુજ મનમાં જો, થયો કંઈ પાપ સંકલ્પ;
અતિક્રમ દોષ એવાની, હૃદયથી માફી માગું છું.
ગયો જો પાપ સન્મુખે, કદાપિ પાપ કરવાને;
વ્યતિક્રમ દોષની તેથી, હૃદયથી માફી માગું છું.
કદાપિ પાપ કરવાને, થયો તલ્લીન સ્વામી હું;
બન્યો તેથી અતિચારી, હૃદયથી માફી માગું છું.
કદાચિત પાપ જો કીધું, કરીને વ્રતનું ખંડન;
બન્યો તેથી અનાચારી, હૃદયથી માફી માગું છું.
વળી જાણે અજાણે મેં, કદી મન વાણી કાયાથી;
કર્યા હો અન્ય દોષો જો, હૃદયથી માફી માગું છું
કદાપિ માત્રા મીંડામાં, અગર કાના પદાક્ષરમાં;
ભણ્યો ઓછુ વધુ ઉલટું, હૃદયથી માફી માગું છું.
કદાપિ જાગ્રતિ છોડી, કશો ઉપયોગ નવ રાખ્યો;
જમાવી ના પુરી સમતા, હૃદયથી માફી માગું છું.
બધા આ દોષની માફી, લઉં છું સિદ્ધની સાખે;
સ્મરીને પંચ પરમેષ્ઠિ, હૃદયથી માફી માગું છું.

---

આ આઠ પાડો સામાયિકના એક પછી એક શા વાસ્તે મુકયાં છે તે સ્પષ્ટ સમજવા માટે પ્રથમ એક નાનું દ્રષ્ટાંત લઇએ કે જેથી એ ઉપરથી આઠ પાડની યોજના સહેજે સમજી શકાશે.

એક ગૃહસ્થ જેની આર્થિક સ્થિતિ ઘણી સારી છે. વ્યવહારમાં ઇજ્જત આબરૂ પણ સારી છે, લોકોમાં માન સન્માન પણ ઠીક છે. એવા ગૃહસ્થથી પાપના કાર્યો થયા છે. તે ગૃહસ્થ પોતે પોતાના ગુન્હાને જાગે છે અને એ પણ એને ભાન છે કે જો આ ગુન્હાની યોગ્ય સજા થાય તો ઘણી સખત શીક્ષા થાય. પોતે દંડ તો સારી રકમનો ભરી શકે પણ તેથી પોતાની આબરૂ અને વ્યવહારને મોટો ધક્કો લાગે એમ છે. આવી સમજને લઇ તે ગુન્હેગાર ગૃહસ્થ વિચાર કરે છે કે મારે મારા ગુન્હાની શીક્ષા ભોગવવી ન પડે, આબરૂ સચવાય અને ગુન્હા રહિત થઇ શકું એવો માર્ગ કયો ?

વિચારતાં તેને સમજાયુ કે એ માફી જેની અમર્યાદિત સત્તા હોય તેજ આપી શકે અને એવી અમર્યાદિત સત્તા માત્ર સર્વોપરી રાજાનેજ હોઇ શકે. માટે હું રાજા પાસે જઉં, ગુન્હાને કબુલ કરૂં અને માફી માગું. આ વિચારથી પ્રથમ રાજા તેને યાદ આવે છે. પછી તે રાજા પાસે જવાને તૈયાર થઇ છેવટે રાજાની સર્વોપરી સત્તાને શરણે જાય છે. ત્યાં જઇ જેવો તેને જુવે છે તેવો તે ગૃહસ્થ તુરતજ તે રાજાને વિધિપૂર્વક નમન કરે છે અને તેની સન્મુખ બેસી નમ્રતાથી પોતાના ગુન્હાની સાચી કબુલાત કરે છે. પોતાથી જે જે પ્રકારના ગુન્હાઓ પાપો થયા છે તે સર્વ વિના સંકોચે આર્દ્ર ભાવે કહી બતાવે છે અને તે ગુન્હાની માફી માગી સર્વોપરી સત્તા જે હુકમ ફરમાવે તે પ્રમાણે વર્તવાને પોતે તૈયાર છે એમ કહે છે. એ રીતે તેણે જાહેર શિક્ષા ભોગવવાને પોતાની અશક્તિ જણાવી રાજાની દયા યાચી.

રાજા કે જેને સર્વોપરી સત્તા ભોગવવાનો અને દયા કરી છોડી મુકવાનો, ક્ષમા આપવાનો કે બીજી જે રીતે ધારે તે રીતે ગુન્હેગારને રાહત આપવાનો હક છે. તે આ દયાની યાચનાથી દયા કરી એમ કહે છે કે, " ભાઇ ! ત્હારા નાના નાના ગુન્હાઓ એટલા છે કે જો એને માટે તું રીતસર દંડ ભરે તો તારાથી પહોંચી શકાયજ નહિ અને આબરૂ જાય. પરંતુ જ્યારે તું મારે શરણે આવેલ છે, તો હું તને ફરમાવું છું કે માત્ર રૂ. ૧૦૦૦) નો પુણ્ય કાર્યમાં ઉપયોગ કર, પણ તે રૂપીઆ પાંચ કલાકની અંદરજ તારે આપી દેવા. આ પ્રમાણેના હુકમથી તે ગૃહસ્થ પોતે શિક્ષા ભોગવવાથી છુટો થયો છે, એમ જાણી આનંદ પામ્યો પણ તે સાથે તેણે રાજાને વિનંતી કરી કે મહારાજ! આપે એક હજાર રૂપીઆ પાંચ કલાકમાં ભરી દેવાનું કહ્યું તે મારે કબુલ છે પરંતુ કોઇ આકસ્મિક કારણને લઇને પાંચના છ કલાક થાય કે પા અર્ધો કલાક આઘો પાછો થાય તો મારે માથે મુદત ભંગનો ગુન્હો લાગુ ન પાડવા કૃપા કરશો. રાજાએ એ વાત કબુલ કરી કે, "જો તારી દાનત શુદ્ધ છે તો તારી ઇચ્છા વિના કોઇ આકસ્મિક કારણને લઇ મુદતમાં થોડો ફેરફાર થશે તો તારે માથે મુદત ભંગનો દોષ નહિ આવે. આ પ્રમાણે કહેવાથી તે ગૃહસ્થ બહુજ રાજી થયો. અને તેણે રાજાના ગુણગાન કર્યા–સ્તુતિ કરી. ત્યારપછી રાજા કહે છે, કે ભાઈ ! આવા ગુન્હા વારંવાર કર્યા કરીશ અને એ ગુન્હાની પરંપરા વધશે તો પછી તારા માથે બહુજ બોજો વધી જશે અને પછી એ ગુન્હાની શિક્ષાથી છુટવું મુશ્કેલ થઈ પડશે. માટે કાંઇક ગુન્હા કરતો અટક તો સારૂં છે. આ કથનની તે ગૃહસ્થ ઉપર ઠીક અસર થઇ તેથી તે કહે છે કે, મહારાજ ! હું એવી શિક્ષામાં મુકાયેલો છું કે સર્વથા

અથવા એકી વખતેજ હું ગુન્હાના કાર્યથી મુક્ત થઇ શકુ તેમ નથી પરંતુ એને માટે હું ધીમે ધીમે ટેવ પાડીશ અને હંમેશા એક કલાકનો વખત એવો ગુજારીશ કે જેમાં એક પણ ગુન્હો નહિ કરૂં. કોઇ વખતે પાંચ સાત કલાક અને કોઇ વખતે ચોવીસ કલાક સર્વ ગુન્હા પાપથી રહીત અવસ્થા ભોગવીશ. એમ ધીમે ધીમે ટેવ પાડીશ અને એની શરૂઆત અત્યારથી જ કરૂં છું. એમ કહી એક કલાક સર્વ વ્યવહાર ગુન્હા કાર્યથી નિવૃત્ત થવા માટે રાજાની સાક્ષીએ પ્રતિજ્ઞા કરી તે પોતાને ઘેર આવ્યો અને ઘેર આવી પોતાના કુટુંબીજનો સ્વજનો પાસે રાજાના ગુણ, દયા, પ્રેમ, ક્ષમા વગેરેના વખાણ કર્યા અને ઉપકાર માન્યો. પછી ગુન્હા ન થાય તેને માટે શું કરવું જોઇએ એ સંબંધી તે વિચાર કરે છે અને શાન્તિ અનુભવે છે. ઉપરના ટુંકા દ્રષ્ટાંતને જો શાન્તિથી વિચારવામાં આવે તો સામાયિકના સાત પાઠ સામાયિક આદરતી વખતે શા માટે બોલાય છે તે યથાર્થ સમજી શકાશે.

ગૃહસ્થાશ્રમમાં રહેલ મનુષ્ય વ્યવહાર કાર્યમાં અનેક પ્રકારનાં નાના મોટાં જંતુની વિરાધના કરી પાપ–ગુન્હા કરે છે. એ ગુન્હાનો તેને જ્યારે ત્રાસ થાય–ભાન થાય ત્યારે તેનાથી મુક્ત થવા–છુટવા ક્યાં જવું તે પ્રથમ વિચારે છે અને તે વિચારના પરિણામે તેને પંચ પરમેષ્ટિ નમોક્કાર મંત્ર યાદ આવે છે, કારણકે તે રાજા સર્વોપરિ સત્તાધારક છે. એની સત્તા અમર્યાદિત છે. એને શરણે જવાથી જરૂર પાપથી મુક્ત થઇ શકાય છે. ગૃહસ્થ ત્યાં આવી બીજા પાઠથી વંદન કરે છે. કે જેમ રાજાને નમસ્કાર કરવા પડે છે. એ માટે બીજો પાઠ વંદનનો કહ્યો. પછી જેમ પેલો ગૃહસ્થ પોતાનાં ગુન્હાની વાત કરે છે તેમ ત્રીજા પાઠમાં પાપની વાત કરે છે. **ગમણા ગમણે** ઇત્યાદિથી પોતાના

ાપની વાત કરી ક્ષમાની યાચના કરે છે, ત્યારે તેને કહેવામાં આવે ે, કે "તું ફરી એકવાર એકાગ્ર ચિત્તથી એ અંતર આત્મામાં અને રમાત્માની સાક્ષીએ પાપની માફી માગ અને તેટલો વખત તું તારા ૌથી વધુ પ્રિય એવા શરીરને ત્યજી દે. શરીરને એટલા વખતમાં ગમે । થાય તો પણ તારે તેના પ્રત્યે જરા પણ મોહ ન રાખવો. સંભળ ા કરવી." આ પ્રમાણે ૧૦૦૦) રૂા. ખર્ચવાની માફક આજ્ઞા થતાં ુન્હેગાર ગૃહસ્થ કહે છે કે હું એટલો વખત મ્હારા શરીરને ત્યજી દઉં મને ઇરાદાપૂર્વક હું શરીરને સંભાળુ તો નહિ પણ હલન ચલન કોઇ ક્રિયા એ શરીરથી ન કરૂં. પરંતુ ઇરાદા વિના કોઇ આકસ્મિક સંજો- ાના લીધે શરીર હલી જાય તો કાયોત્સર્ગ ભાંગ્યાનો ગુન્હો લાગુ ન ડવો જોઇએ જેમ પહેલાં ગૃહસ્થે મુદતમાં થોડો ઘણો ફેરફાર થાય તો ુદત ભંગના માટે આગળથી છુટ માગી હતી તેમ આ ગૃહસ્થ સામા- ીકના ચોથા પાઠમાં શરીર હલવાના કારણો બતાવી છેવટ કહે છે. **અભગ્ગો અવિરાહીઓ** ઈત્યાદિ એવી છુટ માગીને તે કાયોત્સર્ગ રે છે. ત્યાર પછી જેમ પ્રથમનો ગૃહસ્થ સર્વોપરી સત્તાના ગુણગાન રે છે તેમ સામાયિક કરનાર કાયોત્સર્ગ પાળી સામાયિકના પાંચમાં ાઠમાં તીર્થંકર પ્રભુના ગુણગાન ગાય છે કે જેની કૃપાથી તેને ા માર્ગ મળ્યો છે. તેના ગુણાનુંવાદ કરી કર્મની નિર્જરા ઙરે છે. પછી જેમ પ્રથમનો ગૃહસ્થ અમુક વખત સુધી ગુન્હાના ાર્યો કરવા માટે **પ્રતિજ્ઞા** કરે છે તેમ સામાયિક કરનાર પણ એક ાલાક સુધી **"સાવજ્જં જોગં પચ્ચખામી"** શબ્દથી સર્વ વ્યવહાર ક્રિયાથી, પાપાગમનની ક્રિયાથી મુક્ત થઇ માત્ર આત્મધ્યાનમાં સ્થિર થાય છે. ટુંકામાં આત્મા પોતાના ઘરમાં–પરભાવમાંથી નીકળી સ્વ-

ભાવમાં આવે છે. પછી જેમ પ્રથમનો મનુષ્ય ઘેર આવી રાજાનો ઉપકાર માને છે, તેની મહત્તાના વખાણ કરે છે તેમ સામાયિક કરનાર મનુષ્ય પણ " **શક્રસ્તવ** " કે જેને ચાલુ ભાષામાં **નમોત્થુણં** કહેવામાં આવે છે તે પાઠથી અરિહંત, સિદ્ધ અને ગુર્વાદિકના ગુણ ગાન કરી તેમની મહત્તા ગાય છે. પછી એક કલાક સુધી આત્મા પોતાના ઘરમાં રહી જીવન વ્યાપારમાં શું શું લાભ હાનિ થયા છે તે તપાસે અને આવી રીતે એક કલાક આત્મા પોતાના કાર્યમાં એવો લીન થઈ જાય છે કે એને આસપાસના કોઇ પણ પ્રસંગનું ભાનજ ન રહે. વધુ શું કહીએ ? એના શરીરની શું સ્થિતિ છે એનું બહુધા એને ભાન ન હોય. આવી રીતે જેટલા સામાયિક વ્રત કરવા હોય તેટલા કલાક આત્મ ધ્યાનમાં આત્મા એવો ગુલતાન થઇ જાય કે, એના આનંદનું વર્ણન કોઇપણ નજ કરી શકે એમાં ગમે તેટલા સંકટો આવે છતાં પણ એનું મન ન ડગે. એવા સામાયિકથીજ અનંત જન્મના કર્મો સામાયિક માત્રથીજ દૂર થઇ આત્મા પરમ પદ પામવાને સંપૂર્ણ અધિકારી લાયક બની જાય છે અને અલ્પ ભવોમાં તે પરમ પદે પહોંચી જઈ શાશ્વત સુખનો ભોક્તા થઇ શકે છે.

જેમ સામાયિક બાંધવાની વિધિ છે તેમ સામાયિક પૂર્ણ થયા પછી પાળવાની પણ એજ વિધિ છે; માત્ર છઠો પાઠ જે સ્થળે બોલાય છે તેજ સ્થળે આઠમો પાઠ બોલાય છે અને સામાયિક પાળતી વખતે પૂર્ણ પુણ્ય યોગે સામાયિક કરવાનો સુઅવસર પ્રાપ્ત થયો હતો તેમાં કદાચિત જે કાંઇ ખામી આવી હોય તેને માટે આઠમો પાઠ બોલતી વખતે પૂર્ણ પશ્ચાતાપ થાય અને હૃદય દ્રવી પડે, આંખમાંથી અશ્રુ પ્રવાહ વહે: તે સમજે છે કે, જે અનુકુળતા મળી હતી તે ફરી

વાર મળશે કે કેમ તે અચોક્કસ છે. આયુષ્ય અસ્થિર છે. આ વિચારથી કદાચ એ વ્રતમાં કાંઈ ભુલ, અશુદ્ધિ કે મલિનતા થયેલ હોય તો જરૂર તે પશ્ચાતાપ રૂપી પવિત્ર જળથી એ કર્મ મેલને ધોઈ સાફ કરી નાખે.

**૨૨ પ્રશ્ન**—કયા કયા સિદ્ધાંતમાં સામાયિકનું વિવેચન કરેલું છે?

**ઉત્તર**—જુઓ ઉત્તરાધ્યયન સૂત્ર, અધ્યયન ૨૯ મું. તોંતેર બોલના ફળ જેનું બીજું નામ સમ્યકત્વ પરાક્રમ છે તેનો પ્રશ્ન આઠમો તથા અનુયોગ દ્વાર તથા ઠાણુંગજી, ભગવતીજી વિગેરે ઘણા સિદ્ધાંતમાં સામાયિક વિષે કહેવામાં આવ્યું છે તથા અન્ય ગ્રંથોના સામાયિકની પુરતી માટે શ્લોકો આપવામાં આવેલ છે.

**भारं णं वहमाणस्स चतारि आसासा प० तं० जत्थणं अंसाओ अंसं साहरइ तत्थ वि य से एगे आसासे पण्णते, जत्थ वि य णं उच्चारंवा पासवणंवा परिठावेंति तत्थ वि य से एगे आसासे प० जत्थ वि य णं णागकुमारा वासंसि वा सुवन्नकुमारा वासंसि वा, वासं उवेइ तत्थ वि य से एगे आसासे प०, जत्थ वि य णं आवकहाए चिट्ठइ तत्थ वि य से एगे आसासे प० एवामेव समणो-वासगस्स चत्तारि आसासा प० तं० जत्थ वि य णं सीलवय गुणव्वय वेरमण पच्चक्खाण पोसहोववासाइ पडिवज्जइ तत्थ वि य से एगे आसासे प०, जत्थ वि य णं सामाइयं देसावगासिय मणुपालेइ तत्थ वि य से एगे**

आसासे प०, जत्थ वि य णं चाउद्दसिट्ठ मुद्दिट्ठ पुण्णि-मासीसु पडिपुण्णं पोसहं सम्मं अणुपालेइ तत्थ वि य से एगे आसासे प० जत्थ वि य णं अपच्छिम मारणंतिय संलेहणा झूसणा झूसिए भत्तपाण पडियाइक्खिए पाओ-वगए कालमणवकंखमाणे विहरइ तत्थ वि य से एगे आसासे पण्णत्ते ॥

—( ઠાણાંગ સૂત્ર, ઠાણું ૪ થુ, ઉદ્દેશો ૩ જો. )

ભાર વહન કરનાર પુરૂષના ચાર વિસામા કહે છે. (૧) એક ખાંધેથી બીજા ખાંધ ઉપર ભાર મૂકે તે એક વિસામો, (૨) પેશાબ અગર ઝાડે ફરવા જાય ત્યારે ભાર ઉતારીને જાય તે બીજો વિસામો, (૩) નાગકુમાર સુવર્ણકુમારના દેવળમાં ભાર રાખી વિસામો લે તે રાત રહેવા રૂપ ત્રીજો વિસામો, (૪) જ્યાં ભાર લઈ જવાનો હોય ત્યાં જઇને ભાર ઉતારે તે ચોથો વિસામો.

એવી રીતે શ્રમણોપાસક–શ્રાવકને સાવદ્ય કર્મ કરતા ચાર વિસામા કહે છે:–

જે સમય શીળવ્રત પ્રાણાતિપાતાદિ, ગુણવ્રત, દિશિવ્રત, ભોગોપભોગાદિવ્રત, પરિમાણ વ્રત, અનર્થાદંડ વિરમણ વ્રત, નૌકારસી પ્રમુખના પ્રત્યાખ્યાન, અષ્ટમી ચતુર્દશી પૂર્ણીમા આદિના ઉપવાસ વિગેરે અંગીકાર કરે તે સમય શ્રાવકને પહેલો વિસામો. જે સમય શ્રાવક સામાયિક દેશાવગાશિક વ્રત અંગીકાર કરે, તેને સમ્યક્ પ્રકારે પાલન કરે તે સમય શ્રાવકને બીજો વિસામો. ચતુર્દશી, અષ્ટમી પૂર્ણીમા વિગેરે તીથિયોમાં અહોરાત્રિ પૂર્ણ પોષધ કરે ત્યારે શ્રાવકને ત્રીજો

વિસામો. અંતિમ મરણાંતિક સંલેખના તપ અંગીકાર કરી આહાર પાણીનો જીવન પર્યંત ત્યાગ કરી સ્થિરતાથી મરણની વાંચ્છા નહિ કરતાં થકા વિચરે ત્યારે શ્રાવકનો ચોથો વિસામો કહેવાય.

આ પ્રમાણે શ્રાવકના ચાર વિસામામાંથી બીજો વિસામો એ છે કે, શ્રાવકે દરરોજ સામાયિક કરવું જ જોઇએ.

વળી બીજા ઠાણાને વિષે પણ બે પ્રકારની સામાયિક પરૂપી છે.

**दुविहे सामाइए पण्णत्ते तंजहा अगार सामाइए, चेव, अणगार सामाइए चेव ॥**

—( ઠાણાંગ સુત્ર, ઠાણું ૨ જું, ઉદ્દેશો ૩ જો. )

બે પ્રકારની સામાયિક કહી છે. ગૃહસ્થ-શ્રાવકને મુહૂર્તાદિક (બે ઘડી) ની મર્યાદાથી સામાયિક કરે તે આગારિક સામાયિક અને જાવજીવ સુધી સામાયિક કરવી તે સાધુની અનાગારિક સામાયિક.

**सामाइएणं भंते जिवे किं जणयइ ?**

અર્થાત્—હે ભગવાન્! સામાયિક કરવાથી જીવને શો લાભ થાય છે?

આ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ફરમાવ્યું છે કે-

**सामाइएणं सावज्जजोग विरइं जणयइ ॥८॥**

અર્થાત—સામાયિક કરવાથી સાવદ્યયોગથી નિવૃત્તિ પેદા થાય છે. અત્રે સામાયિકના ફળને સંક્ષેપમાં બતાવવામાં આવ્યું છે પણ એ ફળનો વિસ્તૃત અર્થ અન્ય ગ્રન્થોમાં ઘણો બતાવવામાં આવ્યો છે. વિશેષાવશ્યક ભાષ્યમાં સામાયિક વિષે બાર હજાર શ્લોકો લખવામાં આવ્યાં છે.

સામાયિક સમસ્ત ધર્મ ક્રિયાઓને માટે આધારભૂત છે. જે પ્રમાણે આકાશ બધાને આધારભૂત છે. પછી ભલે કોઇ ઘર બનાવી ઘરાકાશ કહેવામાં આવે કે ગડ બનાવી મઠાકાશ કહેવામાં આવે પણ આકાશ તો બધાને માટે આધારભૂત છે. તેજ પ્રમાણે સામાયિક બધા ધાર્મિક ગુણોને માટે આધારભૂત છે. સામાયિક આધાર છે અને બીજા ગુણો આધેય છે. આધાર વિના આધેય ટકી શકતું નથી. એટલા માટે સામાયિક વિના બીજા ગુણો પણ ટકી શકતા નથી. જેમકે પૃથ્વીના આધાર વિના કોઈ વસ્તુ ટકી શકતી નથી અને આકાશના આધાર વિના પૃથ્વી ટકી શકતી નથી, તેજ પ્રમાણે સામાયિકના આધાર વિના બીજા ગુણો પણ ટકી શકતા નથી.

**સમ** અને **આય** એ બે શબ્દોના સંયોગથી સામાયિક શબ્દ બન્યો છે. અર્થાત્ સમભાવનું આવવું તે સામાયિક છે. જે પ્રમાણે પોતાના આત્માને જોવામાં આવે છે તેજ પ્રમાણે બીજાના આત્માને પણ જોવો એ સમભાવ છે. આ પ્રકારનો સમભાવ એકદમ આવી શકતો નથી પણ અભ્યાસ કરતાં રહેવાથી સમભાવને જીવનમાં ઉતારવો મુશ્કેલ નથી.

આ ઉપરથી કોઈ એમ કહી શકે કે, " આવા સમભાવને લઇ બેસીએ તો અમારૂં પેટ પણ ભરાય નહિ અને અમારે ભૂખ્યા મરવું પડે ! અમારી સમજમાં તો સંસાર વ્યવહારનાં કામો ચલાવવા માટે છળકપટ કરવું આવશ્યક છે અને જેનામાં જેટલું બળ હોય તેણે તેટલું વધારે છળકપટ કરવું જોઇએ. જો આમ કરવામાં ન આવે પણ સમભાવને ધારણ કરી બેસી જવામાં આવે તો જીવન જ કષ્ટમય બની જાય ! "

આ કથનના ઉત્તરમાં જ્ઞાનીજનો કહે છે કે, સમભાવ ધારણ કરવાથી જીવન કષ્ટમય થતુંજ નથી. જે કષ્ટ પેદા થાય છે તે વિષમ ભાવથીજ પેદા થાય છે. ઘણા લોકો એમ માને છે કે, ' બળીયાના બે ભાગ ' વાળી નીતિ રાખવાથીજ જીવન વ્યવહાર ચાલી શકે છે. પણ જ્ઞાનીજનો આથી વિરૂદ્ધ એમ કહે છે કે, સમભાવ ધારણ કરવાથીજ જીવન વ્યવહાર બરાબર ચાલી શકે છે.

આ પ્રમાણે બન્ને પ્રકારના લોકો પોતે પોતાની માન્યતાનુસાર આ વિષે કહે છે અને એ રીતે આ વિષય તકરારનો વિષય થઇ પડે છે પણ આ વિષે વિચાર કરતાં એજ માલુમ પડે છે કે, જ્ઞાનીઓનું કથનજ બરાબર છે.

આ વાતનો નિર્ણય કરવા માટે તમે વિચાર કરો કે, દુનિયાનું કામ ભણેલા લોકોથી ચાલે છે કે અભણ લોકોથી ચાલે છે ? જો ભણેલા લોકો દ્વારાજ કામ ચાલતું હોય તો પછી દુનિયામાં ભણેલા લોકો વધારે છે કે અભણ લોકો વધારે છે ? અને જો બધા લોકો શિક્ષિત બની જાય તો દુનિયાનું કામ ઠીક ચાલી શકે ? જો નહિં તો શું ભણવું ખરાબ છે ? દુનિયામાં અભણ લોકો વધારે છે અને અભણ લોકો દ્વારાજ કામ ચાલી શકે છે. એવો વિચાર કરી શું ભણવાનો ત્યાગ કરી દેવામાં આવે છે ? દુનિયામાં ગરીબ લોકો વધારે છે એ વિચારથી શું કોઇ પોતાની પાસેનું ધન ફેંકી દે છે ? રોગીઓ વધારે છે એમ જાણી શું કોઇ રોગી બનવા ચાહે છે ?

જે પ્રમાણે દુનિયામાં રોગીઓ વધારે હોવા છતાં મને રોગ પેદા થાય એમ કોઇ ચાહતું નથી અને કદાચ જો રોગ પેદા થઇ જાય તે તેનો મટાડવાનો પ્રયત્ન કરવામાં આવે છે, તેજ પ્રમાણે

દુનિયામાં વિષમ ભાવ પણ છે. પરંતુ વિષમ ભાવ સારો છે કે ખરાબ ? જે પ્રમાણે રોગ ખરાબ છે તેજ પ્રમાણે વિષમ ભાવ પણ ખરાબ છે. વિષમ ભાવ રોગની સમાન છે અને સમભાવ એ નિરોગની સમાન છે. એટલા માટે વિષમભાવરૂપી રોગને સમભાવથીજ મટાડવો ઉચિત છે.

જે લોકો એમ કહે છે કે, સમભાવથી કામ ચાલી શકતું નથી તે લોકોએ એમ વિચારવું જોઈએ કે, જ્યારે તેઓ નાના બાળકો હતાં અને પોતાની મેળે ખાઇ પી કે ચાલી શકતા ન હતાં ત્યારે તમારા માતાપિતાએ તમને આત્મ તુલ્ય માની રક્ષા કરી ન હોત તો શું તમે આજે હોત ? આ પ્રમાણે તમારૂં જીવન સમભાવની કૃપાથી જ ટકી શક્યું છે. આવી દશામાં તમે કૃતઘ્ન બની એમ શા માટે કહો છો કે સમભાવથી કામ ચાલી શકતું નથી અને વિષમભાવથી કામ ચાલી શકે છે ?

ભલે કોઇનો ગમે તેટલો ક્રૂર સ્વભાવ હોય પણ તેનામાં કોઇને કોઇ રૂપમાં સમભાવ હોયજ છે અને સમભાવ હોવાથીજ તેનું તથા તેની જાતિનું અસ્તિત્વ પણ છે. ઉદાહરણ તરીકે સિંહણનો ક્રૂર સ્વભાવ હોય છે એમ કહેવામાં આવે છે પણ શું તે પોતાના બચ્ચાંને મારે છે ? શું તે પોતાના બચ્ચાંઓ ઉપર સમભાવ રાખતી નથી ? જો તે સમભાવ ન રાખે અને તે બચ્ચાંઓની સાથે પણ ક્રૂરતાનો વ્યવહાર કરે તો આજે શું તેની જાતિનું પણ અસ્તિત્વ રહે ખરું? આ પ્રમાણે સંસારમાં સમભાવનું અસ્તિત્વ છે અને સમભાવ હોવાને કારણેજ આ સંસાર ચાલી રહ્યો છે. પ્રત્યેક પ્રાણીમાં વધતા ઓછા પ્રમાણમાં સમભાવ હોયજ છે પણ જ્ઞાનીજનો એ સમભાવ ઉપર જ્ઞાનનો કળશ ચડાવવા ચાહે છે અને કહે છે કે, જ્ઞાનપૂર્વક જે સમભાવ હોય છે તેજ સામાયિક છે.

તમે લોકો સામાયિકમાં બેસો છો પણ તે વખતે તમને બધા ઉપર સમભાવ રહે છે કે નહિ ? તમે સામાયિકમાં બેઠા હો ત્યારે જો કોઈ વ્યક્તિ તમારા કાનના મોતી કાઢીને લઇ જાય તો શું હો–હા કરશો ? તે સમયે તમારે એવો વિચાર કરવો જોઇએ કે, તે વ્યક્તિ દુઃખી હશે અથવા તેને તે વસ્તુની આવશ્યક્તા હશે એટલા માટે તે લઈ ગયો હશે ! આ પ્રમાણે વિચાર કરી તે મોતી લઈ જનાર ઉપર ક્રોધ ન આવે ત્યારે એમ સમજવું કે, મારામાં સમભાવ છે અને મારી સામાયિક સાચી સામાયિક છે. સાચી સામાયિક તો ત્યારેજ કહેવાય કે જ્યારે કોઇ માણુસ તમારા શરીર ઉપર આઘાત કરે છતાં મનમાં વિષમતા ન આવે પણ સમભાવજ રહે કદાચિત તમે આ સ્થિતિએ પહોંચી ન શકો તો પણ તમારૂં લક્ષ તો સમભાવનુંજ હોવું જોઇએ. જે પ્રમાણે સૈનિકો તીર કે બંદુકનું નિશાન એક સાથે તાકવાનું શીખી લેતા નથી, પણ પોતાનું લક્ષ બરાબર સંધાય, તે માટે અભ્યાસ કરે છે તેજ પ્રમાણે જીવનસિદ્ધિનું લક્ષ સાધવા માટે સમભાવનો અભ્યાસ કરતા રહેવું જોઇએ, સૈનિકો અભ્યાસ કરવા છતાં ઘણીવાર નિશાન ચુકી જાય છે છતાં તેમનું લક્ષ તો નિશાન તાકવાનુંજ હોય છે; તે જ પ્રમાણે એકદમ એવા સમભાવને જીવનમાં ઉતારી ન શકાય તો પણ લક્ષ તો એવા સમભાવને જીવનમાં ઉતારવાનું રાખવું જોઇએ અને તેનો અભ્યાસ કરતાં રહેવું જોઇએ. અભ્યાસ કરતાં રહેવાથી તમારાથી કોઈ દિવસ પૂર્ણ સામાયિક થઇ શકશે અને એવા સમભાવને જીવનમાં પણ ઉતારી શકશો. સામાયિક કરતી વખતે તમારે એટલો સમભાવ તો કેળવી લેવો જોઈએ કે, તમે જ્યારે સામાયિકમાં બેઠા હો ત્યારે કોઇ તમને ગાળો ભાંડે તોપણ તેના ઉપર સમભાવ રાખો

શકો. જો તમારામાં એટલો સમભાવ આવી જાય તો તમારે એમ માનવું કે, હવે મારી સામાયિકનું નિશાન થોડા ઘણા અંશમાં લાગી રહ્યું છે. આથી વિરૂદ્ધ મુહપતિ બાંધતા બાંધતા કાન ઉપર આંકા પડી જાય અને સામાયિક કરતાં કરતાં વર્ષો પસાર થઇ જાય છતાં જો સામાયિકમાં તમે બેઠા હો ત્યારે કોઇ ગાળો ભાંડે અને તમે સમભાવ ન રાખી શકો તો એમ સમજવું કે, તમારૂં લક્ષ બીજું છે અને તીર તમે બીજે ક્યાંય મારી રહ્યા છો ! આગળ જે વાત કહેવામાં આવી છે તે મુખ્યત્વે દેશવિરતી સામાયિકને લક્ષમાં રાખીને કહેવામાં આવી છે. એથી વિશેષ રૂપથી સર્વવિરતિ માટે પણ સમજી લેવું જોઈએ.

સામાયિક અથવા સમભાવનું શું ફળ મળે છે ? તો એને માટે ભગવાને કહ્યું છે કે, સામાયિકથી સમભાવની પ્રાપ્તિ થાય છે અને તેથી સાવદ્યયોગની નિવૃત્તિ થાય છે. મન, વચન અને કાયાના યોગથી જે પાપ થાય છે તે સાવદ્ય યોગ છે, આ સાવદ્ય યોગ સામાયિક-દ્વારા દૂર થઈ જાય છે.

સામાયિકનું ફળ બતાવવા માટે અનુયોગદ્વાર સૂત્રમાં તથા બીજી જગ્યાએ પણ એમ કહ્યું છે કે:—

**जस्स सामाणिउ अप्पा, संजमे नियमे तवे ।**
**तस्स सामाइयं होइ, इइ केवलि भासियं ॥**
**जो समो सव्वभूएसु, तसेसु थावरेसु य ।**
**तस्स सामाइयं होइ, इइ केवलि भासियं ॥**

આ ગાથાઓનો ભાવાર્થ એ છે કે, જે સમભાવથી વર્તે છે તેનાજ તપ નિયમ સંયમ વગેરે સફળ છે. સમભાવ વિના તપ–નિય-

માદિ સફળ થતાં નથી. જો તપ કર્યું અને બીજાને કષ્ટ આપ્યું, સંયમ લીધો અને બીજાઓ ઉપર હકુમત ચલાવી તો એ સમભાવ રહિત તપ–સંયમ છે. તપ–સંયમની સાચી સફળતા ત્યારેજ મળે છે કે, જ્યારે તપ સંયમની સાથે સમભાવ હોય.

સામાયિકમાં હો ત્યારે બીજો કોઇ આક્રમણ કરે તો પણ આક્રમણકારી ઉપર ક્રોધ આવવો ન જોઇએ. જ્યારે ક્રોધ ન આવે ત્યારે એમ સમજવું કે, હું ભગવાનના કથનાનુસાર સમભાવનું પાલન કરી રહ્યો છું. આથી વિરૂદ્ધ જો તે વખતે ક્રોધ આવે તો જ્ઞાનીઓ કહે છે કે, હજી તારામાં સંયમ આવ્યો નથી કારણ કે તારામાં સમભાવ નથી. સંયમ તો સમભાવપૂર્વક જ હોય છે. સંયમ સમભાવ વિના ટકી શકતો નથી. આ પ્રમાણે સામાયિક કરતી વખતે ક્રોધ પણ કરવો ન જોઇએ તેમ પ્રતિષ્ઠા મળતાં અભિમાન પણ ન કરવું જોઇએ. તે સમયે જો કોઈ નમસ્કાર કરે તો એમ વિચારવું જોઈએ કે તે મને નમસ્કાર કરી રહ્યો નથી પણ મારા સમભાવને નમસ્કાર કરી રહ્યો છે એટલા માટે મારે તો સમભાવની રક્ષા કરવી જોઇએ. અહંભાવ એ સમભાવથી વિરૂદ્ધ છે એટલા માટે અહંભાવ રાખવોજ ન જોઇએ. જો મનમાં અહંભાવ આવે તો એમ સમજવું કે હજી મારામાં સમભાવ આવ્યો નથી.

કહેવાનો આશય એ છે કે, પ્રત્યેક કાર્યમાં સામાયિકની અર્થાત્ સમભાવ રાખવાની આવશ્યક્તા છે. સમભાવ રાખ્યા વિના કોઇ પણ કાર્યમાં અને કોઇ પણ સ્થાને શાંતિ મળી શકતી નથી. પછી ભલે તે કાર્ય રાજનૈતિક હોય કે સામાજિક હોય. બધાં કાર્યોમાં શાન્તિ ત્યારેજ મળી શકે છે કે જ્યારે સ.માયિક હોય ! જેનામાં સમભાવ

હોય છે તેનું હૃદય માતાના હૃદય જેવું બની જાય છે. સામાયિક કરવાથી અર્થાત્ સમભાવ ધારણ કરવાથી જીવને શો લાભ થાય છે એ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને કહ્યું જ છે કે, સમભાવ ધારણ કરવાથી અર્થાત્ સામાયિકથી સાવદ્ય યોગની નિવૃત્તિ થાય છે તેજ સામાયિક સાચી અને સફળ છે.

અત્રે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે સામાયિક કરવાથી જે સાવદ્ય યોગની નિવૃત્તિ થાય છે તે સાવદ્ય યોગ શું ? તો એને માટે કહ્યું છે કેઃ—

**कम्मं सावज्जं जं गरहिया ति कोहाईओ य चत्तारि ।**
**सह तेहिं जो होइउ जोगो पच्चक्खाणं भवई तस्स ॥**

આ ગાથામાં સાવદ્ય યોગની વ્યાખ્યા કરવામાં આવી છે. આ ગાથાનો ભાવાર્થ એ છે કે, નિંદનીય કર્મને સાવદ્ય કહેવામાં આવે છે અથવા ક્રોધ, માન, માયા અને લોભને સાવદ્ય યોગ કહેવામાં આવે છે, કારણ કે સમસ્ત નિંદનીય કર્મો એ કષાયને આધીન જ થઇને કરવામાં આવે છે. નિંદનીય કર્મોનું કારણ કષાય છે એટલા માટે તેનામાં કાર્યનો ઉપચાર કરી તે કષાયને પણ સાવદ્ય કહેવામાં આવેલ છે. આ સાવદ્યની સાથે જે વ્યાપાર–પ્રવૃત્તિ કરવામાં આવે છે તે સાવદ્ય યોગ કહેવાય છે. તે સાવદ્ય યોગનો નિષેધ કરવો તે સાવદ્ય યોગનું પ્રત્યાખ્યાન કહેવામાં આવે છે.

આ ગાથામાં જે 'સાવજ્જ' શબ્દ આવ્યો છે, તેનો 'સાવર્જ્ય' પણ અર્થ થાય છે, અને 'સાવદ્ય' એવો પણ અર્થ થાય છે. જે કર્મ પાપયુક્ત હોય છે તે સાવદ્ય કહેવાય છે અને જે કાર્ય ગર્હિત કે નિન્દિત હોય છે તે 'સાવર્જ્ય' કહેવાય છે.

**दिवसे दिवसे लखं, देइ सुवणस्स खंडियं एगो ।**
**एगो पुण सामाइयं, करेइ न पहुप्पए तस्स ॥**

**લક્ષ ખાંડી સોના તણું, લક્ષ વર્ષ દે દાન;**
**સામાયિક સમ તે નહિ, જ્ઞાની વચન પ્રમાણ**

આવો અલૌકિક લાભ આપતી શુદ્ધ સામાયિક યથાવિધિ કરે. આશ્રવને રોધ કરી આત્માને સંવર વૃત્તિમાં વાળવા નિર્જરાનો અમૂલ્ય લાભ મેળવવો, અજ્ઞાનાંધકાર મટાડી, અપૂર્વ આત્મ શક્તિને પ્રકાશમાં લાવવા, રાગ દ્વેષ દૂર કરી સમભાવ સંપાદન કરવા, શુદ્ધ સમાધિ ભાવની દિવ્ય પ્રાસાદી પ્રાપ્ત કરવા, સમ્યકૃત્વના શાંત સુધારસનું પાન કરવા પ્રાચિન સમયથી શ્રાવક શ્રાવીકાઓ સામાયિક શિક્ષા વ્રત કરતાં આવ્યાં છે.

અજ્ઞાન બાળકથી માંડી વયોવૃદ્ધ શ્રાવકો સર્વે આ પવિત્ર ક્રિયામાં સામેલ થાય છે એ જોઈ એક બાજુથી હર્ષ થાય છે જ્યારે ઘણાઓ તેના દિવ્ય સ્વરૂપ સમજતા ન હોવાથી કેટલાક દોષોને આમંત્રણ કરે છે એ જોઇ બીજી બાજુથી શોક થાય એ સ્વાભાવિક છે. આવા સંજોગોમાં શુદ્ધ સામાયિકનું મહત્વ અને રહસ્ય સમજાવવાનો આ અલ્પ પ્રયાસ પ્રાસંગિકજ ગણાશે.

આપણો આત્મા અનાદિ કાળથી મમતામાં મચેલો છે તેને સમતા ભાવમાં લાવવા માટે આપણે પાપકારી કાર્યોથી વેગળા રહેવા પ્રયાસ કરવાનો છે. વ્યવહારીક વિટંબનાઓમાં આપણે અહોરાત્રિ ચોવીસે કલાક મચેલા પડયા છીએ. આધિ (મનનું દુઃખ), વ્યાધિ (શરીરનું દુઃખ), અને ઉપાધિ (બહારથી આવી પડેલું દુઃખ)ના ત્રિદોષ થવાથી–મુંઝાઈ જવાથી આપણે આપણા આત્મા સબંધી કશો વિચાર કરી શકતા નથી.

અને શાંત ચિત્તે પ્રભુ ભક્તિમાં મન પરોવવાની પ્રવૃત્તિ પણ પ્રાપ્ત થતી નથી. શાન્ત મને શુદ્ધ ચિત્તથી પ્રભુ ભક્તિ અને ધર્મ ધ્યાન થઇ શકે અને આપણો આત્મા પાપકારી કાર્યોથી અળગો રહે એવા ઉચ્ચ ઉદ્દેશથી પ્રતિ દિવસે પ્રભાતના શાંત સમયમાં ત્રિદોષનો હુમલો થયા પહેલાં સામાયિક કરવાનો આપણા શાસ્ત્રોનો સદ્બોધ છે. આવા ઉપયોગી વ્રત સામાયિકનું ખરૂં સ્વરૂપ સમજવા સામાયિકના જુદા જુદા વિદ્વાનોએ કહેલા અર્થ તથા તેમાં બતાવેલું ગાંભિર્ય તપાસવાની આવશ્યકતા છે. સંસ્કૃત ટીકાકાર અભયદેવસુરિ આ વિષે લખે છે કેઃ—

सामाईयस्स त्तिसमो राग द्वेष वियुक्तो यः सर्वे भूतान्यात्मवत्पश्यति, तस्य यः प्रतिक्षणम पूर्वापूर्वे ज्ञान दर्शन चारित्र पर्यायाणां निरुपम सुख हेतु भूताना मधः कृत चिन्तामणि कल्पद्रुमोपमानां लाभः समायसः सुयोजन मस्यानुष्ठान स्येति सामायिकं, तस्य सावद्य योग निषेधरुपस्य निरवद्ययोगा प्रतिषेधा स्वभावस्य च ॥

—ઉ. અ. ૨૯ મું પ્રશ્ન ૮માની ટીકા.

ડૉક્ટર હોર્નોલ તેનું એવું ભાષાંતર કરે છે કે—One, who being of equal temper and devoid of love and hatred, looks on all creatures, as being like himself, gains the advantage of making momentarily regular progress in knowledge, faith and conduct which are the sources of incomparable happiness and which are only comparable to the miraculous Jem laden,

wishing tree of haven. Avoiding to do that which is forbidden and not abstaining from doing that which is permitted.

મનુષ્ય સમ સ્વભાવી અને રાગ દ્વેષ રહિત થવાથી, સર્વ જીવને પોતાના સમાન જુવે છે અને પરિણામે ચિંતામણી અને કલ્પવૃક્ષ આપી શકે એવા અનોપમ સુખ આપનાર, જ્ઞાન, દર્શન અને ચારિત્ર પ્રાપ્ત કરવાને પ્રતિક્ષણે પ્રયાસ કરવા શક્તિવાન થાય છે. આવી અગત્યની શક્તિ સ્થિતિ સંપાદન કરવી તે સામાયિક કહેવાય છે. જેમાં નિષેધક કાર્યો કરતાં અટકવાનું છે અને અનિષેધક કાર્યો કરવા તત્પર થવાનું છે. સામાયિકનું શુદ્ધ સત્ય સમજાવી આ વ્રતની સ્થિતિ વિષે ડૉકટર હોર્નોલ એવા અર્થ ઉપજાવી કાઢે છે કેઃ—

That calm temper and firmness of mind, which is not disturbed by any passion or any outward accident but wholly given to religious practices.

એવો શાંત સ્વભાવ અને મનની એવી એકાગ્રતા કે જેનો કોઈ પણ જાતના વિકાર તેમજ બાહ્ય અકસ્માતથી ભંગ થઈ શકે, પરંતુ તમામ ધ્યાન ધાર્મિક ક્રિયામાં લાગ્યું રહે.

**सामाइय माइयं सुयनाणं जाव बिन्दुसाराओ ।**
**तस्स वि सारो चरणं सारो चरणस्स निव्वाणं ॥९३॥**

—આ. નિ.

સમાયિક સૂત્રથી માંડીને યાવત્ લોક બિંદુસાર પર્યંતના સર્વ સૂત્રો શ્રુત જ્ઞાન કહેવાય છે. અને તે શ્રુત જ્ઞાનનો સાર ચારિત્ર છે, અને ચારિત્રનો સાર નિર્વાણ છે.

**जीवो पमाय बहुलो बहुसो वीय बहु विहेसु अत्थेसु ।**
**एएण कारणेणं बहुसो सामाइयं कुज्जा ॥८०२॥**

—આ. નિ.

અનેક પ્રકારના પ્રમાદોથી ઘેરાએલો આત્મા અનેક પ્રકારના સ્વાર્થમાં અનેક રીતે ગુંચવાએલો હોય છે, માટે (આત્મા પ્રગતિ કરવા સાવધાન રહેવા માટે) તેણે અનેકવાર સામાયિક કરવુંજ જોઈએ.

**एवं सामाइकमपि चतुर्दश पूर्वार्थ संक्षेपो वर्तते ।**
**अल्पाक्षरं सामायिकं च महार्थम् द्वादशाङ्ग पिण्डितार्थ त्वात् ॥**

—આ. નિ. શિ. વૃ.

એ રીતે સામાયિક સૂત્ર ચૌદ પૂર્વના અર્થના સંક્ષેપે (બીજ રૂપ) છે. અલ્પ અક્ષરવાળું છતાં સામાયિક સૂત્ર દ્વાદશાંગીના સંક્ષેપ રૂપ હોવાથી મહા અર્થવાળું છે.

**चतुर्विंशति स्तवादीनां च तद्भेदत्वा त्प्राथम्यमस्य सामाइकस्य**

—આ. નિ. શિ. વૃ.

**तदङ्ग त्वात्तेषाम्** —આ. નિ. શિ. વૃ.

સામાયિક આવશ્યકનું વર્ણન પહેલું કરવામાં આવે છે. કારણ કે બાકીના ચતુર્વિંશતિ સ્તવ વિગરે આવશ્યકો પણ તેનાજ ભેદો છે. તે (ચતુર્વિંશતિ સ્તવાદિક આવશ્યકો) પણ તેનાજ (સામાયિક આવશ્યકનાજ) અંગો છે.

**प्र० तित्थयरो किं कारणं भासइ सामाइयं तु अज्झयणं ? ॥**

૦ तित्थयर नाम गोत्तं कम्मं मेवेइयव्वं ति ॥ ७४२ ॥

—આ. નિ. ગા.

**પ્રશ્ન**—તીર્થંકર ભગવાન્ સામાયિક અધ્યયન પોતે શા માટે ઉપદેશે છે ?

**ઉત્તર**—"મારે તીર્થંકર નામ ગોત્ર કર્મ વેદવાનું છે, એ આ રીતે "માટે ઉપદેશે છે."

जन्म-जरा-मरणार्तं जगद शरण मभि समीक्ष्य निःसारम् ।
स्फीत मपहाय राज्यं शमाय धीमान् प्रवव्राज ॥१५॥
प्रतिपद्या शुभ शमनं निःश्रेयस साधकं श्रमणलिङ्गम् ।
कृत सामायिक कर्मा व्रतानि विधि वत्समारोप्य ॥१६॥

—ત. સૂ. ભા. કા.

જન્મ, જરા અને મરણથી પીડિત જગતને અશરણ જોઇ, વિસ્તૃત છતાં નિઃસાર રાજ્ય સુખનો ત્યાગ કરી એ મેધાવી પુરૂષે શાંતિને માટે પ્રવ્રજ્યા લીધી (ત્યારે) અશુભને શમાવનારૂં અને કલ્યાણ માર્ગનું સાધક એવું શ્રમણલિંગ તેણે, [શ્રી મહાવીર દેવે] ધારણ કર્યું, તથા સામાયિક વ્રત રૂપ ક્રિયા સ્વીકારી અને વિધિપૂર્વક વ્રતોનો સમારોપ કર્યો.

सामायिकं गुणानामाधारः खमिव सर्व भावानाम् ।
नहि सामायिक हिना चरणादि गुणान्वितायेन ॥१॥

—અનુ. હા. સૂ. વૃ.

तस्माज्जगाद भगवान् सामायिकमेव निरुपमोपायम् ।
शारीर मानसाऽनेक दुःख नाशस्य मोक्षस्य ॥२॥

—શ્રીમન્ત હરિભદ્ર સૂરયઃ

સર્વ પદાર્થોનો આધાર જેમ આકાશ છે, તેમ સર્વ ગુણોનો આધાર સામાયિક છે, કેમકે સામાયિક વિના સંયમાદિ ગુણો સંભવતા નથી. માટેજ શારીરિક, માનસિક વિગેરે દુઃખોના નાશરૂપ મોક્ષના પરમ ઉપાય તરીકે ભગવાન મહાવીર દેવે સામાયિકનેજ વર્ણવ્યું છે.

**समता सर्व भूतेषु संयमः शुभ भावना ।**
**आर्त रौद्र परित्याग स्तद्धि सामायिकं व्रतम् ।।**

(૧) જગતના સર્વ જીવો પ્રત્યે સમભાવ (સમદ્રષ્ટિ) રાખવી, (૨) પાંચે ઈન્દ્રિયોના વિકારોને વશ કરવા, (૩) ઉત્તમ એવી ભાવના ભાવવી, (૪) આર્ત અને રૌદ્ર ધ્યાનનો ત્યાગ કરવો (ધર્મ અને શુકલ ધ્યાન ધ્યાવું) તે સામાયિક વ્રત કહેવાય છે.

**त्यक्तार्त रौद्र ध्यानस्य त्यक्त सावद्य कर्मणः ।**
**मुहूर्त्त समतायाः तां विदुः सामायिकं व्रतम् ।।**

આર્ત અને રૌદ્ર ધ્યાનનો ત્યાગ કરી તથા સાવદ્ય (સર્વ પાપ) કર્મ માત્રનો ત્યાગ કરીને ઓછામાં ઓછા એક મુહૂર્ત પર્યંત અંતર વૃત્તિને જે સમભાવમાં રાખવી તેનું નામ ' સામાયિક ' કહેવાય છે.

**आवस्सएण एएण, सावओ जइवि बहुरओ होइ ।**
**दुक्खाण मंत किरिअं, काही अचिरेण कालेण ।।**

જો કે શ્રાવક ઘણી બંધાતી કર્મરૂપી રજવાળો હોય છે અથવા બહુરત સાવદ્ય (પાપકારી) આરંભમાં બહુ આસક્ત હોય છે તો પણ આ આવશ્યક કરવાથી થોડા વખતમાંજ દુઃખનો અંત કરશે-મોક્ષ પામશે. સામાયિક એ પ્રથમ આવશ્યક છે માટે સામાયિક અવશ્ય કરવું જોઇએ.

**जे केवि गया मोक्खं, जे विय गच्छंति जे गमिस्संति ।**
**ते सव्वे सामाइय प्पभावेण मुणेयव्वं ॥**

જે કોઇપણ મોક્ષે ગયા, જાય છે અને જશે તે સર્વ સામાયિકનો પ્રભાવજ જાણવો.

**सावज्जोग परिरक्खणट्ठा, सामाइयं केवलियं पसत्थं ।**
**गिहत्थ धम्मा परमंति नच्चा, कुज्जा बुहो आयहियं परत्था ॥**

સાવદ્ય (પાપ) યોગથી (પોતાના અને પરના આત્માનું) રક્ષણ કરવાને સંપૂર્ણ અને પવિત્ર સામાયિકને ગૃહસ્થ ધર્મથી શ્રેષ્ઠ જાણીને વિદ્વાન પુરૂષે મોક્ષ માટે આત્મોપકારક સામાયિક કરવું જોઇએ.

**सामाइय वयजुत्तो, जाव मणे होइ नियम संजुत्तो ।**
**छिन्नइ असुहं कम्मं सामाइय जत्तिआवरा ॥**

**ભાવાર્થ**—મનને નિયમમાં-કાબુમાં રાખી જ્યાં સુધી અને જેટલી વાર સામાયિક વ્રત કરવામાં આવે છે ત્યાં સુધી અને તેટલી વાર અશુભ કર્મ કપાતા જાય છે; સારાંશ એ છે કે સામાયિકથીજ અશુભ કર્મનો નાશ થાય છે.

**सामायिकं सुदुःसाध्य मप्यभ्यासेन साध्यते ।**
**निम्नीकरोति वा बिंन्दुः किं नाश्मानं मुहुः पतन् ॥**

—શ્રી સાગરધર્મામૃત.

**અર્થ**—સામાયિક વ્રત અત્યંત દુઃસાધ્ય છે, કઠીન છે તથાપિ વારંવાર પ્રવૃત્તિરૂપ અભ્યાસ વડે તે સિદ્ધ થઇ શકે છે. શું પત્થર પર વારંવાર પડતું જળનું બિંદુ તે પત્થરમાં ખાડો પાડી નથી દેતું ?

सामाइए कदे सावए ण विद्धो मओ अरण्णम्मि ।
सोय मओ उद्धा दो णयसो सामाइयं फडिओ ॥

—શ્રી મૂલાચાર ગ્રંથ.

**અર્થ**—વનમાં શ્રાવકે સામાયિક કરવાથી શીકારીઓ દ્વારા પશુ વધ થતો નથી અર્થાત્ પશુ વર્ગ ત્રાસને પ્રાપ્ત થતો નથી; વળી આ પશુ વર્ગ પણ ઉદ્ધત (ક્રૂર) થતો નથી કે જેથી સામાયિકમાં વિઘ્ન આવે અર્થાત્ શ્રાવક સામાયિક કરતી વખતે સર્વ પશુ પક્ષી ક્રૂર ભાવ છોડી શાંત થઇ જાય છે; આ સામાયિક ઐહિક ચમત્કાર છે.

सम्मत्तणाण संजम तवेहिं जं तं पसत्थ समगमणं ॥
समयं तु तं भणिद तमेव सामाइयं जाणे ॥

—શ્રી મૂલાચાર ગ્રંથ.

**અર્થ**—સમ્યક્ત્વ, જ્ઞાન, સંયમ અને તપની સાથે જીવનું પ્રશસ્ત સમગમન અર્થાત્ જીવની આ ચારે સ્વરૂપ અવસ્થા તેનું નામ સમય છે અને સમયનુંજ નામ સામાયિક છે.

सामायिकं च मोक्षांगं परं सर्वज्ञ भाषितम् ।
वाशी चंदन कल्पानां मुक्त मेतन्महात्मनाम् ॥

**અર્થ**—વાંસલા પ્રત્યે ચંદન તુલ્ય મહાત્માઓ માટે સામાયિક ઉત્કૃષ્ટ મોક્ષનું અંગ છે એમ સર્વજ્ઞ પ્રભુએ કહેલું છે.

સુજ્ઞ વાંચક ! ઉપાશ્રયમાં આજકાલ થતી સંખ્યાબંધ સામાયિકોમાં આવા સ્વરૂપનો તમને જરાપણ આભાસ થાય છે ? સામાયિક જેવી ગંભીર અને મહત્વની ધર્મ ક્રિયા તરફનો આપણો અવિવેક, શુદ્ધ સ્વરૂપ સમજાવવાની આપણી બેદરકારી અને સમજાવનાર શુભેચ્છકો તરફ આપણું અલક્ષ ખરે આપણને શરમમાં નાંખે છે.

કર્મ ખપાવવા માટે તીવ્ર તપ કરતાં પણ સમતાભાવને વધારે વજન આપવામાં આવ્યું છે.

**तिव्व तवं तवमाणो, जं न विनिट्ठवइ जम्म कोडीहिं ।**
**तं समभाविअ चित्तो, खवेइ कम्मं खणद्धेणं ।।**

તીવ્રતપ તપતાં પણ અજ્ઞાની જે ક્રોડ ભવમાં કર્મનો ક્ષય ન કરે તે શુદ્ધ સમકીતિ સમતા માંહે ચિત્તને પરોવતાં અર્ધક્ષણમાં કર્મ ખપાવી શકે. સામાયિક કરવાથી નવાં કર્મનો બોજો વધતો નથી પણ થયેલા કર્મનો બોજો ઓછો થતો જાય છે. જેમ કુવા અગર તળાવમાં આવતી સરવાણીઓને રોકતાં પાણી આવતું બંધ થવાથી, તેમાંથી ઓછું થતું જાય છે, તેમ આપણા આત્મ રૂપી કુવામાં ઇંદ્રિયો રૂપી સરવાણીઓથી કર્મ અને પાપ રૂપ જળના જે પ્રવાહો ચાલ્યા આવે છે તેને વ્રત પચ્ચખાણદ્વાર દેવા વડે કરીને એટલે દ્રવ્ય થકી સાવદ્ય યોગ સેવવાના પચ્ચખાણ કરીને તે સામાયિક વ્રતથી બંધ કરતાં અટકે છે અને તેથી રાગદ્વેષ વિગેરે વીકારો બંધ થતાં સંસાર માંહેના સર્વ પ્રાણીઓ સાથે સમભાવે વર્તવાની ટેવ પડે છે. સામાયિકનો મૂળ ગુણ આપણા આત્માને પવિત્ર કરવાનો છે.

પ્રારંભમાં ક્રિયાનુસાર શુદ્ધ સામાયિક કરવાથી યોગ્ય વખતે આપણે આપણા જીવનમાં દરેક ક્ષણે સમતા ભાવ રૂપ સામાયિક કરવાની પ્રથા પાડી શકીએ અને પરિણામે રાગ, દ્વેષ, ક્રોધ, માન, માયા અને લોભ એ ષડ્રિપુના હુમલાથી હંમેશને માટે બચી શકવા સમર્થ થઇએ, પછી દ્રવ્ય સામાયિક તેજ ભાવ રૂપે પ્રણમી શકે કારણકે દ્રવ્ય સિવાય ભાવ હોતો નથી. તેજ સામાયિક સંપૂર્ણ સમતા રૂપ થઈ પડશે.

# સોબત વિષે મનુભાઈની કથા.

વ સંતપુર નગરને વિષે એક વિવેકચંદ્ર નામનો વણિક વસતો હતો. તેને મનુભાઇ નામનો એક ઘણોજ આજ્ઞાંકિત પુત્ર હતો. વિવેકચંદ્રે પોતાના પુત્ર મનુભાઇને ઉચ્ચ કેળવણી આપી દરેક પ્રકારની વિદ્યામાં નિપુણ બનાવ્યો હતો.

મનુભાઇને પુખ્ત ઉંમરે પહોંચતા તેના પિતાએ એક ખાનદાન કુળની સંસ્કારી પતિવ્રતા સુમતિ નામની કન્યા સાથે લગ્ન કર્યા. ત્યારબાદ આ આદર્શ દંપતી પરમ સુખમાં દિવસો નિર્ગમન કરવા લાગ્યા. શાણી અને સુશીલ સન્નારી સુમતિએ પોતાના ગુણો વડે પોતાના પતિને વશ કરી લીધો હતો.

કોણ કહી શકે કે માણસો જીવન સંગ્રામની મુશ્કેલીઓ અને દુઃખથી વંચિત રહી શકે? કાળનું એકાએક ચક્ર આવ્યું અને આ જગતમાંથી વિવેકચંદ્રને પરલોકમાં ઘસડી ગયું, એટલે વિવેકચંદ્ર દેવલોક પામ્યા. પોતાની પાસે પુષ્કળ દોલત હતી તે બધી લક્ષ્મીના મુખત્યાર મનુભાઇજ હતા. પિતાના મરણ પછી સંતાનો સમાજમાં સ્વછંદી બને તેવા ઘણા દાખલા છે તેવી રીતે મનુભાઇ પણ પોતાના પિતાના પૈસાનો દુરવ્યય કરવા લાગ્યા.

મનુભાઇને તો એક અજ્ઞાનચંદ્ર નામનો મિત્ર મળી ગયો અને ભાઇ તો તેના કહેવા પ્રમાણે કરવા લાગ્યા. અજ્ઞાનચંદ્રનું હૃદય કપટી હતું તેથી તે મનુભાઇને વખતોવખત સુમતિના દુર્ગુણો કહેવા લાગ્યો. હંમેશા કાન ભંભેરવાથી ભલભલા માનવીઓ પણ પોતાના અભિપ્રાયો

ફેરવી નાખે છે  તેવીજ રીતે મનુભાઇને પણ સુમતિ ઉપરના દિવ્ય પ્રેમમાં ન્યૂનતા લાગવા માંડી. તેવામાં અજ્ઞાનચંદ્રે પોતાના કુળની એક સ્વચ્છંદી સ્વરૂપવાન કુમતિ સાથે લગ્ન કરાવ્યા. કેટલાક દિવસો પછી અજ્ઞાનચંદ્ર તથા કુમતિને વશ પડેલા મનુભાઇએ સુમતિને કહ્યું: " હે સ્ત્રી ! હવે તું તારો હિસ્સો લઈ બીજા ઘરને વિષે રહે " ત્યારે સુમતિએ પોતાના પતિની આજ્ઞા શિરો માન્ય રાખી તેની ઇચ્છાનુસાર કર્યું.

એક સમયે રાજાના હુકમથી મનુભાઈને દેશાવર જવાનું થયું. એટલે પોતે પોતાની કુમતિ સ્ત્રી પાસે જઈ કહેવા લાગ્યો: " હે વલ્લભા ! મારે રાજાના હુકમથી પરદેશ જવું પડશે, તું ઘરમાં ખુશીથી અને સુખેથી રહેજે. " આવા વચનો સાંભળી કુમતિ કહેવા લાગી: " સ્વામીનાથ ! હું તમારા વગર એક મીનીટ પણ રહી શકું તેમ નથી. હું પણ તમારી સાથે પરદેશ આવીશ કારણ કે તમારો અગ્નિ સરખો વિરહ હું ક્ષણ માત્ર સહી શકતી નથી માટે હે સ્વામી ! આપના સન્મુખ અગ્નિમાં પ્રવેશ કરી મરવું વધારે બહેતર છે, પણ વિરહરૂપી શત્રુને વશ થવું ભલુ જાણુતી નથી માટે હે પ્રાણનાથ ! " જેમ વનમાં શરણ રહિત હરણીને સિંહ મારી નાખે છે તેમ તમારા વગર વિયોગ મને પણ મારી નાખશે. " આવા કપટ સહિત કુમતિના વચનો સાંભળી મનુભાઈ બોલ્યા: " હે ભામિની ! મૃગાક્ષી ! એવું બોલીશ નહિ, સ્થિર થઈ ઘેર રહેજે કેમકે રાજા ભારે વ્યભિચારી છે. તે તને જોતાંની સાથેજ ગ્રહણ કરી લે, માટે તારે ઘરેજ રહીને આ રોનકદાર મકાનમાં રિદ્ધિ સિદ્ધિને ભોગવવી એજ યોગ્ય છે. "

એવું બોલી ઘર તેને સોંપી મનુભાઈ રાજાની સાથે દેશાવર ગયા.

સરાગીનો એવો સ્વભાવ હોય છે કે સ્વેચ્છિત વસ્તુને પામી પછી કોઇનો વિશ્વાસ કરતો નથી. તેના વિયોગથી મરણને પણ શ્રેષ્ઠ ગણી લે છે પણ જેના ઉપર રાગ બંધાયો તેના દુર્ગુણને જોઇ શકતો નથી. જેમ નીચ કુતરો નીરસ મળથી લિપ્ત માંસને અમૃત સમાન જાણે છે તથા સુક્કા હાડકાને રસાયણ સમાન જાણી ચાટે છે તેમ રક્ત મૂર્ખ (રાગાંધ) અહિતકારીને હિતકારી માની લે છે.

તે કુમતિ પોતાના પતિના ગયા પછી પોતાના યારો સાથે (અજ્ઞાન, મોહ, મિથ્યાત્વ રૂપી મિત્રો) સુખપણે રમવા લાગી અને થોડા દિવસમાં પોતાનું સર્વસ્વ ધન ખાઇ ખોઇ પુરૂં કર્યું. કેટલાક દિવસે પોતાના પતિનું આગમન નજીક જાણી ઉચ્ચ પતિવ્રતાના આડંબરથી તથા ઢોંગથી રહેવા લાગી. મનુભાઈએ પોતાના ગામની ભાગોળે આવી પડાવ નાખ્યો અને પોતાના એક નોકરને કુમતિ પાસે મોકલ્યો. તે નોકરે કુમતિ પાસે જઇ કહ્યું: 'હે કુમતિ ! તમારા પ્રિય પતિ આવી ગયા છે માટે તેમને માટે ભોજન વિગેરે તૈયાર કરી રાખો.' નોકરના આ શબ્દો સાંભળી કુમતિ બોલી: "જા, તું તે વાત સુમતિ પાસે જઇ કર કારણ કે શ્રેષ્ઠ પુરૂષો પોતાનો કુલક્રમ મૂકી ચાલે નહિ. સુમતિ મારા કરતાં મોટી છે એટલે પહેલે દિવસે તેને ત્યાં ભોજન થવું જોઈએ." કુમતિએ તે નોકરને આ પ્રમાણે સમજાવી સુમતિ પાસે મોકલ્યો અને નોકરની સાથે કુમતિ પણ ગઈ અને કહેવા લાગી: "બ્હેન ! તમારા પતિદેવ આવ્યા છે તેમને માટે ઘણી સ્વાદિષ્ટ રસોઈ બનાવો કેમકે તમે મોટા એટલે પહેલે દિવસે તમારે ત્યાં જમશે." તે સાંભળી સુમતિ બોલી: "હું પ્રેમથી ઉત્તમ સ્વાદિષ્ટ રસોઇ તૈયાર કરીશ પણ પતિને તારા હાથની રસોઇ સિવાય મારા તરફનું કાંઇપણ પસંદ આવે તેમ નથી."

'તે વાતની ફિકર કરશો નહિ' જવાબમાં કુમતિ બોલી: 'એ તો જમશે.'

પછી સુમતિએ જુદી જુદી જાતની સ્વાદિષ્ટ વાનીઓ સુંદર રીતે તૈયાર કરી. સજ્જન સર્વેને પોતા સમાન સમજે છે. દુર્જન કુમતિ હંમેશાં પોતાના દોષ છુપાવવાની યુક્તિમાં રહે છે.

ત્યારપછી કામથી વિહ્વળ થયેલો મનુભાઈ કુમતિને ઘેર આવ્યો તો મેઘ વિનાના આકાશ જેવું અને વસ્તી રહિત નગર જેવું પોતાનું ઘર તેણે દીઠું પણ તે સામું ધ્યાન નહિ કરતા કુમતિનું મુખકમળ જોવાની આતુરતામાં રહ્યો અને મનમાં વિચારે છે કે મારી પ્રિય કુમતિ જે કાર્ય કરે અગર જે કાર્ય ન કરે તે સર્વ મને પ્રિય છે.

રાગવાળો યોગ્ય ન જાણે એમાં કાંઇ આશ્ચર્ય નથી, દ્રષ્ટિરાગી જીવ પોતાના આત્મહિતને જાણતો નથી કે કયુ વચન પોતાના આત્માને હિતકારી છે અને કયુ અહિતકારી છે. જેમાં નેત્રો રાગ રૂપ ધતુરાના રસ વડે ભમી ગયા છે તે પોતાના સ્વાધીન સુખને ત્યજી સુખને માટે પોતે પરાધીન થાય છે. રાગગ્રસિત જીવ ઉતાવળો મોટી આપદામાં પડે છે. જેમ લોટની ગોળી પરોવેલા કાટામાં ફસાયેલી માછલાની જીભને માછલું પોતે પાછી કાઢી શકતું નથી પણ આખરે મરણને પામે છે તેમ દ્રષ્ટિ રાગવાળો કુમતના શુદ્ધ ન્યાયના તત્વામૃત ઉપજાવનારા વચન સમજી શકતો નથી, દ્રષ્ટિ રાગીને દેખીને સજ્જન પુરૂષોના મનમાં કરૂણા અને ફિકર થાય છે. 'અરેરે ! આવા પ્રત્યક્ષ અન્યાયના વચન તેને કેમ નહિ સમજાતા હોય,' અને દુર્જન પુરૂષો તેની હાંસી કરે છે કે કોઇ આપદા એવી નથી કે જે તે રાગી પુરૂષને ન ભોગવવી પડે. બુદ્ધિવાનને માટે તે યોગ્ય છે કે ચિત્તમાં મૃદુતા કરી

એકાંત હઠ છોડી વચનના ગુણદોષ જાણી લેવા, સર્પનું બીલ જાણ્યા પછી કોણ બુદ્ધિવાન્ તેમાં હાથ ઘાલશે ? એમ એકાંતવાદીનું મોં સાપના બીલ સરખું જાણી બુદ્ધિવાને પક્ષપાત છોડી ન્યાયમાર્ગે ચાલવું.

પછી તે મનુભાઇ કુમતિનું મુખ જોતાં જોતાં રસોડા સામું જોયું તો સુના ઘર સરખું માલમ પડયું. પછી કુમતિને કહેવા લાગ્યો: "હે પ્રિયા ! મને ઉતાવળું ભોજન આપ" ત્યારે જમના દૂત સરખી આંખો કરી બોલી: 'હે દુષ્ટ ! તારા કુલક્રમ પ્રમાણે મોટી સ્ત્રીને ત્યાં ભોજન કર." એવા કુમતિના શબ્દો સાંભળી તે મુંગો થઇ ગયો. દુર્નિવાર સંતાપ ભોગવવા લાગ્યો, એવામાં સુમતિનો છોકરો આવ્યો અને પ્રાર્થના પૂર્વક બોલ્યો: "હે પિતાજી ! ઘેર પધારી ભોજન કરો. એવું સાંભળતા છતાં પણ ચિંતાતુર બેસી રહ્યો. એટલે કુમતિ ક્રોધ સહિત બોલી: "આ તમે શું પાખંડ માંડયું છે. તમારી વહાલી સ્ત્રીને ત્યાં જઇ કેમ ભોજન કરતાં નથી." તેવા કુમતિના વચન સાંભળી તે મનુભાઇ સુમતિને ત્યાં જમવા ગયો, ત્યાં પહોંચતાંજ સુમતિએ પરમ-સ્નેહ સાથે નિર્મળ હૃદય વડે, કોમળ ઉત્તમ આસન આપ્યું, અને પતિની નિકટ અનેક પાત્ર મૂકી સરસ સ્વાદિષ્ટ રસિલા ભોજન પીરસ્યાં, પરંતુ નિર્મળ શુદ્ધ જીનવાણી જેમ કદાગ્રહીને રૂચતી નથી તેમ તેને સુમતિના પીરસેલા ભોજન સર્વે અસ્વાદિષ્ટ લાગ્યા. તેણે એવું માની લીધું કે આ જે જે કરે છે તે સર્વ મને અનિષ્ટ છે એવા વિચારથી તે ભોજન રૂચ્યા નહિ. કામરૂપી અંધકારથી આચ્છાદિત થયેલા મનુ-ભાઇએ ચિંતવ્યું કે ચંદ્રમાની મૂર્તિ સમી સુંદર સ્વરૂપવાળી કુમતિ કેમ મારા પર ક્રોધીત થઇ ? મારા તરફ દ્રષ્ટિ પણ કરતી નથી. નિશ્ચય મેં એની વિરૂદ્ધ કાંઇક કર્યું હશે. એની ચિંતાથી જમ્યા વિના ઉભો

થયો તે દેખી સર્વ કુટુંબીઓએ કહ્યું કે અહીંઆ સર્વે મનોહર ભોજન છે. તે તમને શું સારા લાગતા નથી ? ત્યારે તે બોલ્યો 'મને એક પણ પ્રસન્ન નથી, મને કુમતિ પાસેથી કંઈ પણ ભોજન આણી પીરસો તો હું પ્રસન્ન થાઉં.' એવા પતિના વચન સાંભળી સુમતિ તરતજ ઉઠી કુમતિ પાસે જઇ અને કહ્યું કે, 'સ્વામી માટે સરસ રૂચે તેવું ભોજન આપો.' કુમતિ બોલી: 'આજે તારે ત્યાં ભોજન કરવાનું હતું તેથી મેં કાંઇ બનાવ્યું નથી. જો તે રક્ત બુદ્ધિ મારૂં આપેલું ગોબર (છાણુ) ખાઇ લેશે તો મારા સમસ્ત દૂષણ પણ સહન કરી લેશે.' એમ કહી પાતળું ગોબર લાવી મસાલાથી વધારી કહ્યું કે 'હે સુમતિ ! લે આ શાક લઇ જઇ સ્વામીને પીરસ.'

સુમતિએ જઇને તે ગોબર મનુભાઈને પીરસ્યું કે તરતજ સર્વે સુંદર ભોજન છોડી વારંવાર બહુ પ્રશંસા કરતો ભુંડની માફક તે ભોજન જમી પ્રસન્ન થયો.

આચાર્ય કહે છે કે દ્રષ્ટિ રાગ વડે જેની સુદ્રષ્ટિ મુદ્રિત થઇ છે તે અધર્મને ધર્મ, કુગુરૂને સુગુરૂ, દુરાચરણને સદાચરણ, દુઃખને સુખ, કુમાર્ગને સુમાર્ગ માની લે છે, તો બિચારો મનુભાઇ ગોબરને સરસ ભોજન માની લે એમાં શું આશ્ચર્ય ? જેનું ચિત્ત દ્રષ્ટિરાગ, કદાગ્રહ, જુઠી હઠરૂપી વજ્રમય કોટથી વિંટાએલું છે તેના ચિત્તમાં સદ્બોધનો પ્રવેશ કેમ થાય. જેમ અગ્નિમાં કમળ નીપજે નહિ. તપેલા લોહ ઉપર પડેલું મેઘ બિંદુ તરત નાશ પામે તેમ સદ્ગુરૂના મુખ કમળથી ઉપજેલા અમૃતમય જીનવચન કદાગ્રહીના ચિત્તમાં બીલકુલ અસર કરી શકતા નથી. પુર આવતાં નદીના તીરે કોમળ છોડ

ટકી શકતા નથી તેમ કદાગ્રહીના ચિત્તમાં સદ્બોધ ટકતો નથી અને હંમેશા કુતર્કરૂપી ક્રિડાઓ તેના ચિત્તને કલુશિત કરે છે અને સદ્બોધના બીજને ખાઇ જાય છે. સદ્બોધની વૃદ્ધિ કેમ થાય અને સમ સુખની પ્રાપ્તિ કેમ કરી શકાય ? જેમ ઘુવડને સૂર્યનું દર્શન થાય નહિ તેમ સદ્ગુરૂનો ઉપદેશ કદાગ્રહીને કદી લાગતો નથી. સામાયિક, પૌષધવ્રત, પચ્ચખાણુ, ચૌવિહાર, પ્રતિક્રમણુ રૂપી ઉત્તમ ભોજન છોડીને સિદ્ધાંત વચનથી અવળા મુખવાળાઓ કુગુરૂથી ભ્રમિત થયેલી શુદ્ધ ક્રિયાને ઓળખતા નથી તેમ કદાગ્રહીને સમસુત્ત નજરે પડે નહિ. એવા કદાગ્રહીનો સંસર્ગ પણ વર્જનીય છે.

સદ્ગુરૂનો ઉપદેશ સાંભળી વીતરાગની આજ્ઞા પ્રમાણે વર્તનાર શુદ્ધ ક્રિયા રૂપ ધન મેળવી સુમત્તિને સ્વાધીન થઈ રાજ, માન વિગેરે પ્રખ્યાતિ મેળવે છે તેમજ કુગુરૂ દર્શનભ્રષ્ટ, શુદ્ધ ધર્મ ક્રિયાથી વમાએલાના અંગ થકી સુમતિને પરહરી કુમતિને ગ્રહણ કરે છે તેથી પોતાનું જીનેશ્વર દેવની આજ્ઞા રૂપ ક્રિયા ધન ખોઇ દુઃખી થાય છે.

## ॥ सवैया इकतीसा ॥

कुंजरको देखि जैसे रोष करी भुसे श्वान ।
रोष करै निर्धन विलोकी धनवंतको ॥
रेनके जगैयाको विलोकी चोर रोष करै ।
मिथ्यामति रोष करै सुनत सिध्धांतके ॥
हंसको विलोकी जैसे काग मनि रोष करै ।
अभिमानी रोष करै देखत महंतको ॥

सुकविको देखि ज्यों कुकवि मन रोष करै ।
त्यौंही दुर्ज्जन रोष करै देखी संत को ॥

એનો અર્થ વ્યવહારમાં ખુલ્લો છે પણ નીચે પ્રમાણે ભાવથી અર્થ વિચારી લેવો, જેમ સંજમ ગુણે ગજ સમાન એવા મુનિરાજને દેખી કુતરા એટલે સૂત્રથી ઉલટું બકનારા કુતરાની પેઠે ભસનાર સમજવા. જ્ઞાનાદિક ધને ધનવાન સાધુ, શ્રાવક સમ્યકવંતને દેખીને જ્ઞાન દર્શનાદિક ધને રહિત એવા મિથ્યા દ્રષ્ટિઓ રોષ કરે છે. અમથાજ પોતે બળે છે. આત્મ સત્તા માંહે સચેત રહેલા દેખીને પરધન હરવાવાળા એટલે જ્ઞાન દર્શનાદિક આત્મ ધનને લુંટવાવાળા ચોર પોતાનો અર્થ નહિ થવાથી રોષ કરે છે, ધન કુટુંબ શરીર વિગેરેમાં મમત્વ કરાવનારો પોતાના કલ્પિત હઠ કદાગ્રહને નહિ છોડનારો જિનેશ્વરના સિદ્ધાંત સાંભળીને રોષ કરે છે કે જે કોઈ જીવ પરિણામ પુદ્ગલ પરિણામનું ભેદ જ્ઞાને વહેંચણ કરી હંસ પેઠે સ્વગુણ પ્રજાયરૂપ મુક્તાફલ ચુગનાર આનંદ લેનાર એવા જિન આણાયુક્ત સ્વપર વિવેકી પુરૂષને દેખી મૃતક પદાર્થ માંસ વિષ્ટામાં મગ્ન રહેનારો જગત જીવની એઠ ચાખનારો કાગડો રોષ કરે છે. અભિમાની એટલે સાધ્ય શૂન્ય વચન નિરપેક્ષ ક્રિયાના અભિમાની, આડંબરી સમતા ગુણે ઉદાસીન, ગુણે ભરેલા મહંતને દેખીને રોષ કરે છે. સુકવિ એટલે આત્માના જ્ઞાનાદિ ગુણો, મિથ્યાત્વ, અજ્ઞાત, રાગ પ્રમાદાદિકે દબાયેલા–હણાયેલા જેથી પ્રગટ થાય એવા વચનો તરેહવાર છંદોથી સ્વસમયને વર્ણવે છે, એવા ભવિ જીવોને ધર્મ હેતુ કરનારા એવા શાસનના પ્રભાવક, સુકવિ ઉપર કુકવિ કે જેના વચનમાં અસત્યં વખાણુ છે અને આરંભ પરિગ્રહમાં ધર્મ માને છે અને કહે છે કે ચક્રવર્તીનો બાગ તે પ્રભુને ફુલ ચઢાવવા

ત્રાટેજ છે એમ કહી પાપશાસ્ત્રને પોષણ આપે છે, ઇત્યાદિ વિપરીતતા જીવો જેથી પામે એવા શૃંગારાદિ રસના ગ્રંથ બાંધનારા કુકવિ તે ઉપર પ્રમાણેના સુકવિને જોઇને રોષ કરે છે, વિકથા તે વિના કારણે આત્માને ભવભ્રમણ કરાવનારી છે, એમ જાણી હે ચેતન? તારે સ્વપ્નામાં પણ વિકથામાં પડવું નહિ.

જેમ મનુભાઇએ કુમતિને વશ થવાથી સુમતિને પરહરી લક્ષ્મી હારીને નિર્ધન થયો તેમ જે આત્મા સુમતિ રુપી સિદ્ધાંત વાણીને પરહરી કુમતિ રૂપી ગ્રંથો (પાપ સૂત્રો) અંગીકાર કરશે તે આ ભવ અને પરભવમાં રખડશે. જેમ હાથીનું ખાધેલું કોઠું તે અસાર છે તેમ પ્રભુના પરૂપેલાં સિદ્ધાંત વિના ગ્રંથોની વાણી અસાર છે. જેમ પતંગના રંગની પેરે તે વાણીનો રંગ સિદ્ધાંત આજ્ઞા રહિત ભ્રષ્ટ થતાં વાર લાગતી નથી. વળી મૃગ તૃષ્ણા જળની પેરે સાચું દેખાય પણ તૃષા ન ભાંગે તેમ સિદ્ધાંત રહિત વાણીથી પરમાનંદ અમૃતની તૃષા ન ભાંગે. વિનય વિનાના રૂપની પેઠે એટલે પુરૂષ ઘણો રૂપવંત હોય પણ વિનય વિના શોભા ન પામે, વળી ભાદરવા મહિનામાં વાદળાંનો તરેહ તરેહ વાર રાતો પીળો સંધ્યાનો રંગ થાય છે. તે ક્ષણિકમાં નાશ થઇ જાય તેમ. જેમ વિજળીનો ઝબકારો ન રહે તેમ છદ્મસ્થની વાણી સ્થિર રહેતી નથી. નયન વિના સારૂં મુખ, લવણ વિનાની રસોઇ, નીતિ વિનાનું રાજ્ય, અને પ્રેમ વિનાનો સંબંધ જેમ અસાર છે, તેમ સિદ્ધાંત વાણી સિવાય સર્વ અસાર છે. લક્ષ્મી વિના સુખ ન હોય એટલે જેમ ધન ધાન્યાદિ લક્ષ્મી વિના સાંસારિક સુખ ન હોય તેમ આજ્ઞારૂપ લક્ષ્મી વિના જીવ ધર્મ કરે પણ મોક્ષ સુખ ન પામે. ધ્યાન, સમાધિ, દઢાસન, ઉંધે મસ્તકે તપ કરો, મઠ–આશ્રમો–મંદીરો

બાંધી, સ્વ ઇચ્છાએ જગતને ઉપદેશ આપી, જગતને ભોળવી ક્રિયા રહિત ધર્મ બતાવવો તેમાં મોક્ષ નથી, પરંતુ ઉપરની માફક શૂન્ય છે. એકડાના અંક વિના જેમ હજારો મીંડા સંખ્યાને પામે નહિ તેમ જિન આજ્ઞા રહિત અનુષ્ઠાન વાંછીત ફળને આપે નહિ. અનુષ્ઠાન તો દુનિયાને દેખાડવાના કે પોતાના પોષણના ફળ આપે પણ વાંછીત ફળની પ્રાપ્તિ જીન આજ્ઞા સહિતની ક્રિયાથી બને. એકડાના અંક સરખી જીન વીતરાગની આજ્ઞા અને શૂન્ય મીંડા સમાન ધ્યાન સમાધિ પંચ ધૂનિ તપ, ઉંધે મસ્તકે ધ્યાન કરવું, પ્રાણાયમ કરવાં, જૈન ધર્મથી જુદા રહી પોતાની સ્વઇચ્છાએ જગતને ધર્મ પરૂપવો તે એક દમડી માત્ર મૂલ્ય ન પામે. જો કોઇ પુરૂષ સિદ્ધાંતને નહિ માનનારા પોતાના પોષણને માટે ત્રણે કાળ ધ્યાન કરે, વ્યાખ્યાન કરે પણ સિદ્ધાંત સિવાય અનુષ્ટાન અશુદ્ધ જાણવું. દર્શન તે ધર્મનું મૂળ છે, અને જે પરમેશ્વરની આણા અંગીકાર કરે છે, તે સમકિતવંત ગુરૂ વંદનિક જાણવા અને પરમેશ્વરની આણાને જે આદરતાં-ગણકારતાં નથી, સ્વઇચ્છાએ સ્વછંદપણે ચાલે છે, માર્ગ ચલાવે છે, તે વાંદવા લાયક અથવા સંગ-પરિચય કરવા લાયક નથી. તેની સાથે આલાપ સલાપ કરતાં પણ પાપ લાગે માટે આણા (આજ્ઞા) રહિત ભાવ શૂન્ય ક્રિયા કરવાવાળા તથા કરાવવાવાળા સમકિત રહિત, સાધ્ય નિરપેક્ષ ધામધુમ ચલાવનાર એવા અગીતાર્થ, માર્ગને લોપનાર ઉન્માર્ગની દેશના દેનાર મત કદાગ્રહધારી ગીતાર્થના દ્વેષીથી દૂર રહેવું. તેઓ સાથે આલાપ, સલાપ અને સંગ પરિચય કરતાં પાપ લાગે તો પછી વાંદવું, નમવું અને આહારાદિકનું લેવું દેવું તે તો કેમ જ કરાય ?

गाथा–सुहसीलाओ सच्छं–दचारिणो वेरिणो सिवपहस्स ।
आणाभठाओ बहु–जणाओ मा भणह संघुत्ति ॥

## ગૌતમ સ્વામી પ્રત્યે શ્રી વીર ભગવંત કહે છે—

સુખશીલીયા અર્થાત્ સુખને વિશે સ્થાપન કર્યો છે આત્મા જેણે એવાં, અને સ્વચ્છંદાચારી અર્થાત્ સ્વેચ્છા મુજબ વર્તવાવાળા તથા શીવ માર્ગ એટલે મોક્ષ માર્ગ તેના વૈરી તેમજ જિનાજ્ઞા થકી ભ્રષ્ટ એવા ઘણાં લોકો હોય તોપણ તેને સંઘ એમ ન કહીશ.

गाथा–एगो साहू एगा, य साहुणी सावओवि सड्ढी वा ।
आणाजुत्तो संघो, सेसो पुण अठी संघाओ ॥

એક સાધુ, એક સાધ્વી, એક શ્રાવક, એક શ્રાવિકા (આ ચાર ભેદે કરીને સંઘ કહેવાય છે). તેમાં જે જીન આજ્ઞાએ કરીને સાધુના પંચ મહાવ્રત, શ્રાવકના બાર વ્રત, નિત્ય સામાયિક અને પોષા સંવર કરનાર એવી કરણી યુક્ત હોય તેને સંઘ કહેવો. બાકીનાને હાડકાનો સમુહ કહેવો.

गाथा–अमराण वंदियाणं, रूवं दठुण जेसिं मण तावो ।
सो संतावो तेसिं, भवे भवे हो ऊणंत गुणो ॥

દેવને પણ વાંદવાયોગ્ય મૂહપતિ, રજોહરણ, પાત્રા, ગુચ્છો વિગેરે જીનરાજની આજ્ઞા પ્રમાણે લીંગને (વેષ) ધારણ કરનાર એવાં સાધુ મુનીરાજને જોઇને જેનાં મનમાં સંતાપ થાય તે સંતાપથી ભવો ભવે અનંતગુણા સંતાપને પામે. કેમકે જેણે જીનેશ્વરની આણા, સન્માન કરનાર ઉપર મત્સરભાવ ધર્યો તેણે જીન આજ્ઞા ઉપર મત્સરભાવ ધર્યો એમ જાણવું.

## આત્માને ક્રિયાની જરૂર.

હવે કેટલાએક સુખશીલીઆ જીવો ઇંદ્રિય સુખને આધિન થઇ ચારિત્ર રત્નને દૂષિત કરે છે. અપવાદને ધર્મ સમજી સામાયિક પ્રતિક્રમણ, પ્રતિલેખનાદિ ક્રિયામાં શીથીલ થઇ લોકો આગળ લવારો શરૂ કરે છે કે તુચ્છ ક્રિયામાં શું પડયું છે ? સર્વોત્તમ તો જ્ઞાનયોગ છે. જ્ઞાન સૂર્ય સમાન છે, ક્રિયા તો આગિયા જીવ જેવી છે. હંમેશા સામાયિક, પ્રતિક્રમણ, પ્રતિલેખનાદિ ક્રિયા કરનાર કપટ કરે છે: અમને તેમ કરતાં આવડતું નથી: અશુદ્ધ ક્રિયા કરવાથી ભવ પરંપરા વધે છે. તેવી ક્રિયા ભવનું કારણ છે. આવી કુયુક્તિઓ બતાવી ભદ્રિક જીવોને ભ્રમિત કરી લોકપુજાના ચાહનારને ખરેખર બહુલ સંસારી ગણીએ તો કંઇ વાંધો નથી, નવાઇ જેવું છે કે જીવો પોતાના દુષણને સમજી શકતા નથી.

દુષણને ભુષણ રૂપ સમજનાર જીવ પ્રથમ ગુણ સ્થાનકે રહે છે એમ કહેવામાં પણ કાંઇ આશ્ચર્ય જેવું નથી. જીવોએ આ સંસારરૂપ વિશાળ મંડપની અંદર અનેક પ્રકારના વેષો ધારણ કર્યા છે, પરંતુ ફક્ત એક શુદ્ધોપદેશક વેષ પહેરેલો નથી. જો તે વેષ પહેરવામાં આવે તો મુક્તિ નગરમાં જવા માટે વીતરાગ દેવ પ્રરૂપિત તત્ત્વમાં રૂચિરૂપ ટીકીટ મુદ્રામુદ્રિત મળે, જેથી કાંઇપણુ રોકટોક થાયજ નહિ. આ જગતમાં જીવો ભિન્ન ભિન્ન રૂચિવાળા છે. કોઇ જ્ઞાનરંગી તો કોઇ ક્રિયા કુશળ, કોઈ ધ્યાન મગ્ન તો કોઇ તપસ્વી, ભજનાનન્દી તો કોઈ શાસનપ્રેમી—વિગેરે વિગેરે ગુણોમાં અનુરાગવાળા હોય છે, પરંતુ તેઓએ બીજા બીજા ગુણોને નીંદી એક ગુણથી એકાંત રીતે પુષ્ટિ કરવી જોઇએ નહિ. પૂર્વોક્ત તમામ મુક્તિના સાધનો છે. દાખલા

માટેજ છે એમ કહી પાપશાસ્ત્રને પોષણ આપે છે, ઇત્યાદિ વિપરીતતા જીવો જેથી પામે એવા શૃંગારાદિ રસના ગ્રંથબાંધનારા કુકવિ તેઉપર પ્રમાણેના સુકવિને જોઇને રોષ કરે છે, વિકથા તેવિના કારણે આત્માને ભવભ્રમણ કરાવનારી છે, એમ જાણી હે ચેતન? તારે સ્વપ્નામાં પણ વિકથામાં પડવું નહિ.

જેમ મનુભાઈએ કુમતિને વશ થવાથી સુમતિને પરહરી લક્ષ્મી હારીને નિર્ધન થયો તેમ જે આત્મા સુમતિ રુપી સિદ્ધાંત વાણીને પરહરી કુમતિ રૂપી ગ્રંથો (પાપ સૂત્રો) અંગીકાર કરશે તે આ ભવ અને પરભવમાં રખડશે. જેમ હાથીનું ખાધેલું કોઠું તે અસાર છે તેમ પ્રભુના પરૂપેલાં સિદ્ધાંત વિના ગ્રંથોની વાણી અસાર છે. જેમ પતંગના રંગની પેરે તે વાણીનો રંગ સિદ્ધાંત આજ્ઞા રહિત ભ્રષ્ટ થતાં વાર લાગતી નથી. વળી મૃગ તૃષ્ણા જળની પેરે સાચું દેખાય પણ તૃષા ન ભાંગે તેમ સિદ્ધાંત રહિત વાણીથી પરમાનંદ અમૃતની તૃષા ન ભાંગે. વિનય વિનાના રૂપની પેઠે એટલે પુરૂષ ઘણો રૂપવંત હોય પણ વિનય વિના શોભા ન પામે, વળી ભાદરવા મહિનામાં વાદળાનો તરેહ તરેહ વાર રાતો પીળો સંધ્યાનો રંગ થાય છે. તે ક્ષણિકમાં નાશ થઇ જાય તેમ. જેમ વિજળીનો ઝબકારો ન રહે તેમ છદ્મસ્થની વાણી સ્થિર રહેતી નથી. નયન વિના સારૂં મુખ, લવણ વિનાની રસોઇ, નીતિ વિનાનું રાજ્ય, અને પ્રેમ વિનાનો સંબંધ જેમ અસાર છે, તેમ સિદ્ધાંત વાણી સિવાય સર્વ અસાર છે. લક્ષ્મી વિના સુખ ન હોય એટલે જેમ ધન ધાન્યાદિ લક્ષ્મી વિના સાંસારિક સુખ ન હોય તેમ આજ્ઞારૂપ લક્ષ્મી વિના જીવ ધર્મ કરે પણ મોક્ષ સુખ ન પામે. ધ્યાન, સમાધિ, દઢાસન, ઉંધે મસ્તકે તપ કરવો, મઠ—આશ્રમો—મંદીરો

બાંધી, સ્વ ઇચ્છાએ જગતને ઉપદેશ આપી, જગતને ભોળવી ક્રિયા રહિત ધર્મ બતાવવો તેમાં મોક્ષ નથી, પરંતુ ઉપરની માફક શૂન્ય છે. એકડાના અંક વિના જેમ હજારો મીંડા સંખ્યાને પામે નહિ તેમ જિન આજ્ઞા રહિત અનુષ્ઠાન વાંછીત ફળને આપે નહિ. અનુષ્ઠાન તો દુનિયાને દેખાડવાના કે પોતાના પોષણના ફળ આપે પણ વાંછીત ફળની પ્રાપ્તિ જીન આજ્ઞા સહિતની ક્રિયાથી બને. એકડાના અંક સરખી જીન વીતરાગની આજ્ઞા અને શૂન્ય મીંડા સમાન ધ્યાન સમાધિ પંચ ધૂનિ તપ, ઉંધે મસ્તકે ધ્યાન કરવું, પ્રાણાયમ કરવાં, જૈન ધર્મથી જુદા રહી પોતાની સ્વઇચ્છાએ જગતને ધર્મ પરૂપવો તે એક દમડી માત્ર મૂલ્ય ન પામે. જો કોઇ પુરૂષ સિદ્ધાંતને નહિ માનનારા પોતાના પોષણને માટે ત્રણે કાળ ધ્યાન કરે, વ્યાખ્યાન કરે પણ સિદ્ધાંત સિવાય અનુષ્ટાન અશુદ્ધ જાણવું. દર્શન તે ધર્મનું મૂળ છે, અને જે પરમેશ્વરની આણા અંગીકાર કરે છે, તે સમકિતવંત ગુરૂ વંદનિક જાણવા અને પરમેશ્વરની આણાને જે આદરતાં–ગણકારતાં નથી, સ્વઇચ્છાએ સ્વછંદપણે ચાલે છે, માર્ગ ચલાવે છે, તે વાંદવા લાયક અથવા સંગ–પરિચય કરવા લાયક નથી. તેની સાથે આલાપ સલાપ કરતાં પણ પાપ લાગે માટે આણા (આજ્ઞા) રહિત ભાવ શૂન્ય ક્રિયા કરવાવાળા તથા કરાવવાવાળા સમકિત રહિત, સાધ્ય નિરપેક્ષ ધામધુમ ચલાવનાર એવા અગીતાર્થ, માર્ગને લોપનાર ઉન્માર્ગની દેશના દેનાર મત કદાગ્રહધારી ગીતાર્થના દ્વેષીથી દૂર રહેવું. તેઓ સાથે આલાપ, સલાપ અને સંગ પરિચય કરતાં પાપ લાગે તો પછી વાંદવું, નમવું અને આહારાદિકનું લેવું દેવું તે તો કેમ જ કરાય ?

गाथा–सुहसीलाओ सच्छं–दचारिणो वेरिणो सिवपहस्स ।
आणाभठाओ बहु–जणाओ मा भणह संघुत्ति ॥

ગૌતમ સ્વામી પ્રત્યે શ્રી વીર ભગવંત કહે છે—

સુખશીલીયા અર્થાત્ સુખને વિશે સ્થાપન કર્યો છે આત્મા જેણે એવાં, અને સ્વચ્છંદાચારી અર્થાત્ સ્વેચ્છા મુજબ વર્તવાવાળા તથા શીવ માર્ગ એટલે મોક્ષ માર્ગ તેના વૈરી તેમજ જિનાજ્ઞા થકી ભ્રષ્ટ એવા ઘણાં લોકો હોય તોપણુ તેને સંઘ એમ ન કહીશ.

गाथा–एगो साहू एगा, य साहुणी सावओवि सड्ढी वा ।
आणाजुत्तो संघो, सेसो पुण अठी संघाओ ॥

એક સાધુ, એક સાધ્વી, એક શ્રાવક, એક શ્રાવિકા (આ ચાર ભેદે કરીને સંઘ કહેવાય છે). તેમાં જે જીન આજ્ઞાએ કરીને સાધુના પંચ મહાવ્રત, શ્રાવકના બાર વ્રત, નિત્ય સામાયિક અને પોષા સંવર કરનાર એવી કરણી યુક્ત હોય તેને સંઘ કહેવો. બાકીનાને હાડકાનો સમુહ કહેવો.

गाथा–अमराण वंदियाणं, रूवं दठुण जेसिं मण तावो ।
सो संतावो तेसिं, भवे भवे हो ऊणंत गुणो ॥

દેવને પણ વાંદવાયોગ્ય મૂહપતિ, રજોહરણ, પાત્રા, ગુચ્છો વિગેરે જીનરાજની આજ્ઞા પ્રમાણે લીંગને (વેષ) ધારણ કરનાર એવાં સાધુ મુનીરાજને જોઇને જેનાં મનમાં સંતાપ થાય તે સંતાપથી ભવો ભવે અનંતગુણા સંતાપને પામે. કેમકે જેણે જીનેશ્વરની આણા, સન્માન કરનાર ઉપર મત્સરભાવ ધર્યો તેણે જીન આજ્ઞા ઉપર મત્સરભાવ ધર્યો એમ જાણવું.

## આત્માને ક્રિયાની જરૂર.

હવે કેટલાએક સુખશીલીયા જીવો ઈંદ્રિય સુખને આધિન થઇ ચારિત્ર રત્નને દૂષિત કરે છે. અપવાદને ધર્મ સમજી સામાયિક પ્રતિક્રમણ, પ્રતિલેખનાદિ ક્રિયામાં શીથીલ થઇ લોકો આગળ લવારો શરૂ કરે છે કે તુચ્છ ક્રિયામાં શું પડયું છે ? સર્વોત્તમ તો જ્ઞાનયોગ છે. જ્ઞાન સૂર્ય સમાન છે, ક્રિયા તો આગિયા જીવ જેવી છે. હંમેશા સામાયિક, પ્રતિક્રમણ, પ્રતિલેખનાદિ ક્રિયા કરનાર કપટ કરે છે: અમને તેમ કરતાં આવડતું નથી. અશુદ્ધ ક્રિયા કરવાથી ભવ પરંપરા વધે છે. તેવી ક્રિયા ભવનું કારણ છે. આવી કુયુક્તિઓ બતાવી ભદ્રિક જીવોને ભ્રમિત કરી લોકપુજાના ચાહનારને ખરેખર બહુલ સંસારી ગણીએ તો કંઈ વાંધો નથી, નવાઈ જેવું છે કે જીવો પોતાના દુષણને સમજી શકતા નથી.

દૂષણને ભુષણ રૂપ સમજનાર જીવ પ્રથમ ગુણ સ્થાનકે રહે છે એમ કહેવામાં પણ કાંઇ આશ્ચર્ય જેવું નથી. જીવોએ આ સંસારરૂપ વિશાળ મંડપની અંદર અનેક પ્રકારના વેષો ધારણ કર્યા છે, પરંતુ ફક્ત એક શુદ્ધોપદેશક વેષ પહેરેલો નથી. જો તે વેષ પહેરવામાં આવે તો મુક્તિ નગરમાં જવા માટે વીતરાગ દેવ પ્રરૂપિત તત્ત્વમાં રૂચિરૂપ ટીકીટ મુદ્રામુદ્રિત મળે, જેથી કાંઇપણ રોકટોક થાયજ નહિ. આ જગતમાં જીવો ભિન્ન ભિન્ન રૂચિવાળા છે. કોઇ જ્ઞાનરંગી તો કોઇ ક્રિયા કુશળ, કોઈ ધ્યાન મગ્ન તો કોઇ તપસ્વી, ભજનાનન્દી તો કોઈ શાસનપ્રેમી—વિગેરે વિગેરે ગુણોમાં અનુરાગવાળા હોય છે, પરંતુ તેઓએ બીજા બીજા ગુણોને નીંદી એક ગુણથી એકાંત રીતે પુષ્ટિ કરવી જોઇએ નહિ. પૂર્વોક્ત તમામ મુક્તિના સાંધનો છે. દાખલા

તરીકે, સંસારમાં જેમ જીવમાત્રનું લક્ષ્યબિંદુ પૈસા ઉપાર્જન કરવાનું છે, પરંતુ તેના સાધનો અનેક હોઇને ગમે તે માર્ગે દ્રવ્ય સિદ્ધિ કરવાની છે, તેજ પ્રમાણે ભવ્ય જીવોએ પણ મુક્તિની પ્રાપ્તિ હરકોઈ પ્રકારથી કરવાની છે. જ્ઞાનથી, ધ્યાનથી અથવા તો ક્રિયાથી કે તપોબળથી મુક્તિ નગરીમાં પહોંચવાનું છે. તેટલા માટે શ્રી વીતરાગ ભગવાનની આજ્ઞારૂપ દોરીને હાથમાં રાખવી કે જેથી કરીને તમામ વસ્તુને બાંધી શકાય.

દ્રવ્ય ક્રિયા પણ આત્માનું કલ્યાણ કરનાર છે, પ્રથમ દ્રવ્ય પછી ભાવ, દ્રવ્ય હોય તોજ ભાવ પ્રાપ્ત થાય છે. જેમ એક ગૃહસ્થે ઘરમાં માલ (દ્રવ્ય) ભર્યો હોય તો તેનો ભાવ મળશે અને લાભ ઉપાર્જન કરશે, પરંતુ જ્યાં દ્રવ્ય ન હોય (ખાલી ઘીના બારદાન હોય તેનું મૂલ્ય ક્યાંથી આવે) તેમ તથા રૂના વેપારવાળાને ખાલી ખોજો હોય તેનો ભાવ શું કામનો ? માટે જ્યાં દ્રવ્ય છે ત્યાં ભાવ રહ્યો છે એમ સમજી દરેક મનુષ્યોએ દ્રવ્ય થકી અવશ્યમેવ ક્રિયા કરવી તો તેને પણ કોઈ વખતે ભાવ આવશે અને લાભની પ્રાપ્તી થશે. જ્ઞાન જ્ઞાન કરી કાંઈ આત્માનું કલ્યાણ ન થાય પરંતુ જ્ઞાન અને ક્રિયા બન્ને હોય તોજ ભવ રાશી કાપે. દ્રવ્ય ક્રિયાનું લક્ષણ હિંસા વિષયાદિ અશુભ કર્મ તજીને પંચ અનુવ્રત, શિક્ષાવ્રત, ગુણવ્રત, વિનય, વૈયાવચ્ચ અને જીવોની જનતા જ્ઞાન ધ્યાનાદિક આત્મ ગુણને પ્રગટ કરવા રૂપ શુભ કર્મ તે ક્રિયા જીનેશ્વરે કહી છે.

આ બાબત અમૂલ્ય ગાથાઓમાં કહ્યું છે કે,:—

**जयणा धम्म जणणी, जयणा धम्मस्स पालणी चेव ।**
**तव वुड्ढिकरी जयणा, एगंत सुहा वहा जयणा ॥**

**અર્થ**—જયણા (જતના) એ ધર્મને જન્મ આપનારી માતા છે. જયણા (જતના જીવોની) ધર્મનું પાલન કરનાર છે. જયણા તપની વૃદ્ધિ કરનારી છે. જયણા એકાંતે સુખનેજ આપનારી છે. માટે સામાયિક એ ખરેખર છકાયની જયણા છે.

**खंती सुहाण मुलं, मुलं धम्मस्स उत्तमा खंती ।**
**हरइ महाविज्जा इव, खंती दुरियाइ सव्वाइं ॥**

**અર્થ**—ક્ષમા સુખનું મુળ છે, ધર્મનું મુળ ઉત્તમ ક્ષમા છે. મહાવિદ્યા જેવી ક્ષમા સર્વ દુરિતને (પાપ) હરે છે.

## ज्ञान क्रियाभ्यां मोक्ष मार्गः

જ્ઞાન અને ક્રિયા વડે મોક્ષ માર્ગ મેળવી શકાય છે.

### अनुष्टुप.

**हय नाणं क्रियाहीणं, हया अन्नाणओ क्रिया ।**
**पासंतो पंगुलो दड्डो, धावमाणो अ अंधओ ॥**

**અર્થ**—ક્રિયા રહિત જે જ્ઞાન તે હણાયેલું છે અને જ્ઞાન રહિત ક્રિયા પણ હણાયેલી છે એટલે ક્રિયા ઉલટા ફળને આપનારી થાય છે. અર્થાત્ જ્ઞાનવડે હેય, ઉપાદેય જાણાય છે ક્રિયા વડે હેય ઉપાદેય કરાય છે. એકથી બને નહિ. જેમ પાંગળો અગ્નિ દેખતાં છતાં દાઝ્યો અને આંધળો દોડતાં છતાં દાઝ્યો તો જ્ઞાન વડે રાગ અને રાગના કારણુ વિષયાદિને હેય જાણી તજવાં અને જ્ઞાનાદિક નિજગુણુ અને દેવગુરૂની આજ્ઞા અને સન્માન ઉપાદેય જાણી આદરવું. દેશનો માર્ગ જાણતાં છતાં પણ ઉડાવવાની ક્રિયા કરે નહિ તો તે માર્ગનું

જાણવું નિષ્ફળ થયું અને માર્ગ જાણ્યા વગર ચાલ ચાલ કરે તો વિષમ અટવીમાં જઈ પડે માટે આંધળો અને પાંગળો બન્ને મળી વંછિત નગરે પહોંચે તેજ પ્રમાણે જ્ઞાન અને ક્રિયા બન્ને જ્યાં એકત્ર થાય ત્યાં નવ નિધિ અને મહા સિદ્ધિપૂર્વક મુક્તિ નગરીની પ્રાપ્તી થાય. જેમ ગાડી બન્ને પૈડાના સંજોગથી ચાલે છે તેમ જ્ઞાન અને ક્રિયાના સંજોગથી મુક્તિ નગરે પહોંચાય છે. ભાઇઓ ! કદાપિ એકાંત પક્ષમાં જવું નહિ. લોકપૂજા અને કીર્તિ માટે વાસ્તવિક કીર્તિનો નાશ નહિ કરવો જોઈએ જેટલું બને તેટલું ધર્મ ધ્યાન કરવું પરંતુ ફોગટ ડોળઘાલુ બનવું નહિ.

**संजोग सिद्ध अ, फलं वयंति, नहु एग चक्केण रहो पयाई ।**
**अंधो य पंगो य वणए समिच्चा, ते संपणठा नगरं पविठ्ठा ॥**

પંડિત પુરૂષો જ્ઞાન અને ક્રિયાના સંજોગથી સિદ્ધિ વડેજ મુક્તિરૂપ ફળની પ્રાપ્તિ કહે છે, કારણ કે એક પૈડે રથ ચાલતો નથી. દાખલા તરીકે—

એક મુહુરપુર નગર હતું. તેની બહાર એક ઘણા સુશોભિત ઝાડો, મંડપો અને વેલાઓથી ભરપુર ગીચ વન હતું. તે વનમાં ગીષ્મ ૠતુના સમયે ઘણા માણસો તે વનમાં હવા ખાવા આનંદ ક્રીડા કરવા જતા હતા. તેની અંદર આંધળા, પાંગળાં, લુલા, ઠુંઠા, ગરીબ, અનાથ, ભક્ત ભિખારી એવા પણ ત્યાં જઇને વસતાં હતાં. તેવામાં ત્યાં વાસડે વાસડા ઘસાઇ અગ્નિ પ્રગટ થયો અને તે વન ચારે બાજુથી બળવા લાગ્યું. તેમાંના બધા માણસો નાશભાગ કરવા લાગ્યા પણ આંધળો અને પાંગળો તેઓ બે રહી ગયા ને બૂમો પાડવા લાગ્યા કે અમને બહાર કાઢો,

પણ એવા બળતા અગ્નિમાં તેમને બચાવવા કોણ આવે ? તેવામાં પેલો આંધળો માણસ બોલવા લાગ્યો: " અરે આ બળતા વનમાં બીજું કોણ બોલે છે ? અરે ભાઈ ! કહેતો ખરો કે તું કોણ છું " ત્યારે તેને જવાબ મળ્યો કે, ભાઇ ! હું પાંગળો છું, પગ વગરનો છું. ત્યારે આંધળો બોલ્યો: તું અહીં કેવી રીતે આવી ચડયો ? પાંગળો જવાબ આપે છે કે, મને ખભે ઉપાડી અહીં લાવ્યા હતા, પરંતુ લાવનાર અગ્નિના ભયથી ક્યાં ચાલ્યા ગયા તેનું મને ભાન નથી. માટે કોઇ હવે મને કાઢો. અને તમે કોણ છો તે મને કહો. આંધળાએ કહ્યું: " ભાઈ ! હું આંધળો છું. પગદંડે હૈયાભર સૌની સાથે ચાલ્યો આવ્યો હતો પરંતુ બધા જતા રહ્યા પછી હવે હું ક્યાં જાઉં ? ક્યાંક અગ્નિમાં પડું તો શું થાય ?" પાંગળાએ જવાબ આપ્યો: " ભાઈ! હું જાણું છું, દેખું છું પણ મારે પગ નથી માટે હું કહું તેમ આ બાજુ ચાલ્યો આવ તો તારે ખભે બેસું " એટલે આંધળો તે શબ્દને અનુસરી પાંગળા પાસે આવ્યો અને પાંગળો આંધળાના ખભા ઉપર બેસી ગયો. આવી રીતે આંધળો અને પાંગળો વનમાં એકઠા મળીને નાઠા અને તે નગરમાં પેસી ગયા અને સુખી થયા. તેવીજ રીતે જ્ઞાન વડે જાણી ક્રિયા વડે પરભાવ તજાય છે અને સ્વભાવમાં સ્થિર થવાય છે.

**जहा खरो चंदण भारवाही, भारस्स भागी न हु चंदणस्स।**
**एवं खु नाणी चरणेण हीणो, भारस्स भागी न हु सुग्गईए ॥**

**અર્થ**—જેમ ચંદનનો ભાર વહેનાર ગધેડો ભારનો ભોગી છે પણ ચંદનની સુગંધનો ભોગી નથી તેમ જ્યોતિષ વૈદકાદિક શાસ્ત્રનો જાણનાર વ્યવહારથી જ્ઞાની કહેવાય છે. પણ તે સ્વભાવ આચરણ રૂપ ચારિત્રના [ ક્રિયાના ] આચરણ વિના માત્ર હું જ્ઞાની છું એવા

તરીકે, સંસારમાં જેમ જીવમાત્રનું લક્ષ્યબિંદુ પૈસા ઉપાર્જન કરવાનું છે, પરંતુ તેના સાધનો અનેક હોઇને ગમે તે માર્ગે દ્રવ્ય સિદ્ધિ કરવાની છે, તેજ પ્રમાણે ભવ્ય જીવોએ પણ મુક્તિની પ્રાપ્તિ હરકોઇ પ્રકારથી કરવાની છે. જ્ઞાનથી, ધ્યાનથી અથવા તો ક્રિયાથી કે તપોબળથી મુક્તિ નગરીમાં પહોંચવાનું છે. તેટલા માટે શ્રી વીતરાગ ભગવાનની આજ્ઞારૂપ દોરીને હાથમાં રાખવી કે જેથી કરીને તમામ વસ્તુને બાંધી શકાય.

દ્રવ્ય ક્રિયા પણ આત્માનું કલ્યાણ કરનાર છે, પ્રથમ દ્રવ્ય પછી ભાવ, દ્રવ્ય હોય તોજ ભાવ પ્રાપ્ત થાય છે. જેમ એક ગૃહસ્થે ઘરમાં માલ (દ્રવ્ય) ભર્યો હોય તો તેનો ભાવ મળશે અને લાભ ઉપાર્જન કરશે, પરંતુ જ્યાં દ્રવ્ય ન હોય (ખાલી ઘીના બારદાન હોય તેનું મૂલ્ય ક્યાંથી આવે) તેમ તથા રૂના વેપારવાળાને ખાલી ખોળો હોય તેનો ભાવ શું કામનો ? માટે જ્યાં દ્રવ્ય છે ત્યાં ભાવ રહ્યો છે એમ સમજી દરેક મનુષ્યોએ દ્રવ્ય થકી અવશ્યમેવ ક્રિયા કરવી તો તેને પણ કોઇ વખતે ભાવ આવશે અને લાભની પ્રાપ્તી થશે. જ્ઞાન જ્ઞાન કરી કાંઇ આત્માનું કલ્યાણ ન થાય પરંતુ જ્ઞાન અને ક્રિયા બન્ને હોય તોજ ભવ રાશી કાપે. દ્રવ્ય ક્રિયાનું લક્ષણ હિંસા વિષયાદિ અશુભ કર્મ તજીને પંચ અનુવ્રત, શિક્ષાવ્રત, ગુણવ્રત, વિનય, વૈયાવચ્ચ અને જીવોની જનતા જ્ઞાન ધ્યાનાદિક આત્મ ગુણને પ્રગટ કરવા રૂપ શુભ કર્મ તે ક્રિયા જીનેશ્વરે કહી છે.

આ બાબત અમુલ્ય ગાથાઓમાં કહ્યું છે કે,:—

**जयणा धम्म जणणी, जयणा धम्मस्स पालणी चेव ।**
**तव वुड्ढिकरी जयणा, एगंत सुहा वहा जयणा ।**

**અર્થ**—જયણા (જતના) એ ધર્મને જન્મ આપનારી માતા છે. જયણા (જતના જીવોની) ધર્મનું પાલન કરનાર છે. જયણા તપની વૃદ્ધિ કરનારી છે. જયણા એકાંતે સુખનેજ આપનારી છે. માટે સામાયિક એ ખરેખર છકાયની જયણા છે.

**खंती सुहाण मुलं, मुलं धम्मस्स उत्तमा खंती ।**
**हरइ महाविज्जा इव, खंती दुरियाइ सव्वाइं ॥**

**અર્થ**—ક્ષમા સુખનું મુળ છે, ધર્મનું મુળ ઉત્તમ ક્ષમા છે. મહાવિદ્યા જેવી ક્ષમા સર્વ દુરિતને (પાપ) હરે છે.

**ज्ञान क्रियाभ्यां मोक्ष मार्गः**

જ્ઞાન અને ક્રિયા વડે મોક્ષ માર્ગ મેળવી શકાય છે.

**अनुष्टुप.**

**हय नाणं क्रियाहीणं, हया अन्नाणओ क्रिया ।**
**पासंतो पंगुलो दड्ढो, धावमाणो अ अंधओ ॥**

**અર્થ**—ક્રિયા રહિત જે જ્ઞાન તે હણાયેલું છે અને જ્ઞાન રહિત ક્રિયા પણ હણાયેલી છે એટલે ક્રિયા ઉલટા ફળને આપનારી થાય છે. અર્થાત્ જ્ઞાનવડે હેય, ઉપાદેય જાણાય છે ક્રિયા વડે હેય ઉપાદેય કરાય છે. એકથી બને નહિ. જેમ પાંગલો અગ્નિ દેખતાં છતાં દાઝ્યો અને આંધળો દોડતાં છતાં દાઝ્યો તો જ્ઞાન વડે રાગ અને રાગના કારણ વિષયાદિને હેય જાણી તજવાં અને જ્ઞાનાદિક નિજગુણ અને દેવગુરૂની આજ્ઞા અને સન્માન ઉપાદેય જાણી આદરવું. દેશનો માર્ગ જાણતાં છતાં પણ ઉડાવવાની ક્રિયા કરે નહિ તો તે માર્ગનું

જાણવું નિષ્ફળ થયું અને માર્ગ જાણ્યા વગર ચાલ ચાલ કરે તો વિષમ અટવીમાં જઈ પડે માટે આંધળો અને પાંગળો બન્ને મળી વંછિત નગરે પહોંચે તેજ પ્રમાણે જ્ઞાન અને ક્રિયા બન્ને જ્યાં એકત્ર થાય ત્યાં નવ નિધિ અને મહા સિદ્ધિપૂર્વક મુક્તિ નગરીની પ્રાપ્તી થાય. જેમ ગાડી બન્ને પૈડાના સંજોગથી ચાલે છે તેમ જ્ઞાન અને ક્રિયાના સંજોગથી મુક્તિ નગરે પહોંચાય છે. ભાઇઓ! કદાપિ એકાંત પક્ષમાં જવું નહિ. લોકપૂજા અને કીર્તિ માટે વાસ્તવિક કીર્તિનો નાશ નહિ કરવો જોઈએ જેટલું બને તેટલું ધર્મ ધ્યાન કરવું પરંતુ ફોગટ ડોળઘાલું બનવું નહિ.

**संजोग सिद्ध अ, फलं वयंति, नहु एग चक्केण रहो पयाई।**
**अंधो य पंगो य वणए समिच्चा, ते संपणठा नगरं पविठ्ठा॥**

પંડિત પુરૂષો જ્ઞાન અને ક્રિયાંના સંજોગથી સિદ્ધિ વડેજ મુક્તિ-પ ફળની પ્રાપ્તિ કહે છે, કારણ કે એક પૈડે રથ ચાલતો નથી. દાખલા તરીકે—

એક મુહુરપુર નગર હતું. તેની બહાર એક ઘણા સુશોભિત ઝાડો, મંડપો અને વેલાઓથી ભરપુર ગીચ વન હતું. તે વનમાં ગીષ્મ ૠતુના સમયે ઘણા માણસો તે વનમાં હવા ખાવા આનંદ ક્રીડા કરવા જતા હતા. તેની અંદર આંધળા, પાંગળાં, લુલા, ઠુંઠા, ગરીબ, અનાથ, ભકત ભિખારી એવા પણ ત્યાં જઇને વસતાં હતાં. તેવામાં ત્યાં વાસડે વાસડા ઘસાઇ અગ્નિ પ્રગટ થયો અને તે વન ચારે બાજુથી બળવા લાગ્યું. તેમાંના બધા માણસો નાશભાગ કરવા લાગ્યા પણ આંધળો અને પાંગળો તેઓ બે રહી ગયા ને બૂમો પાડવા લાગ્યા કે અમને બહાર કાઢો,

પણ એવા બળતા અગ્નિમાં તેમને બચાવવા કોણ આવે ? તેવામાં પેલો આંધળો માણસ બોલવા લાગ્યો: " અરે આ બળતા વનમાં બીજું કોણ બોલે છે ? અરે ભાઈ ! કહેતો ખરો કે તું કોણ છું " ત્યારે તેને જવાબ મળ્યો કે, ભાઇ ! હું પાંગળો છું, પગ વગરનો છું. ત્યારે આંધળો બોલ્યો: તું અહીં કેવી રીતે આવી ચડયો ? પાંગળો જવાબ આપે છે કે, મને ખભે ઉપાડી અહીં લાવ્યા હતા, પરંતુ લાવનાર અગ્નિના ભયથી ક્યાં ચાલ્યા ગયા તેનું મને ભાન નથી. માટે કોઇ હવે મને કાઢો. અને તમે કોણ છો તે મને કહો. આંધળાએ કહ્યું: " ભાઈ ! હું આંધળો છું. પગડંડે હૈયાભર સૌની સાથે ચાલ્યો આવ્યો હતો પરંતુ બધા જતા રહ્યા પછી હવે હું ક્યાં જાઉં ? ક્યાંક અગ્નિમાં પડું તો શું થાય ?" પાંગળાએ જવાબ આપ્યો: " ભાઈ! હું જાણું છું, દેખું છું પણ મારે પગ નથી માટે હું કહું તેમ આ બાજુ ચાલ્યો આવ તો તારે ખભે બેસું " એટલે આંધળો તે શબ્દને અનુસરી પાંગળા પાસે આવ્યો અને પાંગળો આંધળાના ખભા ઉપર બેસી ગયો. આવી રીતે આંધળો અને પાંગળો વનમાં એકઠા મળીને નાઠા અને તે નગરમાં પેસી ગયા અને સુખી થયા. તેવીજ રીતે જ્ઞાન વડે જાણી ક્રિયા વડે પરભાવ તજાય છે અને સ્વભાવમાં સ્થિર થવાય છે.

**जहा खरो चंदण भारवाही, भारस्स भागी न हु चंदणस्स ।**
**एवं खु नाणी चरणेण हीणो, भारस्स भागी न हु सुग्गईए ॥**

અર્થ—જેમ ચંદનનો ભાર વહેનાર ગધેડો ભારનો ભોગી છે પણ ચંદનની સુગંધનો ભોગી નથી તેમ જ્યોતિષ વૈદકાદિક શાસ્ત્રનો જાણનાર વ્યવહારથી જ્ઞાની કહેવાય છે. પણ તે સ્વભાવ આચરણ રૂપ ચારિત્રના [ ક્રિયાના ] આચરણ વિના માત્ર હું જ્ઞાની છું એવા

અભિમાનના ભારને જ ઉપાડે છે પણ આત્મ સમભાવ આચરણના લાભને લઈ શકતો નથી એટલે ચારિત્ર વિના જ્ઞાન તે ચંદનના ભાર ઉપાડવા રૂપ છે પણ મુક્તિ રૂપી સુગતિનો દાતાર થાય નહિ.

## સામાયિક એ પહેલું ચારિત્ર તથા નવમું શિક્ષા વ્રત છે.

જે પુરૂષ વ્યવહાર તથા નિશ્ચયને વસ્તુ સ્વરૂપ દ્વારા યથાર્થ જાણીને કોઈ પણ નયની ઉપેક્ષા નહિ કરતાં માધ્યસ્થ ભાવે રહે છે તે શિષ્ય ઉપદેશના સંપૂર્ણ ફલને પામે છે. તેને જ અર્થની સિદ્ધિ થાય છે. પણ જે વ્યવહાર નિશ્ચયની અપેક્ષા વગરનો નિશ્ચયથી છુટે પડે છે તે વ્યવહાર નય નથી પણ નયાભાસ છે. વળી જેથી કાય પ્રગટ થતું નથી તે કારણ નથી. જિનેશ્વરના મતમાં કારણ કાર્યને સમયભેદ નથી. વળી જેમાંથી ભાવ પ્રગટ થતો નથી તે દ્રવ્ય નથી અને દ્રવ્ય સિવાય ભાવ નથી. જ્યાં દ્રવ્ય છે તેમાં ભાવ છે જ તેથ પ્રથમ દરેક આત્માને દ્રવ્ય સામાયિક કરવાની જરૂર છે. હવે સામાયિ કેવું છે ? તે વિષે કહે છે કે:

**મોહ મણિધર વિષમ વિષને, હરવા સુરમણિ સમ એ જાણે**
**જ્ઞાનાદિક ગુણ અખૂટ ખજાનો, રાખણ ચિત્રાવેલ પ્રધાન**
**સુરતરૂ સમ શિવ ફળનો દાયક, મિથ્યા તમ ટાળે સમભાણ**
**કામગવી પુણ કામ કુંભ સમ, કામિત પુરણ સુણ નિદાન**

અર્થાતઃ—સામાયિક એ મોહરૂપી મણિધરના આકરા વિષ નાશ કરવાને સુરમણિ સમાન છે, જ્ઞાનાદિ ગુણનો અખૂટ ખજા

રાખવાને ચિત્રાવેલ સમાન, મોક્ષરૂપ ફળ આપવાને કલ્પવૃક્ષ સમાન છે મિથ્યાત્વરૂપ અંધકારને ટાળવા ( નાશ કરવા ) સૂર્ય સમાન અને સિદ્ધિરૂપ કામના પૂર્ણ કરવાને કામધેનું સમાન છે અને અક્ષય સુખનું મૂળ છે.

**આતમ વીર્ય ક્ષીણુતા ટાળી, કરત લોહને કંચનવાન;**
**એહ રસાયન જાણે અનુભવી, જિમ રોહણગિરિ રયણની ખાણ.**

આત્મા અનાદિ કાળથી પર રૂચિરૂપ ખોટો આહાર ( મિથ્યાત્વાદિક ) સેવતાં હીનવીર્ય થયેલો તેને પરમ પુષ્ટ કરવાને સામાયિક એ રસાયણ સમાન છે. અને લોહરૂપ આત્મ સ્વભાવ મલિન થયેલો તે મલિનતા ટાળવાને માટે સામાયિક રસાયણ સમાન છે. એવા રસાયણ રૂપ સામાયિકને અનુભવી જ ( સમકિતી ) જાણે છે. વળી જેમ રોહણાચલ પર્વત રત્નની ખાણ છે તેમ સામાયિક જ્ઞાન દર્શન ચારિત્ર રૂપી રત્નની ખાણ છે.

સમસ્ત સાવદ્યયોગના પરિહારથી સામાયિક આશ્રિત જીવ શ્રાવક છતાં પણ સાધુ સમાન જાણવો, સામાયિક આદરે-કરે તેને ફળ મળે, કર્યા સિવાય એકલી ભાવનામાં કે અવ્રતપણે શૂન્યકાર બેસી રહેવામાં ફળ મળતું નથી.

**दोहिं ठाणेहिं अणगारे संपन्ने अणाइयं अणवदग्गं दीहमद्धं चाउरंतं संसार कंतारं विइवएज्जा तंजहा विज्जाए चेव चरणेणं चेव**

( ઠાણુંાગ સૂત્રઠાણું ૨ જું ઉદ્દેશો ૧ લો. )

વિદ્યા ( જ્ઞાન ) અને ચારિત્ર એવા બે સ્થાનક સંપન્ન સાધુ અનાદિ અનંત ચતુર્ગતિક સંસારનો અન્ત કરી મુક્તિ પ્રાપ્ત કરે છે. આથી એમ સિદ્ધ થાય છે કે જ્ઞાન અને ક્રિયાથી મોક્ષની પ્રાપ્તિ થાય છે. તે ઉપર ચિતારાની કથા જુઓ

# ચિતારાની કથા.

---

એક રિદ્ધિ સિદ્ધિથી ભરપુર ઘણું શોભાયમાન એવું વસંતપુર નામનું શહેર હતું. તેને વિષે નીતિ ન્યાયથી ભરપુર પ્રજાનું પ્રતિપાલન કરનાર, કદરદાન કુશળ એવો જીતશત્રુ નામનો રાજા રાજ્ય કરતો હતો. તે શહેરમાં કલાકુશળ મહાબુદ્ધિવાળો ભારમલ નામે એક ચિતારો રહેતો હતો, તેને બે પુત્રો હતા. એકનું નામ અજાક હતું અને બીજાનું નામ મજાક હતુ. આ બંન્ને પુત્રોને પોતાના પિતાશ્રીએ સંપૂર્ણ કળામાં નીપૂણ બનાવ્યા, ચિત્રકળામાં ઘણાં હોંશીયાર થયા પરંતુ તેમનો બાપ મરણ પામવાથી પુત્રો ધીમે ધીમે નિર્ધન થઈ ગયા તેથી બહુ જ દૂખી થવા લાગ્યા. તે વખતે તેમની માતાએ બંન્ને પુત્રોને કહ્યું ! હે પુત્રો ! તમે કળામાં ઘણા પારાંગત છો, પણ કળા કેળવ્યા સિવાય ( ઉદ્યમ કર્યા સિવાય ) આપણે કદી પણ ધનની પ્રાપ્તિ નહિ થાય. આપણું દારિદ્રપણું નહિ ફીટે, માટે જાવ ! અહીંનો આપણો રાજા ઘણો શાણો, ડાહ્યો છે, કદરદાન છે, તેની પાસે જશો ને તમારી કાર્યદક્ષતા કંઈ બતાવશો તો જરૂર તમારા ઉપર પ્રસન્ન થઈ તમને ઘણું દ્રવ્ય આપશે. ને તમારૂં દારિદ્ર નાશ પામશે.

આવા પોતાની માતાના વચનો સાંભળી, પોતાની માતાની આશીષ લઇ રાજ દરબારમાં ગયા. અને રાજાને પ્રણામ કરી ઉભા

રહ્યા ત્યારે રાજાએ પૂછયું ' તમે કોણ છો ! શા માટે આવ્યા છો ! ત્યારે તે બંન્ને ભાઈઓ બોલ્યા. ' હે રાજન્! અમે બારમલ ચિતારાના પુત્રો છીએ અમારા પિતાશ્રીએ અમોને ચિત્રકળામાં પ્રવીણ બનાવ્યા છે, અમારા પિતાશ્રીના મરણ પછી અમે કાંઇજ ઉદ્યમ નહિ કરવાથી અમારૂં ધન ખવાઈ ગયું છે ને અમે દારિદ્રપણું પામ્યા છીએ. મહેરબાની કરી આપ અમને કાંઈ કામ ફરમાવો તો અમે કામ કરી બતાવીએ.

આ વખતે રાજાએ તેઓને દુઃખી જાણી તેમને હુકમ કર્યો કે, આ મારા સુંદર મહેલની સામસામી બન્ને ભીંતોને તમો બંને ભાઇઓ સારા ચિત્રો વડે કરી શોભાવી આપો એક કલાક પછી હું આવીશ. તમારૂં કામ જોઇ તમને હું પૈસા આપીશ.

આવા ભૂપતિના વચન સાંભળી તે બંન્ને ભાઇઓ ભીંત પાસે ગયા અને તેમાંના અનકે પોતાની કળાકુશળતા વડે સારા ચિત્રો કર્યા. આંબા, કેળ, નારંગી, કેસરીસિંહ વાઘ, મૃગ, મોર, હંસ વિગેરેના અદ્-ભૂત ચિત્રો કાઢયા.

રાજા રાણી જોવા આવ્યા તો તે ચિત્રો જોઈ રાણી ખુશી થઇ આંબો સાચો છે એમ ધારી પોતાનો હસ્ત ફળ લેવાને માટે લંબાવ્યો ત્યારે ચિતારો તથા બીજા માણસો બોલ્યા કે, રાણી સાહેબ! એ તો ચિત્રામણનો આંબો છે. તે સાંભળી રાણી હસતાં હસતાં બોલ્યાં: ' વાહ ! કેવી હોશીયારીથી કારીગરી બનાવી છે, એમ કહી રાજાને રાણી સાહેબે વિનંતિ કરી: ' મહારાજ ! આને એવું સારૂં ઇનામ આપો કે તેનું આખા ભવનું દારિદ્ર જાય! એમ કહ્યાથી રાજાએ તે ચિતારાને પુષ્કળ દ્રવ્ય આપ્યું તેથી તેનું દ્રારિદ્ર ગયું, સુખી થયો, અને બીજો

ભાઈ બીજી ભીંત પાસે જઈ વિચારવા લાગ્યો કે, કેવા ચિત્ર કરૂં ? એમ વિચારતાં કાંઇ કર્યું જ નહિ, અને મફતનો વખત વ્યતીત કર્યો. તેની પાસે રાજાએ આવી પૂછ્યુંઃ 'હે ચિતારા ! તેં શું કર્યું છે ?' જવાબમાં ચિતારાએ કહ્યુંઃ 'સાહેબ ! હજુ હું વિચાર કરૂં છું. પણ કાંઇ કર્યું નથી.' તે સાંભળી રાજાએ તેને હસી કાઢયો અને કહ્યું કે, ખરેખર તું મૂર્ખ છે, કારણ કે સર્વ સામગ્રી મળ્યા છતાં તેં કાંઇ ન કર્યું તેથી તું ચાલ્યો જા.' એમ કહી તેને રજા આપી ને તેનું દ્રારીદ્ર તેમનું તેમ રહ્યું.

તેવીજ રીતે આત્માને બધી સામગ્રી મળ્યા છતાં સામાયિક પ્રતિક્રમણ ચૌવિહાર વગેરે કરણી નહી કરે ને વિચારમાં જ વખત વિતાવશે તે આ ભવ પરભવના દ્રારિદ્રમાંથી મુક્ત નહીં થતાં દુર્ગતિમાં જશે.

આ જગતના કેટલાએક માનવીઓ એમ માની બેઠા છે કે, હાલ આ આત્માના કલ્યાણ માટે કાંઇજ કરણી કરવાની જરૂર નથી. આપોઆપ એમને એમ આત્માનું કલ્યાણ થશે. માટે આપણે મોજશોખ વિષયાદિ ભોગો શા માટે ના ભોગવવા ! અને ધર્મનું કાર્ય કરવામાં આળસ રાખે છે. જો ઉદ્યમી અને આળસુને પ્રભુએ સરખા ગણ્યા હોત તો રાજાએ અન્નક અને મન્નકને બંન્નેને સરખુ ઇનામ આપ્યું હોત પણ ધર્મનું કામ કરવામાં વિચાર કરી વખત બગાડવો નહિ કારણ કે,

**आलस्यं हि मनुष्याणां शरीरस्थे महारिपुः**
**नास्ति उद्यम समो बन्धु कुर्वाणो नावसीदति ॥**

માટે હે જગતના અંધકારમાં ઝુડેલા માનવીઓ તમારી આંખો ખુલ્લી કરી જુઓ અને ધર્મ રૂપી પ્રકાશથી તમારા આત્માનું કલ્યાણ કરો. ધર્મ કરવાને માટે કોઇજ અકાલ નથી, તમારા સંસારિક કાર્યોના ભુલા બહાના નીચે ધર્મને દૂર ન ખસેડો કારણકે આ આત્માની અનંત શક્તિ છે અને ધારે તે કરી શકે તેમ છે.

**પ્રશ્ન ૨૩ મો**—સામાયિકનો નિષેધ કરવાથી શું થાય છે? જેમકે કેટલાયેક કહે છે કે સામાયિક કરવાથી મહા પાપ થાય છે વળી કેટલાક કહે છે કે સામાયિક કરવાની કાંઇ પણ જરૂર નથી એમ કહી તેને નિંદે છે.

**ઉત્તર:**—અહા! આવો પ્રશ્નજ કેમ થાય? શું કોઇ સામાયિકનો નિષેધ કરી શકે?

સામાયિક જેવી એકાંત હિતકારી અને અમૃત સમાન વસ્તુનો કોઇ પણ નિષેધ કરે? પરંતુ હા, યાદ આવ્યું. વર્તમાનકાળને વિષે કેટલાક શાતાશિળીયા પોતાની શિથિલતાને લઇ અને માન પૂજાની અભિલાષાવાળા સ્વચ્છંદી બની ઉત્તમ ચારિત્ર ધર્મનો લોપ કરે છે તથા ત્યાગ પચ્ચખાણ વ્રત નિયમને નીષેધે છે, અને વળી સામાયિક કરનાર મહા મોહનિય કર્મ બાંધે છે તેમ કહે છે વળી એમ કહે છે કે પાપનાં કરનારને નિર્જરા થાય છે. પરંતુ સામાયિક કરનારને એક બંધનજ થાય છે. આમ કહી પોતાના ભકતોને સમજાવે છે કારણકે, માનપૂજા, શ્લાઘાના અભિલાષી છે એમ સુખશિળીયાને લીધે આમ સામાયિક જેવું એકાંત પવિત્ર કલ્યાણકારી ક્રિયાને સર્વે જૈન સમાજે એકી અવાજે અપનાવેલ છે, ને આચરે છે.

**સિદ્ધાંત** ભગવતિ, ઉત્તરાધ્યયન, અનુયોગદ્વાર, ઠાણુંગજી, વિગેરેમાં પણ ઘણાજ માનથી વખાણે છે. કોઈ એવું ઇતિહાસના પાના ઉપર એક પણ વ્યક્તિનું ઉદાહરણ નહિ મળે કે જેણે સામાયિક તે કર્મબંધનનું કારણ હોય ! એવું તો કોઈ સ્વચ્છંદી મત ચલાવનાર બોલે.

દરેક જૈનો એમ માને છે કે, આત્માને ચાર પ્રકારના ભાવગુણ જ્ઞાન, દર્શન, ચારિત્ર ને તપ છે. તેમાં ચારિત્ર તે સામાયિકનો પ્રથમ ગુણ છે. એવું આપ્ત પુરૂષ સ્વયં મુખ વડે કરીને સમોસરણને વિષે વારંવાર કથન કરે છે કે ચારિત્રમાં પ્રથમ સામાયિક ચારિત્ર, એને અવખોડનાર કેવળ ધર્મક્રિયાની ઘાત કરવાવાળા હોવાથી સમવાયાંગ અને દશાશ્રુતસ્કંધ સૂત્રાનુસાર મહામોહની કર્મ બાંધવાવાળા છે, વળી સામાયિકને નિંદે તે કેવલ પહેલેજ ગુણસ્થાનકે છે.

# સામાયિક કરનાર કેવા હોય ?

**૧ સ્થિર ચિત્ત:-** જે મહાશયનું ચિત્ત સ્થિરતાને પામ્યું છે. તેને નિજ ઘટમાં જ સકળ સમૃદ્ધિ સાક્ષાત્ દેખાય છે. ચિત્તની ચપળતા વડે જ જીવ અહીં તહી ભટકતો દુ:ખી થાય છે. એમ સમજી સત્ય સુખના અર્થી જનોએ સ્થિરતાંને જ સેવવી જોઇએ. ચપળ ચિત્તવંતની કરણી સફળ થઈ શકતી નથી. ચિત્તની ચપળતાને સત્યરૂપ સમજીને સત્ પુરૂષો તેને દુર કરે છે. એવા પ્રશાંત ચિત્તવાળા યોગી પુરૂષોને સદા સર્વદા સમ સ્વભાવથી સાચી સુખ શાંતિ પ્રવર્તે છે. સ્થિરતા રૂપી રત્ન દિપક જેનાં ઘટ મંદિરમાં પ્રગટચો છે. તેને અશુભ આશ્રવ જનિત મલીનતાનો સંભવ જ નથી. ચિત્તને ચપળ કરતાં જ સ્વ-સમાધીનો લોપ થાય છે. એમ સમજીને જ સત્પુરૂષો ચિત્તની સ્થિરતાને

માટે સતત્ પ્રયત્નો કર્યા કરે છે. અંતે સર્વ કોઇને સ્થિરતાં પ્રાપ્ત થયે જ સત્ય સુખ શાંતિ મલવાની છે.

**૨ નિર્મોહીઃ—**"અહંતા" અને "મમતા" "હું" અને "મારૂં" તજીને તત્વને સમજનાર સત્પુરૂષ સદા સમતા યોગે સુખ સમાધિમાં રહે છે. મોહ મમત્વ વડે જ પ્રાણી દુઃખી થાય છે અને પાપ પંકથી લેપાયા કરે છે. એમ સમજીને સાત્વિક શિરોમણી જનો એથી મોહનો જ નાશ કરે છે. મોહ રહિત પુરૂષ ભવ નાટકમાં ક્યાંય પણ લેપાતો નથી. મોહ મદીરાથી બેભાન થઇ જીવ, ભવ અટવીમાં ભુલો પડે છે. અને તેની જ્યાં સુધી શુદ્ધ બુદ્ધ ઠેકાણે ન આવે ત્યાં સુધી અનેકવાર કદર્થના પામે છે. નિર્મોહીને એવો કડવો અનુભવ કરવો પડતો જ નથી. કેમકે તે તો તત્વ દ્દષ્ટિથી સદાચાર સેવવામાં જ તત્પર રહે છે. મોહને પાતળો પાડવાથી તે નિરૂપયોગી વાતમાં કદાપિ મુંઝાતો નથી ચિત્તને સ્થિર કરીને કેવળ આત્મ સાધનમાં સાવધાન રહે છે. એવા નિર્મોહી નિર્માયી પુરૂષોને ખરેખર ધન્યવાદ ઘટે છે.

**૩ ત્યાગીઃ—**જીતેંદ્રિય પુરૂષ બાહ્ય કુટુંબ કબીલાનો ત્યાગ કરી અંતરંગ કુટુંબનો આદર કરે છે. શુદ્ધ ઉપયોગ રૂપ પિતાનો વૃતિ-ધીરજરૂપી માતાનો શુદ્ધ શિલાદિ બંધુઓને સમતારૂપ પ્રિયાનો અને સાધર્મી સજ્ઞાતિ જનોનો જ આદર કરે છે. સંયમને ભલી પેરે પાળવાથી તે અંતે અવીનાશી પદને પામે છે. અક્ષય સુખના અર્થી સાધુ સદ્ગુરૂનો ઉપકાર ભુલતાં જ નથી. તેમજ ખરો અધિકાર પ્રાપ્ત થતાં સુધી સદ્ગુરૂની સોબત પણ તજતાં નથી. જે સ્વસ્વ હદ મુજબ સદાચાર સેવતાં સદા સાવધાનપણું ધારે છે. તે અનુક્રમે સર્વ કર્મનો

અંત કરી અતુલ સુખના અધિકારી થાય છે. અને સંયમ બળથી સકળ ગુણરાશીને સાક્ષાત્ પ્રાપ્ત કરે છે.

૪ **ક્રિયા રૂચિઃ**—કથની પ્રમાણે કરણી કરનાર શાંત ભાવિત આત્મા અને જીતેંદ્રિય મહાત્મા આ સંસાર સમુદ્રને પોતે તરી બીજાને તારવા સમર્થ છે. સત્ કરણી વિના કાંઈ પણ કલ્યાણ સાધવા સમર્થ નથી. ખરો જ્ઞાની એ જ છે કે જે કરવા યોગ્ય કરણીને સાવધાન પણે કરે છે. કરણી વિનાનું જ્ઞાન નિષ્ફળ છે. શુભ કરણી વાળાના ભાવ સદા ચઢતા રહે છે. એમ સમજી કલ્યાણના અર્થી જનોએ સ્વ શક્તિ મુજબ શુભ કરણી કરવી, કરાવવી તેમજ કરનારની અનુમોદના કર્યા કરવી જિન વચનાનુંસારે સત્ કરણી કરનાર અંતે અખંડ એવું શિવ સુખ પામી શકે છે.

૫ **નિર્લેપઃ**—જ્ઞાન સિદ્ધ સંત પુરૂષો દુનિયામાં ક્યાંઈ લેપાતા નથી. સ્વાર્થી સર્વત્ર લેપાય છે. તત્વ જ્ઞાની, સદા અંતરથી નિરાલા રહે છે. તેથી તે આકાશની પેરે નિર્લેપ રહી શકે છે. એમની કરણી કેવળ આત્મ વિશુદ્ધિને માટે જ હોય છે. ક્રિયાનો મદ તો તેમને સ્વપ્નમાં પણ સંભવતો નથી ઉદાર ભાવના તેમના દીલમાં સદા બની રહે છે. એવી નિર્દોષ ધર્મનીતિને અનુસરનાર નિર્મળ આશયવાળાને નમસ્કાર હો.

૬ **વિવેકીઃ**—ક્ષીરનીરની પેઠે સાથે મળેલા કર્મ અને આત્માને જે મુનિરાજ અલગ કરે છે તે વિવેકવાન કહેવાય છે. જડ અને ચેતનને જુદા કરવાનો વિવેક પ્રાપ્ત થવો અતિ દુર્લભ છે. વિવેક વિકળતાથી કર્મના પરિણામનો ચેતનમાં ઉચ્ચાર કરવામાં આવે છે.

તેથી જ અવિવેકી જનો દેહાદિક જડ વસ્તુને આત્માથી જુદી ગણતાં નથી. જડ વસ્તુની ચાહનાં કરતાં જીવ વિવેકથી ચુકે છે. અને સદ્‌-ગુણની ચાહના કરતાં વિવેક જાગે છે. જેનો ઉપયોગ આત્મ સાધનમાં સદા જાગતો છે. તેને સત્ માર્ગેથી સ્ખલિત થવાનો ભય નથી. સદ્ વિવેક યોગે સંયમને સમ્યગ્ આરાધન કરીને કંઇક ભવ્ય જનો કર્મનો છેદ કરી અક્ષય અવિચળ પદવી વર્યા છે. એવો સદ્‌વિવેક જ સર્વદા સેવવો યોગ છે.

૭ **ભવોદ્વિગ્ન**:—આધિ, વ્યાધિ, ઉપાધિ, રોગ, શોક, સંયોગ-વિયોગ જન્મ જરા અને મરણ જન્ય અનંત દુઃખ દાવાનળથી પ્રજળતિ દુનીયાને દેખી ભવ ભીરૂ ભવ્ય તેથી ઉદ્વિગ્ન ઉદાસી બને છે. પણ તેના અજ્ઞાન અવિવેકથી વિષય કસાયને વશ પડી જીવો અનેક પ્રકારની આપદાને ઉડાવે છે. તથા દુર્બુદ્ધિ મત્સર અને દ્રોહ આદિ દોષોને સેવી અનંત કાળ સુધી દુઃખ દાવાનળમાં પચાય છે. આ દુઃખ દરિઆની પાર જવાને જ્ઞાની વિવેકી સર્વથા અભિલાષા રાખે છે. તે માટે જ સ્વાધિનપણે સમજપૂર્વક સર્વ દુઃખ સહન કરે છે. અર્થાત્ અનેક પ્રકારનાં અનુકુળ તથા પ્રતિકુળ ઉપસર્ગ અને પરિસહોને અદિનપણે સહે છે. તેથી સર્વ ભવભયનો સર્વથા અંત કરીને તે અક્ષય પદને પામે છે. એવા ભવ ભીરૂ જીવોને વારંવાર નમસ્કાર.

૮ **શાસ્ત્ર ચક્ષુ**:—સમયજ્ઞ સાધુ શાસ્ત્ર ચક્ષુ કહેવાય છે. શાસ્ત્ર રૂપ ચક્ષુ વડે ત્રીલોકનાં સર્વ ભાવને સામાં ખડા હોય તેમ દેખે છે. મોક્ષનો માર્ગ બતાવે અને દુર્ગતિથી બચાવે તેજ શાસ્ત્ર કહેવાય છે.

સર્વથા રાગ દ્વેષાદિક વિકાર રહિત વીતરાગ સિવાય એવું એકાંત હિતકારી શાસ્ત્ર કોણ કથી શકે ?

શાસ્ત્રનું બહુ માન કરવાથી વીતરાગનું જ બહુ માન કર્યું સમજવું શાસ્ત્ર દિપક વિના જડ લોકો ક્ષણે ક્ષણે સ્ખલના પામે છે. શાસ્ત્ર આજ્ઞાની ઉપેક્ષા કરનારની સર્વ કરણી નિષ્ફળ થાય છે. આ દુષમ કાળમાં શાસ્ત્રનો જ ખરો આધાર છે. તેથી અજ્ઞાન દુર થયા કરે છે. શાસ્ત્ર વિરૂદ્ધ બોલનાર તેમજ વર્તનાર વિરાધક ભાવને પામી અધોગતિને પામે છે અને શાસ્ત્રોક્ત આચારને પાળનાર શાસ્ત્રના જાણકાર શાસ્ત્રોક્ત માર્ગને પ્રરૂપનાર તથા સદા શાસ્ત્રમાં દૃષ્ટિ રાખનાર મહાશયો મહોદયને પામે છે,

**૯ નિષ્પરિગ્રહી:**—ધન ધાન્યાદિક નવ વિધ બાહ્ય પરિગ્રહને મિથ્યાત્વ કષાયાદિક, અભ્યંતર પરિગ્રહ આત્માને અત્યંત અહિતકારી છે. એમ સમજી સાધક પુરૂષ મૂર્છા ને ઓછી કરે. અલ્પ મૂર્છાવાળા મહાત્મા સર્વત્ર પૂજાય છે. અંતર પરિગ્રહ તજ્યા વિના કેવળ બાહ્ય ત્યાગથી કાંઈ વળતું નથી. સર્વ પરિગ્રહ તજનારનાં સકળ કર્મનો ક્ષય થઈ જાય છે. એમ સમજી સાધુ પુરૂષો હળવે હળવે સર્વ પરિગ્રહને તજે છે. મૂર્છાને જ જ્ઞાની પુરૂષો પરિગ્રહ રૂપ લખે છે. મૂર્છા રહિતને દુનિયામાં કયાંય લેપ લાગતો જ નથી.

**૧૦ તપસ્વી:**—કર્મને શોષવનાર જ્ઞાન, ધ્યાનને જ્ઞાની પુરૂષો અભ્યંતર તપ કહે છે. ઉપવાસ ઉણોદરી પ્રમુખ બાહ્ય તપ અભ્યંતર તપની પૃષ્ટિને માટે છે. ઇંદ્રીયોને વશવર્તીપણું એ અનાદીની બાળ ચાલ છે. અને એજ ઇંદ્રિયોને વશ કરી લેવી એ પરમ તપ છે. જેમ

વ્યાપારી શીત, તાપ વિગેરે લેખતો નથી તેમ તત્વજ્ઞાની પણ પરિસહ ઉપસર્ગ પ્રમુખથી ડરતો નથી એ સર્વ કષ્ટ આનંદથી સહે છે. તપ કરવામાં પ્રગટ પણે અનેક ફાયદા છતાં તેને કેવળ કષ્ટ રૂપ માની જે તજે છે તે દુર્બુદ્ધિ છે. જેથી જ્ઞાન ધ્યાનની વૃદ્ધિ થાય અને વિષય કષાયાદિક દોષો દુર થાય, યાવત્ આત્મા નિર્મળ થાય એવા તપને જે સેવે છે તે પુરૂષોને ધન્ય છે.

## સામાયિકના બત્રીસ દોષ વિષે લાવણી.

રાગ

મન વચ તન વસકર શુદ્ધ સામાયિક કરણું,
જશ કરત નશત અઘ કોટિ જનમ જર મરણું. એ ટેક.
કરે રાગ રોસકો ઉપશમ વા ખાયક હૈ,
સાવદ્ય જોગકો ત્યાગ સો સામાયિક હૈ.
સમભાવહી દરશન જ્ઞાન ચરણુ દાયક હૈ,
જો કરૈ સો શિવપદ વરે, યે જિન વાયક હૈ.
તજૈ અતીચાર તસ પંચ, જો ભવિ જ્ઞાયક હૈ.
પુનિ ગ્રંથ કથિત દૂષણુ તજવો લાયક હૈ.
તિનકા અબ વર્ણન કરૂં ભવ્ય હિત ધરણું
જશ કરત નશત૦ ૧
અવલ વિવેક બિન કરે દોયમ જશ કારન્
ઇહલૌકિક સુખ હિતકરૈ રૂ માન બઢારન્
પંચમ ભયકર જો કરે સામાયિક ધારન્

છઠ્ઠો નિદાન કયો દોષ જિનઁદ જગતારન્
લાવે મન શંશય કરૈ ન ક્રોધ નિવારન્
કરૈ ભક્તિ વિનય વિવર્જિત મૂડા ટારન્
પૂર્વોક્ત દોષ દશમનકે નહિં આદરણું....
જશ કરત નશત૦ ૨

કુ વચન ભાષે બોલે અવિચાર અજ્ઞાની,
મુખ ગાવે ગીત રસીલે સુર ધુનિ આની.
બોલે અવૃતિ સે વિના બોલાયે જાની,
વિન અર્થ લવેં કહે કલેશ વચન દુઃખ દાની
ઉપહાંસ કરૈ બિકથા કી કહૈ કહાની
ઉપયોગ વિના અરૂ બોલે ગુન મુન વાની
એ દશ દૂષણ વચકે તજ વચ ઉચ્ચરણું....
જસ કરત૦ ૩

પગ પર પગ ધર કર આસન પઁાય પસારે,
અથિરાસન બૈઠે ચંચલ દ્રષ્ટિ નિહારૈ
સાવદ્ય ક્રિયા કો કરૈ ન નીંદ નિવારૈ
નહીં ગૌપે અંગ ઉપાંગ ઉઠંગન ધારૈ
ચટકાવે અંગુલી શોકાસન નહીં ટારૈ
આલસ મોડે બિન પૂંજે ખાજ ખુજારૈ
તન કંપન યે કાયિક દૂષણ પરિ હરણું....
જશ કરત૦ ૪

તજ દોય તીસ દૂષણુ જો કરે સમાઈ
સો ભવ અનંત સંચિત અઘ દેય ખપાઈ
ઈક શુદ્ધ સામાયિક કી હલાવી માંઈ
સુર ગિરિ સમ સમ સુવર્ણ શૈલ ઉડ જાઈ
ઇમ જાણુ આન સરધાન કરોરે ભાઇ
મન વાંછિત ફલ દાતાર બીર બતલાઇ
લહિ માધવને ગુરૂ મગન ચરણુકી શરણું....
જશ કરત૦ ૫

# સામાયિકના બત્રીશ દોષની ચોપાઈ.

શુભ ગુરુ ચરણે નામી શીષ, સામાયિકના દોષ બત્રીશ;
કહીશું ત્યાં મનના દશ દોષ, દુશ્મન દેખી ધરતો રોષ. ૧
સામાયિક અવિવેકે કરે, અર્થ વિચાર ન હૈડે ધરે,
મન ઉદ્વેગ ઇચ્છે યશ ઘણો, ન કરે વિનય વડેરા તણો. ૨
ભય આણે ચિંતે વ્યાપાર, ફળ સંશય નિયાણો સાર,
હવે વચનના દોષ નિવાર, કુવચન બોલ કરે હુંકાર. ૩
લે કુંચી જા ઘર ઉઘાડ, મુખ લવરી કરતો વઢવાડ;
આવો જાવો બોલે ગાળ, મોહ કરી હુલરાવે બાળ. ૪
કરે વિકથા ને હાસ્ય અપાર એ દશ દોષ વચનનાં વાર;
કાયા કેરા દુષણુ બાર, ચપલ:શન જોવે દિશિ ચાર. ૫
સાવદ્ય કામ કરે સંઘાત, આળસ મોડે ઉંચે હાથ,

પગ લંબે બેસે અવનીત. ઓઠીંગણુ લે થાંભો ભીંત. ૬
મેલ ઉતારે ખણુજ ખણાય પગ ઉપર ચડાવે પાય;
અતિ ઉઘાડુ મેલે અંગ ઢાંકે તેમ વળી અંગ ઉપાંગ. ૭
નિદ્રાએ રસ ફળ નિર્ગમે કરહી કંટક તરૂએ ભમે;
એ બત્રીસ દોષ નિવાર સામાયિક કરજો નરનાર. ૮

**પ્ર૦ ૨૪ મો**—મન વચન અને કાયાના કેટલાં દોષ છે? અને તે કયા કયા તે કહો!

ઉ૦—સામાયિક વ્રતમાં ૩૨ દોષ બતાવવામાં આવેલાં છે. તે સર્વ વર્જીને સામાયિક વ્રત પાળવું. તે દોષ નીચે પ્રમાણે છે.

**મનના દશ**—(૧) વૈરી દેખી દ્વેષ કરે (૨) અવિવેક ચીંતવે (૩) અર્થ ન ચિંતવે, (૪) મનમાં ઉદ્વેગ ધરે, (૫) યશની વાંછના કરે, (૬) વિનય ન કરે, (૭) ભય ચિંતવે, (૮) વ્યાપાર ચિંતવે, (૯) ફળનો સંદેહ રાખે, (૧૦) નિયાણું કરે.

**વચનના દશ**—(૧) કુવચન બોલે, (૨) હુંકાર કરે, (૩) પાપ આદેશ આપે, (૪) લવારો કરે, (૫) કલહ કરે, (૬) આવો જાવો કહે, (૭) ગાળ બોલે, (૮) બાળક રમાડે, (૯) વિકથા કરે, (૧૦) હાંસી કરે.

**કાયાના બાર**—(૧) આસન ચપળ હોય, (૨) ચારે દિશાએ જુએ, (૩) સાવદ્ય કામ કરે, (૪) આળસ મરડે, (૫) અવિનયે બેસે, (૬) ઓઠું લઈ બેસે, (૭) મેલ ઉતારે, (૮) ખરજ ખણે, (૯) પગ ઉપર પગ ચડાવે, (૧૦) અંગ ઉઘાડું મુકે, (૧૧) સર્વ અંગ ઢાંકે, (૧૨) ઉંઘે.

આ સર્વ દોષ સામાયિકમાં અયત્નાની લાગે તે તજવાં.

# સામાયિકના બત્રીસ દોષ નિવારક વિચાર શ્રેણી

આપણે વિચાર કરીશું તો માલમ પડશે કે જ્યારે કોઇપણુ રોગનું બરાબર નિદાન કરવામાં આવે છે. ત્યારે તે રોગ ઔષધોપચારથી જડમુળથી નાબુદ કરી શકાય છે. તેમ કોઇપણુ દોષના બરાબર ઉપાયો કરવામાં આવે ત્યારે જ તે દોષ બરાબર નિર્મૂલ થાય છે. આવા શુભ આશયથી જ સામાયિકમાં ઉપસ્થિત થતાં દોષોનું નિવારણુ કરવા આ વિચારશ્રેણી યોજવામાં આવી છે.

કેટલીક ભાવનાઓ એવી વિશાળ હોય છે કે તેમાં એક કે અધિક દોષોનો સમાવેશ કરવો હોય તો થઇ શકે છે. દાખલા તરીકે ભાષા સમિતિ, મનોગુપ્તિ, વચનગુપ્તિ, કાયગુપ્તિ, આસનસિદ્ધિ, નિત્યાનિત્ય ભાવના વગેરે, પરંતુ આથી કરીને દોષને સમુળ નાશ કરવાનો સામાન્ય જનતાની ગરજ પાર પડી શકતી નથી.

સુક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કરતાં માલમ પડશે કે પ્રત્યેક દોષમાં કંઇને કંઇ જુદી અર્થ—વિચારશ્રેણી રહેલી છે. અને તેથી તેને અનુરૂપ જો વિચારશ્રેણી યોજવામાં આવે તો, આપણો ઇચ્છિત હેતુ. સાંગોપાંગ પાર પડી શકાય આવા ઉદાત આશયથી દરેક દોષની જુદી જુદી વિચારણા કરવામાં આવી છે જેથી સામાયિકનો પ્રત્યેક દોષ ટાળવામાં અનુકુળતા થાય.

આ સ્થળે બતાવેલી વિચારશ્રેણીની માત્ર રૂપરેખા જ દોરવામાં આવી છે. પરંતુ તેના ઉપરથી વિશેષ વિચાર કરનારને તે પુરો અવકાશ આપે તેમ છે. માટે ભવ્યજીવો તેના ઉપર જેમ અધિક વિચાર કરશે

તેમ તેમાં અધિક અજવાળું પડશે. એ નિશંક વાત છે. આટલું પ્રાસ્તવિક વિવેચન કરી દોષ નિવારણ વિચારશ્રેણી પ્રતિ હું વાંચક બંધુનું લક્ષ ખેંચું છું. સામાયિકમાં મનના દશ-વચનના દશ અને કાયાના બાર એકંદરે મળી બત્રીસ દોષો થાય છે. તે ટાળવાને માટે અનુક્રમે દોષ નિવારણ શ્રેણી નીચે મુજબ છે.

## મનનાં દશ દોષ.

(૧) **સમભાવના:**—જીવનમાં જ્યારે સમભાવનાં જાગે છે. ત્યારે જ રાગ દ્વેષની પરિણુતી ટળે છે. રાગી યા દ્વેષી હિતેચ્છુ યા વેરી, શત્રુ યા મિત્ર આ બધા ઉપર જ્યારે સમભાવની ભાવના પ્રગટે છે. ત્યારે સમાન ભાવ થાય છે, સામાયિકનો હેતુ પણ સમભાવ પ્રાપ્ત કરવા માટે છે. શત્રુને જોઇ તેના ઉપર દ્વેષ કરવાની ભાવના સમભાવનાના અભાવે થાય છે. માટે તે દોષ દુર કરવા સમભાવની ભાવના ભાવવી.

(૨) **સદ્બુદ્ધિ ભાવના:**—સદ્બુદ્ધિ સારૂં નરસું પારખી શકે છે. તેમજ સાર અસાર સમજી શકે છે તેથી વિવેકની મર્યાદા જળવાય છે. દુર્બુદ્ધિને તેનું ભાન હોતું નથી માટે વિવેક વાંછક જીવે સદ્બુદ્ધિની ભાવના ભાવવી. અવિવેક એ દુર્બુદ્ધિનું લક્ષણ છે. એથી સામાયિકની અંદર વિવેકવૃત્તિ જાળવવી.

(૩) **આત્મ ભાવના:**—જેઓ આત્માર્થી છે, તેમને જ તત્વનો વિચાર આવે છે. પરાશ્રી એટલે પુદ્ગલનો આશ્રય લેનાર તેને આત્માનો વિચાર આવતો નથી સામાયિકનો ઉદ્દેશ પણ આત્મભાવના જાગૃત કરવાનો છે જેથી તત્વના અભિલાષીએ આત્મભાવના ખીલવવી.

(૪) **ચિદાનંદી:—હે જીવ ! તું ચિદાનંદી છે. આનંદથી ભરપુર છે.** તો પછી મનમાં ઉદ્વેગ શા માટે ધરે છે ? જેટલું દ્રશ્ય છે તેટલું નાશવંત છે. તે તારૂં પોતાનું નથી. તારૂં પોતાનું તે તારો આત્મા છે. જે આનંદ ઘન (આનંદનો સમુહ) છે. ઉદ્વેગ અગ્નિથી ટાળી આત્મ સંપતિ અદ્રશ્ય થશે માટે સામાયિકમાં સ્વભાવમાં રહેવાનું મુકી વિભાવ દશામાં તું રાચીશ નહિ આથી સમજવાનું કે મનમાં ઉદ્વેગ ધારણ કરવાની વૃત્તિ થાય ત્યારે ચિદાનંદ ભાવના ભાવવી.

(૫) **નિષ્કામ ભાવના:**—નિષ્કામ ભાવનાવાળા યશના તો લોલુપી હોતા નથી. માન યા યશની વાંછના એ સકામિને હોય છે. કારણ કે તે સંસારિક વાસનાના હેતુ ભુત છે. નિષ્કામિને તેવી ભાવના હોતી નથી અને સામયિકનો હેતુ પણ નિષ્કામ ભાવના જાગૃત કરવાનો છે. માટે જેમને યશની વાંછા થાય તેમણે નિષ્કામ ભાવના ભાવવી જેથી તે દોષ ટળી જશે.

(૬) **ગુરૂપ્રતિ બહુમાન**—જ્ઞાન એ ગુરૂ આધીન છે. અને વિનય આધિન જ્ઞાન છે. કારણ વિનય વિના વિદ્યા પ્રાપ્ત થતી નથી. સામાયિક કરતી વખતે સાધુજી એ ગુરૂની જગ્યાએ છે. તેમનો કદી પણ અવિનય ન થાય તે માટે ધ્યાન રાખવું જોઇએ અવિનય એ અજ્ઞાનનું કારણ છે, માટે વિનયવૃત્તિ જાળવવા હંમેશાં ગુરૂ તરફ બહુમાન રાખવું

(૭) **અણુ નિશ્ચયિ:—**આત્મા અનંત જ્ઞાનમય છે તેમનો કોઇ પરાજય કરી શકતું નથી, **आत्मा न मेद्यते न छेद्यते** આત્મા કોઇથી ભેદાતો નથી. તેમજ છેદાતો નથી. ગમે તેવો ભય દ્રષ્ટિ સન્મુખ હોય તો પણ તે પર્વતની માફક નિશ્ચલ રહે છે. તેને કોઈપણ વસ્તુ

ચલિત કરી શકતી નથી. ભય પુદ્ગલને હોય છે. આત્માને હોતો નથી તે તો હંમેશાં અભય છે. વળી દેહ વિનાશી અને આત્મા અવિનાશી છે. હું આત્માર્થી છું અણુનિશ્ચયિ છું તેવી ભાવના ભય ચિંતવનારાઓએ ભાવવી.

(૮) **નિર્લોભી ભાવના**:—લોભાદિવૃત્તિનો દોષ સામાયિકમાં ટાળવાનો છે. કારણ કે તે સંસારિક વાસનાનું બીજ છે. તેનાથી ભવની પરંપરા વધે છે. લોભવૃત્તિને નિર્મૂલ કરવા વ્યાપાર ચિંતવવાનો દોષ ટાળવો જોઇએ. વ્યાપાર વૃત્તિ એ લોભીવૃત્તિનું મુળ છે, જેમને વ્યાપાર ચિંતવવાની ટેવ પડી હોય તેમને તે દોષ ટાળવા માટે નિર્લોભી ભાવનાનું સેવન કરવું.

(૯) **દર્શન પ્રેમ**:—હંમેશા દર્શન એ જ શ્રદ્ધાનું મૂળ છે. અને શ્રદ્ધા ફળના સંદેહને જગાડનાર છે. શ્રદ્ધાથીજ જીનેશ્વર પ્રભુના વચનમાં પ્રીતિ થાય છે. તેથી શ્રદ્ધાવાનને તિર્થંકરે કહેલાં વચનમાં શંકા થતી નથી. માટે ફળનો સંદેહ કરવાની વૃત્તિવાળાએ ધર્મ પ્રત્યે પ્રેમ કરવો. ધર્મ પ્રત્યેના પ્રેમથી ફળનો સંદેહ નિર્મૂલ થશે અને તે દોષ ટળી જશે.

(૧૦) **નિષ્કામ ભક્તિ**:—જેઓની ભક્તિ તદ્દન નિષ્કામ છે તેઓને કદી પણ ફળની ઇચ્છા થતી નથી. સકામ ભાવવાથી પુણ્ય પ્રકૃતિ બંધાય છે. જ્ઞાની મહારાજાઓએ પાપને લોખંડી બેડી સમાન ગણ્યું છે. તેમ પુણ્યને સોનાની બેડી સમાન માનેલું છે. પુણ્યના ફળ ભોગવવાં માટે પણ ભવ કરવો પડે છે. આ પ્રમાણે સકામ પ્રવૃત્તિથી ભવની પરંપરા વધે છે. સામાયિકનો ઉદ્દેશ તો ભવનો વિચ્છેદ કરવાનો છે. માટે સામાયિકની અંદર નિદાન નિયાણું કરવું નહિ એટલે ફળની

પ્રાપ્તિની ઇચ્છા રાખી ધર્મ ક્રિયા કરવી નહિ. તે તદ્દન નિષ્કામ વૃત્તિથી કરવી. જેથી આત્માનું સાર્થક થાય. નિયાણું બાંધવાની ઇચ્છા ટાળીને હંમેશાં નિષ્કામ વૃત્તિથી જ ક્રિયા કરવી ફળની ઇચ્છા કદાપી રાખવી નહિ. ફળની ઇચ્છા રાખવાથી તેની મર્યાદા બંધાઈ જતી હોવાથી ઇચ્છા ન રાખવી તે વધારે ફળદાયી છે. નિયાણું બાંધવાની વૃત્તિવાળાએ નિષ્કામવૃત્તિ ખીલવવી જેથી તે દોષ ટળી જશે.

# મનો-સંયમ

## યાને મનને વશ કરવાની કુંચીઓ

---




સામાયિક એ આત્મમાં સમભાવ પ્રગટ કરવાનું અમૂલ્ય સાધન છે. જ્યારે મન સ્થિર દ્રઢ અને સંયમી હોય છે ત્યારેજ તે સમભાવને પ્રાપ્ત કરે છે. મન વશ ર્ક્યા વિના માનવી કદી પણ યોગ પ્રાપ્ત કરવા લાયક થતો નથી. અને તેને વશ ર્ક્યા વીના પરમાત્માની પણ પ્રાપ્તી થતી નથી. મન સ્વભાવથી ચંચળ અને બળવાન છે. જેથી તેને વશ કરવું એ સાધારણ બાબત નથી. જે તેના પર વિજય મેળવે છે તે સમસ્ત જગત પર વિજય મેળવે છે. અને તેથીજ શ્રીમદ્ આનંદઘનજી મહારાજ કથે છે કે " મન જીત્યું તેણે સર્વ જીત્યું. " આ ચંચળ મનને વશ કરવું એ જો કે કઠિન છે. તો પણ તે અભ્યાસ અને વૈરાગ્યથી વશ થાય છે. આથી તેને વશ કરવું એ અસંભવીત નથી. તેને વશ ર્ક્યાં વિના દુ:ખોની નિવૃતિ થવાની નથી.

શારીરિક રોગથી પીડાતાની સંખ્યા કરતાં માનસિક રોગથી પીડાતાની સંખ્યાં જગતમાં વધારે માલમ પડે છે. જેથી તે રોગ નિવારણ કરવાની તેને દ્રઢ બનાવવાની સૌથી પ્રથમ આવશ્યકતા છે. આ મન-મર્કટને વશ કરવા ઇચ્છા રાખતા હોય તો તેનું સાધારણ સ્વરૂપ અને સ્વભાવ જાણવા જોઇએ.

## મનનું સ્વરૂપ

મન એ આત્મ અને અનાત્મ પદાર્થની વચમાં રહેનારી વિલક્ષણ વસ્તુ છે. મન પોતે અનાત્મ અને જડ છે પણ બંધ અને મોક્ષ તેને આધિન છે.

**मनः एव मनुष्याणां कारणं बंध मोक्षयो :**

મન એ જગત છે. મન નથી તો જગત નથી. મન વિકારી છે. તેનું કાર્ય સંકલ્પ વિકલ્પ કરવાનું છે. મન જેમાં ભળે છે તેમાં તદાકાર બની જાય છે. તે રાગની સાથે ચાલે છે. જ્યાં જ્યાં રાગ હોય છે ત્યાં ત્યાં તેની પ્રવૃતિ થાય છે. અને જે કાંઈ અનર્થો પેદા થાય છે તે પણ રાગથી થાય છે. કોઈપણ વિષયમાં ગુણ અને સૌંદર્ય દેખીને તેમાં રાગ થાય છે. પરંતુ તે વિષયમાં દુઃખ અથવા દોષ દેખાય છે ત્યાં દ્વેષ ઉત્પન્ન થાય છે. જેથી ફરીને મન તે વિષયમાં પ્રવૃત થતું નથી.

વાસ્તવિક રીતે બોલતાં દ્વેષવાળા વિષયમાં પણ તેની રાગથી પ્રવૃતિ થાય છે. આ પ્રમાણે મનનું સ્વરૂપ છે. આવાં મનને કેમ વશ કરવું તેના ઉપર કઈ રીતે અધિપત્ય મેળવવું તેના માટે મન વશ કરવાના ઉપાયો યાં વશ કરવાની કુંચીઓ નીચે આલેખવામાં આવી છે.

### "મન વશ કરવાની કુંચીઓ"

(૧) **ભોગોમાં વૈરાગ્ય ભાવના**—જ્યાં સુધી સંસારી ચીજો સુંદર અને સુખપ્રદ માલુમ પડે છે. ત્યાં સુધી મન તેમાં ચોંટી રહે છે. પરંતુ મનને તે ચીજો દોષયુક્ત અને દુઃખપ્રદ લાગે છે ત્યારેજ

તે તેમાંથી પાછું હઠે છે. આ માટે સૌથી સરસ ઉપાય એ છે કે સંસારી દરેક ચીજોમાં દુઃખ અને દોષની ભાવના પ્રત્યક્ષ કરવી જેથી ભોગોમાંથી મન વિરક્ત થશે. આ માટે બાર ભાવનાઓ પૈકી સંસાર-ભાવના ભાવવી એ ઘણી ઉત્તમ છે.

(૨) **નિયમથી રહેવું:**—દરેક કામ ઠીક સમય પર નિયમાનુસાર થતું જોઇએ. પ્રાતઃકાળમાં બીછાનેથી ઉઠયાં બાદ સુવા સુધીના વખત સુધી દીનચર્યાનો નિયમ કરવો જોઇએ. અને તદનુસાર મનને ચલાવવું જોઇએ. અને તે નિયમથી કદિપણ ચલાયમાન ન થવું જોઇએ. પાંચ મિનિટનું નિયમિત ધ્યાન તે અનિયમિત અધિક સમયનાં ધ્યાન કરતાં પણ ઉત્તમ છે. જેટલી મિનિટ સુધી ધ્યાન કરવાનો નિયમ કર્યો હોય તેનાથી એક પણ મિનિટ ઓછું કરવું નહિ. આથી મન હંમેશને માટે ટેવાઈ જશે. અને નિયમાનુસાર ચાલશે. આ પ્રમાણે દરેક નિયમમાં નિયમાનુસાર મનને ચલાવવું.

(૩) **મનની ક્રિયાઓ પર વિચાર કરવો:**-મનમાં દરેક કૃત્યો પર વિચાર કરવો જોઇએ. રાતે સુતી વખતે તેને દિવસ ભરમાં કાર્યો કર્યા હોય તે ચિંતવી જવાં. અને તેમાં જે બુરાં જણાયાં હોય તેનાથી વિરામ પામવાની ટેવ રાખવી અને શુભ કાર્યો કરવાની ટેવ પાડવી. પ્રતિદીન આ પ્રમાણે ચિંતવનથી મન સત્ય કાર્યો કરવામાં લાગી જશે અને અસત્ય કાર્યો કરવામાંથી વિમુક્ત થશે એટલું જ નહિ પરંતુ મન ભલાં કાર્ય કરવાં લાગશે તો પછી તેને વશ કરવામાં ઘણી સુલભતા થશે. સારાંશમાં સરસ રસ્તો એ કે પ્રથમ મનને બુરા ચિંતવનમાંથી હઠાવી શુભ ચિંતવન કરાવવાની ટેવ પાડવી.

(૪) **મનના કહ્યા પ્રમાણે ચાલવું નહિ**:–મનનાં કહ્યાં પ્રમાણે નહિ ચાલવું જોઇએ. જ્યાં સુધી મન વશ નથી થતું ત્યાં સુધી તે શત્રુ માનવું જોઇએ. શત્રુના દરેક કાર્ય પર સાવધાની રાખવી પડે છે તેમ મનના કાર્ય પર પણ સાવધાની રાખવી જોઇએ. કોઇપણ બાબતમાં જો તે ઉલટા સુલટી કરવાં લાગે તો તેને ધિક્કારવું જોઇએ મન બળવાન છે. કોઈ વખત તેનાથી હાર પણ પમાશે. પરંતુ સાહસ ન છોડવું જોઇએ અને હિંમત હારવી નહિ જોઇએ. જેઓ હિમતવાન છે તે એક દિન અવશ્ય તેને વશ કરી શકે છે. તેની હામાં હા ભણવી નહિ. દરેક કાર્યો બહુ સાધવાની પૂર્વક કરવાં. મન બહુ ચતુર છે. કોઈ વખત ડરાવશે ફોસલાવશે લાલચ આપશે જુદા જુદા રંગો કરશે પરંતુ તેના સકંજામાં કદિ પણ આવવું નહિ અને ભૂલે ચૂકે પણ તેનો વિશ્વાસ કરવો નહિ આમ કરવાથી એની (મનની) હિંમત તુટી જશે અને આખરે વશ થશે.

ઉત્તરાધ્યયન સૂત્ર અધ્યયન ૨૩ મું ગાથા ૫૫–૫૬–૫૭–૫૮

કેશી મહારાજે ગૌતમ સ્વામીને પૂછયું કે હે મહારાજ ! એ પ્રત્યક્ષ સાહસીક રૌદ્ર (ભયંકર) ને દમના દોહીનો ને સર્વ દિશામાં ઉન્માર્ગે દોડે છે, એવા દુષ્ટ ઘોડા ઉપર તમે ચઢ્યા થકા તમોને ઉન્માર્ગે કેમ નથી લઇ જતો ? જવાબમાં ગૌતમસ્વામી કહે છે કે તે ઘોડો જ્યારે ઉન્માર્ગને વિષે દોડે છે ત્યારે સૂત્ર તથા અર્થ રૂપી રાસડીએ ( દોરીએ) બાંધીને ખેંચી રાખું છું. જેથી તે ઘોડો મને ઉન્માર્ગે લઈ જતો નથી અને તે ભલે માર્ગે પ્રવર્તે છે (ચાલે છે) કેશી સ્વામી કહે છે કે તે ઘોડો કયો ? ગૌતમ સ્વામી કહે છે કે સાહસીક અને રૌદ્ર એવો મનરૂપી દુષ્ટ ઘોડો આડો અવળો દોડે છે તેને સમ્યક્ પ્રકારે ધર્મની શીખામણે

ત્થા અધ્યાત્મજ્ઞાન વડે કરી જાતીવંત ઘોડાની પેરે પકડી રાખું છું.

મન વશ કરવાના ઉપાયો ફક્ત સૂત્ર સિદ્ધાંત વાંચવું ભણવું તેજ છે કારણ કે—

**દોહરો**

મન લોભી મન લાલચું મન ચંચળ મન ચોર
મનકે મત ચલીયે નહિ પલક પલક મન ઓર

આથી આજ્ઞા દેનારૂં મટી જઈ આજ્ઞા પાલક થશે.

(૫) મનને સત્કાર્યમાં સારા સુત્રો તથા દ્રષ્ટાંતો વૈરાગ્ય પ્રાપ્ત થાય તેવા ત્થા કરણી કરવાનું મન વધે તેવામાં સંલગ્ન રાખવું. મનને કોઈ વખત કામ વિનાનું નવરૂં રાખવું નહિ. તેને તો સુઈ રહીએ ત્યાં સુધી કામકાજમાં પરોવી રાખવું. અને તે કામ નિષ્પાપ જોઇએ, તે કામ વિનાનું રહે તો તેને બીજા બુરા કામ સુઝસે માટે હંમેશ તેને સત્કાર્યમાં પરોવી રાખવું અને તેને કામથી નવરૂં બેસવા દેવું નહિ કહેવતમાં પણ કહ્યું છે કે નવરો બેઠો નખોદ વાળે. સત્ય કાર્યમાં તેને એવી રીતે જોડવું કે રાત્રે નિંદ્રામાં પણ જાગ્રત સમયનાં સત્ય કાર્યના ચીત્રો સ્વપ્નમાં દેખાય.

(૬) મનને પરમાત્માના ધ્યાનમાં રાખવું. મન સંસારી પદાર્થોમાં વિચરતું હોય તેમાંથી તેને રોકી-વાયણાં, પુચ્છણાં, પરિયટ્ટણાં અનુપેહાં (સૂત્ર અર્થ સહિત) કરવાનો અભ્યાસ પાડવો.

(૭) મૈત્રી, કરૂણા, મુદિતા અને ઉપેક્ષાઃ—આને મૈત્રી કરૂણા, પ્રમાદ અને માધ્યસ્થ ભાવના પણ કહેવાય છે. (૧) સુખીયા પ્રતિ પ્રેમ

દુઃખીયાં પ્રતિ દયા. પુણ્યાત્મા પ્રતિ પ્રસન્નતા અને પાપીઓ પ્રતિ ઉદાસીનતા એ અનુક્રમે ચારે ભાવનાઓનો ભાવાર્થ છે. આથી ચિત્તની પ્રસન્નતા થાય છે.

મતલબકે જગતના બધા સુખી જીવોની સાથે પ્રેમ કરવાથી ચિત્તની અંદર જે ઈર્ષા ખુબ હોય છે તે દુર થાય છે. દાહની આગ બુઝી જાય છે. અને તેથી સંસારમાં લોકો આપણુને તેમ આપણા સ્વજનને સુખી દેખી પ્રસન્ન થાય છે. કારણુ કે લોકો પોતાના પ્રાણુ સમા આપણુને પ્રિય લેખે છે. જો આ ઉંચ્ચ ભાવના સમસ્ત જગતના સુખી જનો પ્રતિ પ્રેરાય તો તે ઘણુ આનંદનું કારણુ થાય છે. બીજાને સુખી દેખવાથી જલન (અગ્ની) પેદા કરવાવાળી વૃતિનો નાશ થાય છે. આ મૈત્રી ભાવવાનો ઉદ્દેશ છે.

(૨) દુઃખી પ્રાણીઓ પ્રતિ દયા કરવાથી પર—અપકાર રૂપ ચિત્ત મલ નષ્ટ થઇ જાય છે. મનુષ્ય પોતાનું કષ્ટ દૂર કરવામાં કોઇને પૂછવાની પણુ જરૂર ધારતો નથી. ભવિષ્યમાં થનારાં દુ.ખ માટે ચાંપતા ઈલાજ લે છે. આવી ભાવના સમસ્ત જગતના જીવો પ્રતિ કરાય તો કેટલાક લોકોના તે દુઃખ દૂર કરી શકે દુઃખ પીડિત લોકોનાં દુઃખ દૂર કરવામાં આપણા સર્વસ્વનું બલીદાન આપવાની ભાવનાથી ચિત્ત સદા પ્રફુલિત રહે છે. આ કરૂણા ભાવનાનો ઉદ્દેશ છે.

(૩) ધર્મીઓને જોઇને હર્ષિત થવાથી દોષારોપ નામની અસૂયા નષ્ટ થાય છે. સાથે ધાર્મિક પુરૂષની ભાવના ચિત્તમાં ધાર્મિક વૃત્તિ જાગ્રત કરે છે. અસૂયાના નાશથી ચિત્ત શાન્ત થાય છે. આ પ્રમોદ ભાવનાનો ઉદ્દેશ છે.

(૪) પાપીઓ પ્રતિ ઉપેક્ષા કરવાથી ચિત્તનો ક્રોધરૂપ મળ નષ્ટ થાય છે. તેમજ પાપ નહિ કરવાનું ચિંત્વન કરવાથી તેના સંસ્કાર હૃદયમાં પડતાં નથી આથી ચિત્ત શાંત રહે છે.

ઉપર મુજબ બતાવેલી ચારે ભાવનાઓનું વારંવાર અનુપાલન કરવાથી ચિત્તની રાજસ, તામસ, વૃતિઓ નષ્ટ થઇ સાત્વિક વૃત્તિનો ઉદય થાય છે અને તેનાથી ચિત્તની પ્રસન્નતા થાય છે. અને આથી જલદી એકાગ્રતા પ્રાપ્ત થાય છે.

(૮) સારા ગ્રંથોનું અધ્યયન:–ભાવનાનું પરમ રહસ્ય પરમાર્થ ગ્રંથોના પઠન પાઠનથી પમાય છે. અને તેથી ચિત્તવૃતિ સ્થિર થાય છે. એકાંતમાં બેસીને સત્ શાસ્ત્રના વાંચનથી વૃત્તિઓ તેમાં તદાકાર બની જાય છે અને આથી ચિત્તની સ્થિરતા થાય છે.

(૯) મનના કાર્યોને જોવું:–મનને વશ કરવાનો એક ઉપાય એ છે કે મનથી અલગ થઈ નિરંતર તેના કાર્ય દેખવાં જોઇએ. જે વખતે આપણે મનનાં દ્રષ્ટા થઇશું તે વખતથી આપણી મનની ચંચળતા નાબુદ થશે. વાસ્તવિક રીતે જોઇશું તો આપણો આત્મા મનથી સર્વથા ભિન્ન છે. એતો સત્ય વાત છે કે જીતવાવાળા વા દેખવાવાળા જાણુ-વાની વા દેખવાની વસ્તુથી સદા અલગ છે. આંખોને આંખ દેખી શકતી નથી. આથી માલમ પડે છે કે મનની વાતોનો જાણુનાર વા દેખનાર મનથી જુદો છે તે ભિન્ન હોવા છતાં પણ મનની સાથ મળીને રહે છે. સારાંશમાં સાધક પોતે નિરંતર મનથી અલગ રહી મનની ક્રિયાનો દ્રષ્ટા બને અને તેમ કરવાનો અભ્યાસ પાડે તો મન શીઘ્રતાથી સંકલ્પ રહિત થાય છે. ઉપરોક્ત મનને વશ કરવાનાં ઉપાયે

બતાવવામાં આવ્યાં છે કારણ કે મનને સ્થિર કર્યા વિના અન્ય કોઇ અવલંબન નથી. જેમ ચંચળ જળમાં રૂપ વિકૃત દેખાય છે તેમ ચંચળ ચિત્તમાં આત્માનુ યથાર્થ સ્વરૂપ દેખાતું નથી. પરંતુ જેવી રીતે સ્થિર જળમાં પ્રતિબિંબ જેવું હોય છે. તેવું દેખાય છે તેવી રીતે સ્થિર મનથી આત્માનું યથાર્થ સ્વરૂપ પ્રત્યક્ષ થાય છે. માટે હંમેશા મનને સ્થિર કરવાને પ્રયત્નશીલ થવું તેથી પ્રભુનો માર્ગ આરાધી શકાશે અને આત્માનું સાર્થક થશે.

## વચનના દશ દોષ.

(૧) વચન શુદ્ધિઃ—ખરાબ વચન બોલવા એ વચનના દોષ-માંનો પહેલો દોષ છે. હંમેશા શુદ્ધતાથીજ અશુદ્ધતા જીતાય છે. માટે કુવચન બોલનારે સુવચન બોલવાની તથા વચન શુદ્ધિની ભાવના વિચારવી જરૂરી છે. ખરાબ વચન બોલવાથી સાવદ્ય વ્યાપાર થાય છે. કોઈ પણ જાતનો સાવદ્ય વ્યાપાર નહિ કરવા કરેમિ ભંતે સૂત્ર ઉચ્ચારી સામાયિકમાં ગુરૂ સન્મુખ પ્રતિજ્ઞા કરી છે, માટે ખરાબ વચન બોલનારે સામાયિકમાં હંમેશાં વચન શુદ્ધિ કરવાની ટેવ રાખવી.

(૨) આત્મવત્ સર્વભૂતેષુ—સર્વ આત્માઓ પોતાના આત્મા સમાન છે. કોઇને હલકો ગણી, તુચ્છકારી કાઢવાની, કોઇને હુંકારા ટુંકારા કરી હલકો પાડવાની ટેવ સ્વાભાવિક રીતે પણ ત્વજવાં જેવી છે, તો પછી સામાયિક વ્રતમાં અવશ્ય તજવી જોઇએ. કોઈનું દિલ દુઃખા-વાથી હિંસાનો દોષ પણ લાગે છે માટે હિંસાને તજવી જોઈએ. હિંસાનો તદ્દન ત્યાગ કરવાનો ઉદ્દેશ સમાયિકનો છે, માટે હુંકારા ટુંકારાની ટેવવાળાએ **ભૂઆત્મવત્ સવ તેષુ** એ ભાવના ભાવવી જેથી તે દોષ ટળી જશે.

(૩) સુત્રાનુસાર ઉપદેશ ભાવના:—ઉત્સુત્ર ભાષી હંમેશા નરક-ગામી બને છે અને પાપકાર્યોનો ઉપદેશ આપવો તે ઉત્સુત્ર પ્રરૂપણા કરવાં જેવું છે, માટે તેવાં પાપકર્મોનો ઉપદેશ આપનારે સુત્રાનુસાર વાણી બોલવાની ટેવ રાખવી જેથી તે દોષ ટળી જશે.

(૪) ઉપયોગા ધમ્મા:—ઉપયોગ એજ ધર્મ છે. લવારો કરવો. જેમ તેમ બોલવું એ ઉપયોગ હીનતા છે, અને અધર્મ પણ છે. ધર્મ ઉપયોગથી બોલવામાંજ છે. સામાયિક વ્રતમાં ઉપયોગ રાખવાથીજ સામાયિકનું ફળ મળે છે, માટે લવારો કરવાની ટેવવાળાએ ઉપયોગા ધમ્મા એ પવિત્ર સુત્રની ભાવના ભાવવી.

(૫) શાંતવૃત્તિ ભાવના:—કલેશ, કંકાશ, અશાંત વૃતિથી થાય છે. અશાંત વૃતિએ કલહનું બીજ છે, વળી ગરમ થવું અને સમતાભાવથી વિરમવું એ સામાયિકનો સમતા ભાવનો ઉદ્દેશ નિર્મૂલ કરવા સમાન છે. માટે સામાયિકમાં કદી પણ કલહ કરવો નહિ, તે દોષ ઉપસ્થિત થતા, શાંત વૃતિ ભાવના ભાવવી જેથી તે દોષ ટળી જશે.

(૬) નિવૃત્તિ ભાવના:—સામાયિક હંમેશા નિવૃતિ સાધક છે. ક્ષેમકુશળ પુછી આગત્ સ્વાગત્ કરવું એ સાંસારિક પ્રવૃતિ છે વળી જ્યાં સુધી શ્રાવક સામાયિક વ્રતમાં હોય છે, ત્યાં સુધી તે સાધુ સમાન ગણાય છે, તેથી તેને દરેક સાંસારિક પ્રવૃતિનો ત્યાગ છે. સામાયિક વ્રતમાં તો કેવળ મોક્ષ પ્રાપ્તિનીજ અભિલાષા રાખવી જોઈએ. ક્ષેમકુશળ પુછી સામાયિકમાં આગત્ સ્વાગત્ કરવું ઘટે નહિ, તે સાંસારિક બંધન છે, માટે ત્યાગ કરવો. નિવૃતિ ભાવનાનું સેવન કરવાથી આ દોષ ટળી જશે.

(૭) ભાષા સમિતિઃ--સામાયિકમાં જે કાંઈ બોલવાનું હોય છે. તે સમ્યગ પ્રકારે બોલવાનું હોય છે. ગાળ દેવાના દોષથી સમ્યક્ત્વના બદલે મિથ્યાત્વ પોષાય છે માટે ગાળ દેવાની ટેવવાળાએ તે દોષ ટાળવા અર્થે ભાષા સમિતિ વિચારવી.

(૮) નિર્મોહિ ભાવનાઃ--સામાયિકમાં હંમેશા મોહવાસનાનો ત્યાગ કરવાનો હોય છે. બાળકો રમાડવાં એ મોહવાસનાનાં બીજ રૂપે છે, જેથી તેનો સામાયિકમાં ત્યાગ કરવો જોઇએ, અને તે ત્યાગ અર્થે નિર્મોહી ભાવના વિચારવી જોઇએ.

(૯) ગુણાનુરાગી વૃતિ ભાવનાઃ--સામાયિક વ્રત એ ગુણાનુંરાગી થવા માટે છે. કોઈના અવગુણ બોલવાં. નિંદા કરવી-વિકથા કરવી, એ દોષદૃષ્ટિ સુચક છે. કોઈની નિંદા કરી તેને ખોટું લગાડવું એ આત્મ-હિંસા કરવાં બરાબર છે. સામાયિક વ્રતમાં સ્વ અને પર દયા કરવાની છે. અને હિંસા સર્વથા ત્યજવાની છે. જેથી કોઈની નિંદા વિકથા, સામાયિકમાં કરવી નહિ. આ દોષ ગુણાનુરાગી વૃતિની ભાવના ભાવ-વાથી ટળી જશે.

(૧૦) સમાન ભાવનાઃ--સામાયિકમાં દરેક જીવો ઉપર સમભાવ-સમાનભાવ રાખવાનો છે. નાના, મોટા, ઉંચા, નીચા, સારા-નરસાનો ભેદ સામાયિકમાં ચિંતવવાનો નથી. તેથી સમભાવનાની હાનિ થાય છે. કોઇની હાંસી કરવી નહિ. તે કરવાનો દોષ ઉપસ્થિત થતા સમાનભાવના ભાવવી જેથી તે દોષ ટળી જશે.

## કાયાનો સંયમ

સંયમને સદ્ યુક્તિથી હર ઘડી હર ઘડી સાધ;
સંયમની સિદ્ધા થતાં રહે કશું ન અસાધ્ય.

સંયમના પ્રકારો પણ ઘણાં છે એ ન્હાના ન્હાના પ્રકારોને પણ પૂર્ણ આનંદથી પ્રયત્નમાં મૂકનાર મહા સંયમી થઈ શકે છે. શરીરનો સંયમ, જરૂરનો સંયમ. દ્રષ્ટિનો સંયમ, વાણીનો સંયમ, કાનનો સંયમ, આ પ્રમાણે જુદા જુદા સંયમોના ગૌણ પ્રકારો છે. અભ્યાસકની સરળતા ખાતર તેનું કાંઈક વિવેચન કરીશું.

## શરીરનો સંયમ

કોઈ પણ પ્રકારનો વ્યાધિ શરીરમાં ઉત્પન થાય તો તેનાથી વિકળ ન બનતા જે આવે તેને શાન્તિથી ભોગવવું એ શરીરનો સંયમ છે, કર્માનુસાર દુઃખ પ્રાપ્ત થતું હોવાથી તેને તો ભોગવેજ છૂટકો છે; આવી પડેલ દુઃખથી નિરાશ થનાર અને તેમાં અધિક અધિક હતાસ થઈ જનાર મનુષ્ય પોતાના જીવનનો ક્ષયજ કરે છે. મૃત્યુ તો જીવને જ્યારે ત્યારે લાગેલું છેજ તો પછી એનો ભય રાખવાની જરૂરજ શું છે.

**શરીરનો સંયમ રાખનાર મનુષ્ય તોઃ—**

છોને વિવિધ વ્યાધિ શરીરમાં આવી ઘર કરીને રહે
છોને મળેલી સર્વ સંપદ્ અન્ય સ્થળમાંહી વહે
છોને સગાં સબંધીઓ પ્રિય મિત્ર નયને ના પડે
છોને સપ્ત ઉદધિ સુકાય છો બ્રહ્માંડ આખુ ગડગડે
તો પણ આત્મ સ્વરૂપ અવલોકી મુખથી મલક મલક હસીએ.

આ પ્રકારના જવલંત નિશ્ચયવાળો હોય છે.

જપમાં આગળ વધવા ઈચ્છતા સાધકે સ્મરણમાં રાખવા યોગ્ય કેટલાંક સૂત્રો જણાવીએ છીએ.

મદ-દમથી ઘટે છે
લોભ-દાનથી ( સંતોષથી ) ઘટે છે
ક્રોધ-દયાથી ઘટે છે
દુઃખ-વીરતાથી ઘટે છે
અશાંતિ-શાંતિથી ઘટે છે
ક્રોધ-પ્રિતિનો નાશ કરે છે
માન-વિનયનો નાશ કરે છે
માયા-મિત્રતાઇનો નાશ કરે છે
લોભ-સર્વગુણુનો નાશ કરે છે
ઉપશાંતથી-ક્રોધનો નાશ થાય છે.
મૃદુતા ( કોમળતા ) થી-માનનો નાશ થાય છે.
આર્જવતા ( સરલતા )થી-માયાનો નાશ થાય છે.
સંતોષ ( અલોભતા )થી-લોભનો નાશ થાય છે.

## કાયાના બાર દોષ

૧. આસનસિદ્ધિઃ—સામાયિક કરનારે આસનસિદ્ધિ કરવાની ટેવ પાડવી જોઈએ. શરીરની અસ્થિરતાથી આસન ચપળ-અસ્થિર થાય છે. જેઓએ શાંત ચિતે હાલ્યા ચાલ્યા વિના ટટાર બેસવાની ટેવ પાડી હોય છે. તેઓ સ્થિર બેસી શકે છે. અને તેથી બેસવાના આસનની પણ ચપળતા થતી નથી. માટે આસનની અસ્થિરતા નિવારવાને માટે પ્રથમ આસન સિદ્ધિ કરતા શિખવું. શરીરની સ્થિરતાથી મન પણ સ્થિર રહે છે.

૨. ધ્યાન-નિમગ્નતા:—સામાયિકમાં કેવળ ધર્મધ્યાનમાં જ સ્થિર રહેવાનું હોય છે અને જ્યારે ધ્યાનમાં લીનતા થાય છે ત્યારે ચોતરફ જોયા કરવાનો દોષ ટળે છે. ચોતરફ જોયા કરવાનો દોષ ધ્યાનથી ચલિત થયાની દશા સૂચવે છે. માટે તેવી ટેવવાળાએ ધર્મધ્યાનમાં નિમગ્ન રહેવાની ટેવ રાખવી જેથી તે દોષ ટળી જશે.

૩. ભવભીરૂ ભાવના:—સામાયિક કરનારે સાવદ્ય એટલે પાપ-વાળા વ્યાપારોથી વિરમવાનું છે. સાવદ્ય વ્યાપારથી ભવની પરંપરા વધે છે અને તેથી બહુલ સંસારી જીવ થાય છે. સામાયિકમાં ભવ-ભીરૂ ( ભવની બીક ) ભાવના ભાવવી જેથી સાવદ્ય કર્મ કરતા અટકી જવાશે.

૪. અપ્રમત્ત ભાવના:—અપ્રમત્ત ભાવનાથી પ્રમાદીપણું દુર થાય છે. પ્રમાદથી જ આળસ મરડવાનું મન થાય છે પરંતુ જ્યારે પ્રમાદ-દશા દૂર થાય છે ત્યારે આળસુ એદીપણું મટે છે માટે આળસ મરડવાની કુટેવવાળાએ અપ્રમત્ત ભાવવાનું ચિંતવન કરવું જેથી આત્મ સંયમ સધાશે. અને આળસ મરડવાનો દોષ નાબુદ થશે.

૫. ગુરૂ પ્રતિ સન્માન ભાવના:—જેઓને ગુરૂ પ્રત્યે સદ્‌ભાવ છે તેઓ ગુરૂ સન્મુખ બેસી કદિપણ ગુરૂનો અવિનય કરતા નથી પણ તેમનું બહુમાન કરે છે. સામાયિક ગુરૂ સન્મુખ કરવાનું છે. ગુરૂના અભાવે પુર્વ ઉત્તર દિશાભિમુખ કરાય છે. માટે અવિનયપણે બેસ-વાથી ગુરૂ પ્રત્યે સન્માન જળવાતું નથી તેથી વિનયથી બેસવાની આવ-શ્યકતા સમાજનારે ગુરૂ તરફ બહુમાનની ભાવના ચિંતવવી જેથી અવિનય બેસવાનો દોષ ટળી જશે.

૬. શિવસુખઃ—સામાયિકનો હેતુ મોક્ષ સુખ સંપાદન કરવાનો છે. નહિ કે શારીરિક સુખ કારણ કે તે સુખ તો ક્ષણિક છે, ઐહિક સુખ હંમેશાં દુઃખદાયક છે. શરીરની શાતાના કારણથી ભીંત વગેરેની ઓથ લઈ બેસાય છે. પણ સામાયિકમાં શારીરીક સુખ-પૌદ્‌ગલિક સુખ નિવારણ કરી આત્મસુખ પ્રાપ્ત કરવાનું છે. માટે મોક્ષ સુખ ઇચ્છનારે ભીંત વગેરેને ઓથ દઇ બેસવું નહિ. તેને ઐહિક સુખ ગણી ત્યાગ કરવો. અને શિવ સુખ ભાવના ચિંતવવી.

૭. અશુચિભાવનાઃ—શરીર ઉપરથી મેલ ઉતારનારે અશુચિ ભાવના ભાવવી જોઇએ. આ શરીર એ ગંદકીનો ગાડવો છે તેના છિદ્રવાટે નિરંતર પસીનારૂપી ઝેર વહ્યાજ કરે છે. જેથી તે સદા અશુધ્ધ છે. તો પછી શરીરનો મેલ ઉતારી શુધ્ધ શરીર કરવાની ભાવના રાખવી એ રેતી પીલી તેલ કાઢવા જેવું છે. વળી તેમાં જીવ હિંસાનો પણ દોષ લાગે છે. માટે સામાયિકમાં શરીરપરનો મેલ ઉતારવાની ટેવવાળાએ અશુચિ ભાવના ભાવવી.

કવિ સુંદરદાસે એક સવૈયામાં શરીરનો ખરો ચિતાર આપ્યો છે.

(સવૈયો)

હાડકોં પિંજર ચામ મઢયો પુનિ માંહિ ભર્યા મલ મુત્ર વિકારા,
થુંક રૂ લાલ વહે મુખસેં પુનિ વ્યાધિ વહે નવ બારહિ દ્વારા;
માંસકી જીભસેં ખાત સબે દિન તા મતિમાન કરો ન વિચારા;
ઐસે શરીરમેં પેઠકે સુંદર કૈસેહિ કીજીએ શૌચ આચારા. ॥૧॥

ગમે તેવું કિમ્મતીમાં કિમ્મતી વસ્ત્ર નવામાં નવું હોય, પણ તે એકવાર શરીર ઉપર ધારણ કરવામાં આવ્યું કે તેની કિમ્મત ઘટી જાય છે. કબાટમાં બાર માસ સુધી પડ્યું હોય તો તે બગડતું નથી પણ શરીર ઉપર એકવાર પહેરાયું કે તેની નવા વસ્ત્ર તરીકેની કિંમત કોઈ નહિ આપે. આતો રોગ રહિત સ્વભાવિક શરીરની સ્થિતિનું નિરીક્ષણ કર્યું, નીરોગી અવસ્થામાં સ્વભાવતઃ તેની આટલી અપવિત્રતા છે તો રોગવાળી સ્થિતિમાં તો આના કરતાં પણ વધારે અપવિત્રતા થાય છે. જઠરમાં જો પાચન શક્તિ કંઈક મંદ થાય છે તો ખોરાક તેમાં વધારે બગડે છે. જેમ સડેલું ધાન્ય ગંધ મારે છે તેમ જઠરમાં સડેલો ખોરાક દુર્ગંધ મારે છે. કરમીયાં સરમીયાં જેવા ઝીણા ઝીણા અપરિમિત જંતુઓ ઊત્પન્ન થાય છે. હોજરીમાં ઝાડાની અને પેસાબની એટલી ભરતી થાય છે કે ઘડીએ, ઘડીએ, અરે એક ઘડીમાં પાંચ દસ વાર ઝાડા કે પેસાબની હાજત થાય છે પિત્તની વૃદ્ધિ થાય છે તો વારંવાર વમન થાય છે અને તેમાં રંગ બેરંગી ચિક્કણા દુર્ગંધી પદાર્થો નીકળે છે. આવી શરીરમાં સદાય અશુચિ ભરી છે ત્યાં શુચી કયાં કરવા જઈએ કેટલા એક જીવો આ અશુચિ ભાવનાને નહિ જાણનારાઓ અજ્ઞાનવશ પડીને સામાયિકની અંદર દોષ લગાડે છે નાહ્યા ધોયા વિના સામાયિક થાય નહિ એમ અશુચિની ભાવના જાણ્યા સિવાય આરંભ ચિંતવે છે જુઓ મલ્લિનાથ ભગવાનનું દષ્ટાંત.

---

# મલ્લીનાથની કથા

**આ અશુચી ભાવના ઉપર મલ્લિનાથ ભગવાનનું દષ્ટાંત દેવું તે યોગ્ય છે. જુઓ જ્ઞાતાજી સૂત્ર આઠમું અધ્યાયને:—મલ્લિકુમરીનું દષ્ટાંત.**

મલ્લિકુમરીના પિતા કુંભરાજા વિદેહ દેશના અધિપતી હતા. તેની રાજધાની મિથિલા નગરી હતી. મલ્લિકુમરીની માતાનું નામ પ્રભાવતિ હતું મલ્લિકુમરીનો આત્મા એક સાધારણ આત્મા ન હતો પણ તીર્થંકર નામકર્મની સમૃધ્ધિવાળો હતો ચાલુ જન્મમાં તીર્થંકર થવાનું સૌભાગ્ય પ્રાપ્ત થવા છતાં સ્ત્રીવેશે અવતાર લેવો એ એક નહિ બનવાજોગ આશ્ચર્યરૂપ બનાવ હતો અને તે પૂર્વ ભવમાં (મહાબળના ભવમાં) મિત્ર, સાધુઓ સાથે કરેલા કપટનું પરિણામ હતું. એક સ્ત્રી-વેદ સિવાય બાકીના ગુણો કે જે તીર્થંકરમાં હોવા જોઇએ તેવા સઘળા ગુણો મલ્લિકુમરીના હતા મતિ શ્રુત, અને અવધિ એ ત્રણ જ્ઞાન સાથે જ જન્મ થયો હતો શરીર સૌંદર્યનું તો જેટલું વર્ણન કરીએ તેટલું થોડું અર્થાત્ તેનું રૂપ અનુપમ હતું યુવાવસ્થામાં મલ્લિકુમરીના રૂપની ચારે તરફ ઘણી તારીફ થવા લાગી તેથી ઘણા રાજાઓ અને રાજકુમારો મલ્લિકુમરીને પરણવાની ચાહના કરવા લાગ્યા. તેમાં છ રાજાઓએ તો ખાસ દૂત મોકલી મલ્લિકુમરીની માગણી કરી તે છતાં પ્રથમ કૌશલ દેશ સાકેતપુર નગરનો પ્રતિ બુધ્ધ રાજા, બીજો અંગ દેશ ચંપાનગરીનો ચંદ્રછાય રાજા, ત્રીજો કૂણાલા દેશ સાવથી નગરીનો રૂપી રાજા, ચોથો કાશી દેશ વણારસી નગરીનો શંખ રાજા, પાંચમો

કુરૂ દેશ હસ્થિણાપુર નગરનો અદીન શત્રુરાજા અને છઠ્ઠો પંચાલ દે
કંપીલપુરનો જીતશત્રુ રાજા હતો. છએ રાજાના દૂતો સમકાં
મિથિલાએ પહોંચ્યા. કુંભરાજાની પાસે આવી છએ દૂતોએ પોત
પોતાના રાજા માટે મલ્લિકુમરીની માગણી કરી કુંભરાજા વિચારમ
પડી ગયો કોને હા કહેવી અને કોને ના કહેવી એકને હા ને બીજા
ના કહેવાથી ઈર્ષા કલેશ થવાનો સંભવ અને તેનું પરિણામ ખરા
આવે તેથી બધાને ના કહેવી શ્રેયસ્કર છે એમ ધારી કુંભ રાજાએ છએ
જણને ના પાડી કે મારે હાલ કોઇને પુત્રી આપવાનો વિચાર નથ
દૂતોને અપમાન પૂર્વક પાછા વાળ્યા છએ દૂતો નિરાશ થઈ પોતપોતાન
રાજાની પાસે આવ્યા અને બનેલી હકીકત જાહેર કરી.

પોતાની માગણીના અનાદરથી ગુસ્સે થએલા છએ રાજાઓએ
ગુસ્સાના આવેશમાં તલવારના બળથી ઈરાદો પાર પાડવાનો વિચા
કર્યો અને તરતજ પોતપોતાના લશ્કરની તૈયારી કરી, કુંભરાજા ઉપ
ચ્હડી જવાનું પ્રયાણ કર્યું આ તરફ કુંભરાજાએ પણ જેના દૂત
અપમાન કર્યું છે તેઓ વખતે ચડાઈ કરશે એવી દહેશતથી પોતા
સૈન્ય સજ્જ કરવા માંડયું. થોડા વખતમાં બંને તરફનાં સૈન્યોન
સામસામે લડાઈ ચાલુ થઈ. શુરા ક્ષત્રિયો પાછા હઠયા વિના શુરાતનથ
લડવા લાગ્યા. બીજી તરફ મલ્લિકુમરીએ છ રાજાઓને સમજાવવાને
એક જુદો જ માર્ગ લીધો હતો મલ્લિકુમરીએ પોતાની અશોકવાડીમ
એક સુશોભિત અતિ રમણીક મકાન બંધાવ્યું હતું ત્યાં મધ્યભાગમ
એક વિશાળ રત્નજડિત તળીયાવાળો સુંદર ઓરડો બનાવ્યો હતો તે
ફરતા છ ગર્ભઘરો બનાવ્યાં, તે છ ગર્ભઘરના દ્વાર મધ્ય ઓરડામ
પડતા હતા છએના આવવા જવાના રસ્તા જુદા જુદા હતા. મધ

ઓરડાના મધ્ય ભાગમાં એક મણિપીઠિકા ઉપર રત્નજડિત પોતાના જેવી રમણીય એક મૂર્તિ—પુતળી બનાવી ગોઠવી તે પુતળીના મસ્તકમાં એક છીદ્ર રાખેલું હતું અને તેનું ઢાંકણું બરાબર બેસી જાય તેવું કરાવ્યું હતું તેથી જોનારને તે વિષે કંઈ સમજ પડે નહિ. આખી હવેલી હાંડી, તખતા, ઝુમ્મર વિગેરેથી શણગારવામાં આવી હતી દરેક હોલમાં સારી બેઠકો ગોઠવી હતી.

મલ્લિકુમરી સારામાં સારૂ ભોજન જમી લઈ વધારાનો એક કોળિયો ઉપરના છીદ્ર દ્વારા પુતળીમાં નાખી છીદ્ર બંધ કરતી હતી પુતળીના પેટમાં પોલાણ હતું તેથી તે કોળિયાનો પેટમાં સંગ્રહ થતો હતો એક તરફ લડાઈ ચાલતી હતી બીજી તરફ આ ક્રિયા થતી હતી આખરે કુંભરાજાની સેનામાં ભંગાણ પડતાં હાર થઈ તેથી કુંભરાજાએ પોતાનું લશ્કર પાછું ખેંચી નગરીમાં પ્રવેશ કરી દરવાજા બંધ કરાવી ગઢરોહ કર્યો ચ્હડાઈ કરનારાના લશ્કરોએ નગરીને ઘેરો ઘાલ્યો પ્રતિદિન કુંભ રાજાની સ્થિતિ કફોડી થવાથી રાજાને ચિંતા ઉત્પન્ન થઇ ત્યારે મલ્લિકુમરીએ કહ્યું 'હે પિતાજી! આપ ચિંતા ન કરો એ રાજાઓને સમજાવવાનો ઉપાય મેં રચી કહાડ્યો છે તમો દૂત મારફત પ્રત્યેક રાજાને જુદું જુદું કહેવડાવો કે તમો એકલા અશોકવાડીની હવેલીમાં આવો. ત્યાં તમારી ધારણા પાર પડશે' કુંભરાજાએ દૂત મારફત ઉપલો સંદેશો કહેવડાવ્યો તેથી છએ રાજા જુદે જુદે માર્ગે અશોકવાડીમાં આવ્યા ગોઠવણ પ્રમાણે જુદા જુદા ગર્ભઘરમાં તેમને પ્રવેશ કરાવ્યો અને પોતપોતાની બેઠકે બેઠાં છએના સ્થાન જુદાં હોવાથી કોઈ કોઈને જોતાં નથી પણ છએની નજર વચલા હોલમાં કે જ્યાં મલ્લિકુમરીની પુતળી છે ત્યાં પડે છે પુતળીનું સૌન્દર્ય જોઈ

સર્વે તેના ઉપર વ્યામોહ પામ્યા મલ્લિકુમરીની પસંદગી મારા ઉપર ઉતરશે એમ પ્રત્યેક રાજા રાહ જોવા લાગ્યા એટલામાં મલ્લિકુમરીએ પુતળીનું દ્વાર ખુલ્લુ કર્યું કે તેની સાથે અંદર સડેલા ભોજનની દુર્ગન્ધ ઉછળવા લાગી એકદમ બધા રાજાઓએ નાક આડા રૂમાલ ધર્યો તો પણ દુર્ગન્ધથી મગજ ફાટી જતું હતું આ પ્રસંગે મલ્લિકુમરીએ સૌને ઉદ્દેશી કહ્યું: અહો રાજાઓ! જે વસ્તુને હમણા તાકી તાકીને તમે જોતા હતા તેની સુગ કેમ કરો છો? જેનું આટલું સ્વરૂપ હતું તેમાંથી કેવી દુર્ગંધ ઉછળે છે અહો સજ્જનો? આ મારા શરીરની પણ એવીજ સ્થિતિ છે ઉપરથી આવું સુંદર છે પણ અંદર આવી દુર્ગંધી, અપવિત્ર વસ્તુ સિવાય બીજું કંઈ નથી. જે ભોજન હું જમું છું તેનો એકેક કોળિયો આની અંદર હું નાખતી હતી. તે સુંદર ભોજનનું કેવું પરિણામ થયું તે તમે નજરે જુઓ છો તો પછી મારા ઉપર શું વ્યામોહ, પામો છો? એકેક કોળીયાની આટલી દુર્ગંધ નીકળે છે તો મારા શરીરમાં રોજ ૩૨ કોળીયા પડે છે તેની કેવી પરિણતિ થતી હશે યાદ તો કરો કે આપણે આગલા ત્રીજા ભવમાં કેવા ભાવથી સંસાર છોડી નીકળ્યા હતા? આ વચનો સાંભળી રાજાઓએ ઉહાપોહ કર્યો કે તેની સાથે જાતિ સ્મરણ જ્ઞાન થયું વૈરાગ્ય પામી લડાઈ બંધ કરાવી મલ્લિકુમરીની સાથે દિક્ષા લીધી, સંયમ લઈ આત્માનું શ્રેય સાધ્યું. સારાંશ કે એમ અશુચી ભાવના દરેક આત્માને આ પ્રમાણે ભાવવી કે સામાયિકની અંદર પ્રવેશ કરીને સુસુખા નીમંતે મેલ ઉતારે છે તેને સમજવું કે આ શરીરને અંતર દ્રષ્ટિથી જોઈએ છીએ તો શું દેખાય છે ઉપર ઉપર તો ચામડીનું વેસ્ટન આચ્છાદન છે સૌથી હેઠે ન્હાના મોટા હાડકા એક બીજાની સાથે જોડાઇ ગોઠવાયેલા છે ચામડીની નીચે માંસના લોચા છે અને તેના ઉપર ઝીણી જાડી અનેક નસો

પથરાએલી છે તેમાં થઇને આખા શરીરમાં લોહીનો પ્રવાહ ફર્યા કરે છે ચરબી મજ્જા (હાડકાનો માળો) પિત્ત, કફ, મૂત્ર અને વિષ્ટાથી શરીર વ્યાપ્ત થયેલું છે. એવા ગંદા અરમણીય શરીરને કયો ડાહ્યો માણસ પવિત્ર કહે ? કોઈ નહિ.

ચાલો આપણે શરીરના કેટલાએક ઉપયોગી ભાગો જોઇએ કે તે કેટલા પવિત્ર છે ? આંખોમાં પિયા ભરાય છે સાંભળવાની શક્તિ ધરાવનાર બે કાનમાંથી હંમેશ મેલ નિકળે છે મોઢામાંથી લાળ અને થુંક નિકળ્યા કરે છે નાકમાંથી શ્લેષ્મ અને લીંટ વહે છે જ્યારે એમ છે તો આ શરીરમાં પવિત્રતા કયાં કહી ? જે ભાગ ઉપયોગી અને પવિત્ર ગણાય છે, તે પણ અપવિત્ર પદાર્થોથી રૂંધાએલો છે આખા શરીરમાં કોઇ પણ પવિત્ર તત્વ વસ્તુ જોવામાં આવતી નથી. જે હોજરી અન્નને પચાવે છે અને શરીરનો એક અગત્યનો અવયવ છે તેની પણ રચના અને સ્વરૂપ જોઈએ તો બીભત્સ ભયંકર લાગે છે કરમીયાં સરમીયાં વગેરે અનેક જાતના કીડાઓ તેમાં ઉત્પન્ન થાય છે તેની પાસે જ વિષ્ટા અને મૂત્રને રહેવાના સ્થાન છે કે જેની ગંધ ચમારના કુંડ જેવી અપ્રિય છે જેનાથી બોલાય છે અને સ્વાદ લેવાય છે તે જીભ પણ શેની બનેલી છે ? શું સોના રૂપાની કે કસ્તુરી કપુરની છે ? ના, ના તે પણ એક માંસનું પિંડ છે, અંદર રમણીય છે. અહા ! શરીરના બધા ભાગોને તપાસી જોઇએ છીએ તો કોઇ પણ ભાગ રૂચિર–રમણીય દેખવામાં આવતો નથી.

૮ કાયગુપ્તિઃ—કાયગુપ્તિ એટલે કાયાને સાવદ્ય વ્યાપારથી વિમુક્ત રાખવી ખણુજ ખણુવી એ કાયિક પાપવ્યાપાર છે. અને કાયશુદ્ધિ

કરવાની સામાયિકમાં પ્રતિજ્ઞા લીધી છે. માટે ખણજ ખણવાનો દોષ સામાયિકમાં ટાળવો જોઇએ અને તે દોષ ઉપસ્થિત થતાં કાયગુપ્તિની ભાવના ભાવવી જોઇએ જેથી એ દોષથી મુક્ત થવાશે.

૯ મર્યાદાનું પાલન કરવું:—સામાયિક એ ગુરૂ સમક્ષ અથવા પૂર્વ ઉતર દીશાભિમુખ રાખી કરવાનું છે. જેથી પગ ઉપર પગ ચઢાવવાથી મર્યાદા જળવાતી નથી તેથી તેને દોષ ગણવામાં આવ્યો છે. વડિલોની મર્યાદા જાળવવી એ સજ્જનતાનો ગુણ છે અને અમર્યાદિત થવું એ દુર્જનતા છે. માટે પગ ઉપર પગ ચઢાવવાની ટેવવાળાઓએ મર્યાદા પાલનની ભાવના ભાવવી.

૧૦ બ્રહ્મચર્યભાવના:—સામાયિકની અંદર શ્રાવક એ સાધુ સમાન છે અને જેઓ પંચ મહાવ્રતધારી છે તેઓજ સાધુ કહેવાય છે બ્રહ્મચર્ય એ પાંચ મહાવ્રતોમાંનું ચોથું છે માટે તેનું યથાસ્થિત પાલન કરવું જોઇએ. કામવાસના એ અંગ ઉઘાડા રાખવાથી બ્રહ્મચર્યનો લોપ થાય છે. વ્રતનું ભંગાણ થાય છે માટે કામવાસના ઉપસ્થિત થતાં બ્રહ્મચર્યની ભાવના ભાવવી જોઇએ તેથી તે દોષ ટળી જશે.

૧૧ દેહદમન:—સામાયિકનો હેતુ દેહદમન કરવાનો છે. કારણ કે તેના દમનમાંજ આત્માની ઉજ્વલતા છે જંતુઓના ઉપદ્રવથી ડરીને ચોતરફથી શરીરને ઢાંકવું એ દેહદમનના બદલે દેહાદિક ધર્મનું રક્ષણ કરવા બરાબર છે દેહાદિક ધર્મમાં જ્યાં સુધી આત્મા રચે છે ત્યાં સુધી તે બહિરાત્મા છે અને બહિરાત્માપણું ત્યાગવાનું સામાયિક વ્રત શીખવે છે તેથી જંતુથી ડરી જઇને દેહ ઢાંકવાની જે વૃત્તિ તે બહિરા-

ત્મવૃત્તિ છે તેથી તેને દોષમાં ગણેલ છે તે દોષ ઉપસ્થિત થતાં દેહાધ્યાસની ભાવના ભાવવી જોઇએ.

૧૨ સમતારસ ભાવનાઃ–હમેશા એવો કુદરતી નિયમ છે કે જ્યારે કોઇપણ બાબતમાં રસ પેદા થાય છે ત્યારે તેમાં પ્રમાદ આળસ નિદ્રા કે તંદ્રા ને અવકાશ નથી સામાયિકનો હેતુ પણ આત્મજાગૃતિ કરવાનો છે અને વિષય કષાયાદિ પ્રમાદને પરિહરવાથીજ આત્મજાગૃતિ યા આત્મશુદ્ધિ થાય છે માટે સામાયિકની અંદર ઉંઘનો દોષ ટાળનારને સમતા રસ ભાવના ભાવવી જોઇએ––

**પ્રશ્ન ૨૫ મો**–સામાયિકના આઠ ભેદનો વિશેષ ખુલાસો કરો?

**ઉત્તર**–અષ્ટ સામાયિક શબ્દ સ્ફુરણા ( આઠભેદે સામાયિકની સમજણ ) ધ્યાનરૂપ જળનો પ્રવાહ કરૂણારૂપ નદીમાં સમતારૂપ, પુરને સારશે ત્યારે ઉક્ત નદીના કાંઠે રહેલા વિકારરૂપ વૃક્ષોને ઉન્મૂલન કરી ધસડી જશે.

## ચિન્તનીય ધ્યાન–વિચાર

### ( ૧ )

**પ્રશ્ન ૨૬ મો**–હું સામાયિક કરૂં છું એટલે શું?

**ઉત્તર**–હું મારી ચિત્તવૃતિ શાન્ત કરૂં છું મન–સરોવરમાં વાસના રૂપી મોજાં જ્યાં સુધી ઉછળતાં હોય અને જ્યાં સુધી તે શાન્ત થાય નહિ ત્યાં સુધી સરોવરની અંદર રહેલ રત્નરાશિ જણાય નહિ. માટે સામાયિકની અંદર સૌથી પ્રથમ સામાયિક કરનારે ચિત્તવૃત્તિ શાંત કરવી જોઇએ.

## ચિત્તવૃત્તિ શાંત કરવાના ઉપાયો

ચિત્તવૃત્તિને શાંત ઔપશમિક, ક્ષાયિક, ક્ષાયોપશમિક ભાવ એ પણ તથા ઔદયિક અને પારિણામિક એ બે ભાવ મળી પાંચ ભાવો જીવના સ્વ તત્વ છે એટલે જીવને તે ભાવ હોય છે તેનું યથાસ્થિત સ્વરૂપ વિચારવું વળી ઉપશમ સંબરને વિવેકની વિચારણાથી ચિલાતી પુત્રે કેવી રીતે ચિત્તવૃત્તિ શાન્ત કરી અને સદ્દગતિ પ્રાપ્ત કરી.

( ૨ )

**પ્રશ્ન ૨૭ મો**–હું સામાયિક કરૂં છું એટલે શું?

**ઉત્તર**–હું સમભાવમાં સ્થિર થાઉં છું.

મન–વચન અને કાયામાં જ્યારે સ્થિરતા પ્રાપ્ત થાય છે ત્યારેજ રાત્રિ યા દિવસ તે મનને ગ્રામ વા અરણ્ય સર્વ સ્થળે સમશીલપણુ ભાસે છે છાસના સંયોગથી દુધનો સ્વભાવ જેમ બદલાઈ જાય છે તેમ ચંચળતા અસ્થિરતા વડે જ્ઞાનરૂપ પલટાઈ જઈ લોભ વિક્ષોભરૂપ કુચા તેમાં પ્રગટાવે છે માટે વિચારપૂર્વક ચંચળતાનો ત્યાગ કરવો યોગ્ય છે.

## સ્થિરતા પ્રાપ્ત કરવાના ઉપાયો

## आणाए धम्मो उपयोगा धम्मा अने परिणामे बंध

આ જીનેંદ્ર પ્રણીત સોનેરી સુત્રોના યથાર્થ જ્ઞાનથી સ્થિરતા અનુભવાશે અને સ્થિરતાં અનુભવાતાં સમકિતની પ્રાપ્તિ થશે અને સમકિતની સદહણા (શ્રદ્ધા) પ્રાપ્ત થતાં નિડરતા પ્રાપ્ત થશે અને નિડરતા પ્રાપ્ત થતાં સત્ય વક્તા થવાશે.

( ૩ )

**પ્રશ્ન ૨૮ મો-હું સામાયિક કરૂં છું એટલે શું?**

**ઉત્તર**-હું મધ્યસ્થ ભાવનાનું સેવન કરૂં છું.

મધ્યસ્થ પુરૂષો અંતર આત્મા વડે શુદ્ધ આશયમાં સ્થિત રહે છે તેમ તેઓ શમ શીતલ ભાવે પણ રહી શકે છે. પ્રસંગે રાગ યા દ્વેષને ધારણ કરતા નથી અને તત્વાતત્વોનો નિર્ણય કરી યોગ્યને ગ્રહણ કરે છે અને અયોગ્યને તજી દે છે કોઈના દ્વેષકે ગુણમાં ચિત્ત લાગી જાય તો આત્મવિચારણામાં સ્થિત થાય છે. આ મધ્યસ્થ પુરૂષનાં લક્ષણો હોય છે.

## મધ્યસ્થતા પ્રાપ્ત કરવાના ઉપાયો

મધ્યસ્થપણું પ્રાપ્ત કરવા (૧) અનિત્ય (૨) અશરણ (૩) સંસાર (૪) એકત્વ (૫) અન્યત્વ (૬) અશુચિત્વ (૭) આશ્રવ (૮) સંવર (૯) નિર્જરા (૧૦) લોક સ્વરૂપ (૧૧) બોધી દુર્લભ અને (૧૨) ધર્મ ભાવનાઓનું યથાર્થ સ્વરૂપ વિચારવું જેથી મધ્યસ્થ ભાવનાનો પ્રાદુર્ભાવ થશે. વૃક્ષનું થડ જેમ જમીનમાંથી ખાતર અને પાણી લેઈ મજબુત થાય છે તેમ હૃદયની અંદર વિશુદ્ધ ભાવે આ ભાવનાઓનું સ્વરૂપ વિચારતાં ચિત્તવૃત્તિ વૃક્ષના થડની માફક સ્થિરતા અનુભવશે. આ મધ્યસ્થ પરિણામિ જીવ-ઉપકાર કરનાર પર રાગ કરતો નથી તેમ અપકાર કરનાર પર દ્વેષ ધરતો નથી પણ તે સમભાવમાં તલ્લીન રહી શુભાશુભ કર્મોનો ઉચ્છેદ કરી ક્ષીણ મોહી થઈ કેવળજ્ઞાન પામે છે.

( ૪ )

**પ્રશ્ન ૨૯ મો-હું સામાયિક કરૂં છું એટલે શું?**

ઉત્તર-હું વિશ્વદ્રષ્ટિ જાગૃત કરૂં છું.

• વિશ્વદષ્ટિવાળા જીવો કર્મની વિસામતાને નહિ ઈચ્છતા પ્રાણી માત્રને સરખા દેખે છે તેથી તે આખું જગત આત્મભાવે અભેદરૂપ છે એમ જાણે છે અને તે જાણનાર સમભાવમાં આવી મોક્ષ મેળવી શકે છે.

## આ વિશ્વદૃષ્ટિ ખીલવવાના ઉપાયો

## आत्मवत् सर्व भूतेषु यः पश्यति स पश्यति

જેઓ પોતાના આત્માની સમાન સર્વને નિહાળી શકે છે તેઓ જ વિશ્વદષ્ટિ ધારક ગણાય છે,

વિશ્વ દષ્ટિ ધારકે ક્રોધ, માન, માયા અને લોભ એ ચંડાળ ચોકડીનો સદંતર નાશ કરવો જોઈએ.

કારણ કે તેથી કરી નાના મોટાપણાના ઉચ્ચનીચપણના ભેદ જતા રહે છે અને સૌને એક સરખી રીતે નિહાળાય છે ક્રોધનો, અહંકૃતનો, મોહનો અને તૃષ્ણાનો છેદ થતાં શાંતિ સરળતા મૃદુતા સાદાઈ અને સંતોષનો ઉદય થાય છે આથી સર્વ બંધુઓની સાથે આત્મભાવે જોવાની દૃષ્ટિ જાગૃત થાય છે અને જ્યારે તમામ જીવો પ્રત્યે સમભાવની દષ્ટિ જાગૃત થાય છે, ત્યારે તે સમય પ્રાપ્ત થયે જીવ પરજીવોને દુઃખરૂપ ન થતાં ક્ષુદ્રમાં ક્ષુદ્ર જીવને માટે પણ પોતાના પ્રાણનું બળિદાન આપવા તત્પર થાય છે

( ૫ )

પ્રશ્ન ૩૦ મો-હું સામાયિક કરૂં છું એટલે શું ?

ઉત્તર-હું સમદૃષ્ટિ ખીલવું છું.

શમવચનામૃત વડે જેનું હૃદય રાત્રિ દિવસ આર્દ્ર (દ્રવતુ) રહે છે છે તેને રાગરૂપ સર્પના વિષની ઉર્મિ કલેશ પમાડવાને સમર્થ નથી.

## સમદૃષ્ટિ પ્રાપ્ત કરવાના ઉપાયો

જ્યારે સોના અને પત્થરને નિંદકને તેમ વંદકને સરખા ગણવાની બુદ્ધિ ઉત્પન્ન થાય છે ત્યારે જ તે સમદૃષ્ટિ જીવ કહેવાય છે.

જે આનંદને અને વિષાદને સરખા ગણે છે (આ સમદૃષ્ટિને જ્યારે આ જગત નિઃસાર જણાય છે ત્યારેજ આત્મજ્ઞાન ઉત્પન્ન થાય છે અને સારમાં સારભુત એવું જે આત્મજ્ઞાન પ્રાપ્ત થાય ત્યારેજ આ જગતને નિઃસાર રૂપે અનુભવાય છે) જ્યારે દૃષ્ટિ મર્યાદા સન્મુખ સંપૂર્ણ આત્મજ્ઞાનધારી પરમાત્માના ગુણ યાદ કરી તેની સ્તવનામાં ભક્તિમાં લીન થવાય છે ત્યારેજ ખરૂં આત્મજ્ઞાન પમાય છે. જેવો આદર્શ મુખ આગળ ખડો હોય છે તેવીજ પ્રવૃત્તિ થાય છે. માટે સમદૃષ્ટિ ખીલવનારે શ્રી અરિહંત પ્રભુને ધ્યાનમાં ચીંતવીને તેમની ભક્તિમાં તલ્લીન થવું આ સમદૃષ્ટિ પ્રાપ્ત કરવાનો સરળ માર્ગ છે સર્વ જીવ પ્રત્યે સમદૃષ્ટિ પ્રાપ્ત થતાં સર્વ પશુપંખી પ્રાણીઓને સરખા ગણવાની બુદ્ધિ ઉત્પન્ન થાય છે અને સર્વ જીવને આત્મભાવે જોવાથી દયાની લાગણી તીવ્ર બને છે અને સમય પરત્વે પશુ પંખીના ખાતર પોતાના પ્રાણનું પણ બલીદાન અપાય છે.

( ૬ )

**પ્રશ્ન ૩૧ મો-હું સામાયિક કરૂં છું એટલે શું?**

ઉત્તર-હું સમતારસમાં ઝીલું છું.

સમતા રસના આ સ્વાદન વડે આત્મા અતીંદ્રિય તૃપ્તિને પામે છે અને તે આત્મિક ગુણથી થએલી તૃપ્તિ ચિરકાળ સ્થિર રહે છે આત્માનંદમાં મગ્ન પુરૂષ નિરંતર ઇંદ્રિયોના સમૂહને પોતાના કબ્જામાં રાખે છે તેમજ મનની નિશ્ચલતા મેળવી ફક્ત જ્ઞાન ગ્રહણ કરવાજ ઉદ્યમી હોય છે.

### સમતારસ પ્રાપ્તિના ઉપાયો

શ્રી ભગવંતે બતાવેલા ત્રિપદિ ઉપનેવા, વિગનેવા અને ધ્રુવેવા-ના સિદ્ધાંતનું જ્યારે રહસ્ય સમજાય છે, નિત્યાનિત્ય માર્ગનું સ્વરૂપ જણાય છે ત્યારેજ વાસ્તવિક સમતારસ ઉત્પન્ન થાય છે અને આથીજ મનુષ્યને ખાત્રી થાય છે કે વસ્તુ માત્ર પરિણુમનશીલ છે. ઈષ્ટ વસ્તુને જોઈ તેથી તે ફુલાતો નથી તેમ અનિષ્ટ વસ્તુ જોઈને તેના પર તિરસ્કાર લાવતો નથી વસ્તુના પર્યાયનું યથાર્થ જ્ઞાન થવાથી ભવ્ય જીવો પોતાનો સમભાવ ટકાવી રાખી મધ્યસ્થ રહી શકે છે અને તે કષાયોની ચિકાશમાં પડતો નથી ત્રિપદીના સિદ્ધાંતથી થોડામાં જીત-શત્રુ રાજા આત્મ જ્ઞાન પ્રાપ્ત કરી પોતાની સદ્‌ગતિ પ્રાપ્ત કરી શક્યો.

# સદ્‌ગુરૂના સમાગમથી ગુણની પ્રાપ્તિ થાય છે

**જીતશત્રુ રાજાની વાર્તાઃ—**

**પ્રશ્ન ૩૨ મો**—સુધર્મા સ્વામીને જંબુસ્વામી પુછે છે. હે પ્રભુ! દીનાનાથ સિદ્ધિપદને પામેલા સર્વ કર્મને ખપાવી ક્ષય કરી મોક્ષ ગયા તેને બારમા અધ્યયનને વિષે સત્સંગની પ્રાપ્તિ થએથીજ આત્મ સાધન તથા પરમપદની પ્રાપ્તિ થઈ શકે કે કેમ ?

**જવાબ**—હા; થાય જેમકે-હે જંબુ! તે કાળ તે સમયને વિષે ચંપાનામની નગરી હતી. રૂદ્ધિ સમૃદ્ધિથી ભરપુર તથા ધર્મને ધનથી સહિત હતી. તે નગરીને વિશે જીતશત્રુ નામે રાજા રાજ્ય કરતો હતો. નિતીવાન, ઉદારદીલ, કદરદાન હતો. તેને એક સુબુધ્ધિ નામનો પ્રધાન હતો. તે પ્રધાન ૧ (ઔત્પાતિકી) ૨ (કાર્મિકી) (વૈનયિકી) (પારિણામિકી) ૧ ઉપ્પત્તિયા, ૨ વેણઈયા ૩ કમ્મયા, ૪ પરિણામિયા એ ચારે બુધ્ધિએ કરી નિધાન હતો રાજ્યધુરાનો ચલાવનાર હતો. વળી ધર્મ પામેલો. નવતત્વ જીવાજીવનો ભણનાર હતો પૂન્ય પાપના ફળ સંપૂર્ણ વિચાર કરવાવાળો હતો. બહુ ન્યાયવંત અને સદ્‌ગુણી હતો. તે પ્રમાણે સુખેથી રાજ્ય કારભાર ચાલતો હતો. હવે તેજ નગરને ઈશાન ખુણામાં એક ખાઈમાં પાણી હતું. તે પાણી કેવું હતું? ખરાબ તથા દુર્ગંધમય. મેદ ચરબી, વસા, નસો, માંસ, રૂધિર અને પરૂના સમુહ વડે વ્યાપ્ત હતું. મડદાના કલેવરોથી ઢંકાયેલું હતું. વર્ણ, ગંધ, રસ, સ્પર્શ વડે અમનોજ્ઞ અસુંદર હતું. જેમ કે કોઈ સર્પનું મડું હોય અથવા ગાયનું મડું, ઘોડાનું મડું, કુતરાનું મડું, મનુષ્યનું મડું હોય તે કેવું? કોહાઈ ગએલું, ગંધાયેલું સોજા વગેરે વડે ફુલી જવાથી વિકાર પામેલું કીડા ઘણા પડેલાં હોય જાનવરોએ ખાધેલું હોય તેથી એ પણ ઘણું વધારે ખરાબમાં ખરાબ દુર્ગંધવાળું હતું. કરમીયા પુરાથી વ્યાપ્ત હતું. એવાં ખરાબ જીવોએ કરીને ભરેલું હતું. કાગડા, કુતરા, વગેરે જીવના ખાવાથી ઘણુંજ બીહામણું દેખાતું હતું. આ ઉપર કહેલાં એથી અતિસે અતિસે ઘણું ખરાબ તથા અત્યંત ખરાબ તે ખાઈનું પાણી હતું.

હવે એક વખતના સમયમાં જીતશત્રુ રાજા સ્નાન કરી શરીરે મર્દન કરાવી કોગળા કરી મોટી કિંમતના આભુષણ વડે શરીરને શોભા આપે તેવાં ઘરેણાં પહેરી ઘણા રાજા, મંત્રી, સેનાપતિ વગેરેની

સાથે ભોજન સમયે શ્રેષ્ટ સુખાશન ઉપર બેસી વિપુલ (ઘણું) અસન, પાણ (પાણી) ખાદીમ (પકવાન) સ્વાદીમ (મુખવાસ) જમતો હતો. તે જમી રહ્યા પછી હાથમુખ ધોઈને પવિત્ર થઈ. તે વિપુલ અસ્નાદિકને વિશે વિસ્મય પામી ઘણા રાજા સેનાપતિ સાર્થવાહને રાજા આ પ્રમાણે કહેવા લાગ્યો. અહો ! દેવાણુપ્રિયા ! આ મનોજ્ઞ ભોજનાદિક સારા વર્ણ ગંધ રસ અને સ્પર્શ કરીને સહિત છે. શેરડીની જેમ આસ્વાદ કરવા લાયક. અને ખારેક વગેરેની જેમ વિશેષ પ્રકારે સ્વાદ કરવા લાયક છે.

પૌષ્ટિકકારક છે, અંગોપાંગના બલને દીપાવનાર છે, કંદર્પને ઉત્પન્ન કરનાર છે, કામને ઉત્પન્ન કરનાર છે, બળ વિગેરેને વૃદ્ધિ પમાડનાર છે, અને સર્વ ઇંદ્રીઓ તથા ગાત્રને આનંદ ઉત્પન્ન કરનાર છે.

હવે તે સાંભળીને ઘણા રાજાઓએ, સેનાપતિઓએ, સાર્થવાહો વિગેરેએ જીતશત્રુ રાજાને આ પ્રમાણે કહ્યું કે હે સ્વામિ ! આપ જેમ કહો છો તેમજ છે, અહો ! આ સુંદર ભોજનાદિક શ્રેષ્ટ વર્ણ, ગંધ, રસ, અને સ્પર્શવડે યુક્ત છે યાવત્ સર્વ ઇંદ્રિયો અને ગાત્રને આલ્હાદક કરનાર છે તે સત્ય છે, ત્યારપછી જીતશત્રુ રાજાએ સુબુદ્ધિ પ્રધાનને આ પ્રમાણે કહ્યું અહો ! સુબુદ્ધિ ! આ મનોજ્ઞ ભોજનાદિક શ્રેષ્ટ વર્ણાદિક વડે યુક્ત છે અને સર્વ ઇંદ્રીઓને તથા ગાત્રોને આનંદ ઉત્પન્ન કરનાર છે ત્યારે તે સુબુદ્ધિ પ્રધાને જીતશત્રુ રાજાના આ અર્થનો આદર સત્કાર કર્યો નહિ અને મૌન રહ્યો. ત્યારપછી જીતશત્રુ રાજાએ સુબુદ્ધિ પ્રધાનને બીજીવાર તથા ત્રીજીવાર ઉપર પ્રમાણે કહ્યું ત્યારે સુબુધ્ધિ પ્રધાને જીતશત્રુ રાજાને આ પ્રમાણે કહ્યું. હે સ્વામિ ! હું મનોજ્ઞ ભોજનાદિકને વિશે કાંઈપણ આશ્ચર્ય પામતો નથી કારણ કે હે સ્વામિ !

શ્રેષ્ટ શબ્દવાલાં પુદ્ગલો પણ અશુભ શબ્દપણે પરિણમે છે. અને અશુભ શબ્દવાલાં પુદ્ગલો શ્રેષ્ટપણે પરિણમે છે. સારાં રૂપવાળાં પુદ્ગલો ખરાબપણે પરિણમે છે અને ખરાબ રૂપવાળાં પુદ્ગલો સારા રૂપપણે પરિણમે છે. સુગંધવાળા પુદ્ગલો દુર્ગંધી થાય છે અને દુર્ગંધી પુદ્ગલો સુગંધી થાય છે. સરસ પુદ્ગલો નિરસ થાય છે અને નિરસ પુદ્ગલો સરસ થાય છે. સારા સ્પર્શવાળાં પુદ્ગલો અશુભ સ્પર્શવાળા થાય છે અને અશુભ સ્પર્શવાળા પુદ્ગલો શુભ સ્પર્શવાળાં થાય છે. તો હે સ્વામિ! સર્વ પુદ્ગલો પ્રયોગને વિસ્ત્રસાયે કરીને પરિણામ પામનાર કહ્યાં છે. પ્રયોગ એટલે જીવના વેપાર વડે. પણ સારા પુદ્ગલો ખરાબ થાય છે અને જીવોના વેપાર વગર સ્વભાવિકપણે સારા પુદ્ગલો નરસા થાય છે અને નરસા પુદ્ગલો સારા થાય છે. ત્યારપછી તે જીતશત્રુ રાજાએ સુબુદ્ધિ પ્રધાનના ઉપર કહ્યા તે વચનોને સત્ય માન્યા નહિ અને મુંગા રહ્યાં, ત્યારપછી તે કેટલાક દિવસે જીતશત્રુ રાજા એક દિવસ સ્નાન કરી શરીરે આભુષણો પહેરી ઘોડા ઉપર આરૂઢ થઇ પ્રધાન, મોંટા મોટા સુભટો તથા સેનાપતિઓ, ઘોડેસ્વારો સહિત નગરી બહાર નીકળતો ખાઇના પાણી નજીક આવ્યો. ત્યારે તે જીતશત્રુ રાજાએ તે ખાઇના પાણીની ખરાબ ગંધથી પરાભવ પામવાથી પોતાના ખેસ વડે પોતાનું મુખ ઢાંકી દીધું અને તેનાથી દૂર ચાલ્યો, અને તે ઘણા સુભટો તથા સેનાપતિઓને આ પ્રમાણે કહેવા લાગ્યો, અહો ભાઇઓ! આ ખાઇનું પાણી અશુભવર્ણ, ગંધ, રસ, સ્પર્શવાળું છે ત્યારપછી સુભટ તથા સેનાપતિઓ આ પ્રમાણે બોલ્યા. હે સ્વામિ! તમે જેમ કહો છો તેમજ છે કે આ ખાઇનું પાણી વર્ણ, ગંધ, રસ, સ્પર્શે કરીને ઘણું ખરાબ છે. અને તે ઘણું જ અશુભ છે. પછી જીતશત્રુ રાજાએ સુબુદ્ધિ પ્રધાનને આ પ્રમાણે

કહ્યું કે હે સુબુદ્ધિ ! આ ખાઈનું પાણી કેવું અશુભ છે. જેમ સર્પ વગેરેનું મડદું હોય તેના કરતાં પણ ઘણું જ ખરાબ છે. ત્યારે સુબુદ્ધિ પ્રધાન રાજાને કાંઇપણ જવાબ નહિ આપતાં મૌન રહ્યો. ત્યારે જીતશત્રુરાજાએ સુબુદ્ધિ પ્રધાનને બીજી ત્રીજી વાર ઉપર પ્રમાણે કહ્યું. ત્યારે તે પ્રધાને કાંઇપણ જવાબ ન દેતાં મૌન ધારણ કર્યું. પછી તે સુબુદ્ધિ પ્રધાનને રાજાએ બીજી ત્રીજી વાર કહ્યું ત્યારે સુબુદ્ધિ પ્રધાને રાજાને કહ્યું કે હે સ્વામી ! આ ખાઇના પાણીમાં મને કાંઇપણ વિસ્મય થતો નથી. કારણ કે શુભ પુદ્‌ગલો અશુભ થાય અશુભ પુદ્‌ગલો શુભ થાય છે. જીત શત્રુરાજાએ સુબુદ્ધિ પ્રધાનને આ પ્રમાણે કહ્યું. એ સાંભળી રાજા બોલ્યાં હે સુબુદ્ધિ તું તારા આત્માને બીજાને અને સ્વપર વડે ઘણી અસત્ય વસ્તુની અને અસત્ય વસ્તુના ધર્મને પ્રગટ કરવાં વડે, ખોટા અભિમાન વડે એટલે કદાગ્રહ વડે. વિવિધ પ્રકારને ભમાવતો અને બીજાને પોતાનો મત સાચો છે તેમ અંગીકાર કરાવતો તું ન રહે ! પછી તે સાંભળી સુબુદ્ધિને આવા પ્રકારનો વિચાર ઉત્પન્ન થયો કે અજીત શત્રુરાજા છતાં તત્વને તથા એટલે સત્ય અને અવિતથ એટલે અસત્ય નહિ એવા જીનેશ્વરે કહેલાં ભાવોને અંગીકાર કરતાં નથી તેથી મારે જીતશત્રુરાજાને તત્વનો સત્ય જેવો છે તેવો અદ્‌ભુત જીનેશ્વરે કહેલાં પદાર્થોને સમજાવીને આ અર્થ અંગીકાર કરાવવો તે શ્રેય છે. એ પ્રમાણે સુબુદ્ધિ પ્રધાને વિચાર કર્યો ત્યાર પછી પોતાના અંગીત પુરૂષો સાથે કુંભારના ઘેરથી નવાતાજા ઘડા મંગાવીને સંધ્યાકાળે થોડા માણસનું આવવું જવું થતું હોય તે વખતે તે ખાઇમાંથી તે ઘડા ભરાવી તેમાં સાજીખાર વગેરે દ્રવ્યો નાખીને મજબુત મોઢા બાંધી. પોતાને ત્યાં એકાંતે મુકાવ્યાં તે પછી સાત રાત્રી દિવસ રાખી મુકયાં. હવે રાખીને બીજીવાર નવા ઘડામાં તેજ પાણી હલાવ્યું ને

પછી નવા ઘડામાં નખાવ્યું. ને તેમાં તાજી રાખ નખાવી. તે ઘડા સાત રાત્રી રાખી મુકયાં. ને ત્રીજીવાર તેજ પ્રમાણે નવા ઘડામાં હલાવી રાખી મુકયાં. એમ સાતવાર હલાવ્યાં. ત્યાર પછી તે ખાઇનું પાણી ૪૯ દિવસે પરિણામ પામતું રત્નરૂપ થયું. પછે સ્વચ્છ થયું પથ્ય આરોગ્યકારક થયું, સત્ય જાતીવન્ત થયું, તનુક—હલકું થયું. સ્ફટિક મણિના જેવું ઉજ્વલ વર્ણવાળું થયું શુભવર્ણ વડે, યુક્ત શુભગંધવડે યુક્ત શુભરસવડે યુક્ત આસ્વાદન કરવા લાયક યાવત્ સર્વ ઇંદ્રીઓને અને ગાત્રને આલ્હાદ કરનારૂં થયું. ત્યાર પછી તે સુબુદ્ધિ જ્યાં તે રત્ન જેવું ઉત્તમ જલ હતું ત્યાં આવ્યો. આવીને હસ્તમાં લઇ તેનો આસ્વાદ કર્યો. આસ્વાદ કરીને તે જલરત્ન, શુભવર્ણવડે યુક્ત, શુભગંધવડે યુક્ત, શુભ રસવડે યુક્ત, શુભ સ્પર્શવડે યુક્ત, આસ્વાદ કરવા લાયક, યાવત્ સર્વ ઇંદ્રીઓ અને ગાત્રોને આલ્હાદક જાણીને હૃષ્ટતૃષ્ટ થઇ સુગંધીવાળો જુસ્તા. વગેરે ઘણાં જલને સુગંધ કરવાનાં દ્રવ્યો વડે તેને મિશ્ર (સુગંધી) કર્યું. મિશ્ર કરીને જીતશત્રુ રાજાના જલરક્ષક પુરૂષને બોલાવ્યો. બોલાવીને આ પ્રામણે કહ્યું. હે! દેવાનું પ્રિય! તું આ ઉત્તમ જલને ગ્રહણ કર. ગ્રહણ કરીને જીત શત્રુરાજાને ભોજન વેળાએ આપજે. ત્યાર પછી તે પાણીના રક્ષકે સુબુદ્ધિ પ્રધાનનો આ અર્થ અંગીકાર કર્યો અંગીકાર કરી તે રત્ન જેવું શ્રેષ્ટ જલ ગ્રહણ કર્યું. ગ્રહણ કરીને જીતશત્રુ રાજાને ભોજન સમયે આપ્યું. ત્યાર પછી તે જીતશત્રુ રાજા તે વિસ્તીર્ણ (ઘણું) ખાનપાનાદિકને ખાતા થકા વિચરતાં હતાં.

અનુક્રમે ભોજન જમી રહ્યાં પછી યાવત્ પવિત્ર થઇને જલ-રત્નનું પાન કરી રાજાને વિસ્મય ઉત્પન્ન થયો એટલે તેણે ઘણાં રાજા

વગેરેને યાવત્ આ પ્રમાણે કહ્યું. " અહો દેવાનુંપ્રિયો ! " આ જલરત્ન સ્વચ્છ છે, યાવત્ સર્વ ઇંદ્રીઓને અને ગાત્રોને આનંદ ઉપજાવનાર છે. ત્યાર પછી ઘણા રાજાઓ સેનાપતિઓ વગેરે આ પ્રમાણે બોલ્યાં. " તેજ પ્રમાણે છે. હે સ્વામિ ! જેમ આપ કહો છો તેમજ છે. ત્યાર પછી તે જીતશત્રુરાજાએ જલરક્ષકને બોલાવીને કહ્યું કે તું આવું જલરત્ન કયાંથી લાવ્યો ? ત્યારે જલરક્ષકે જીતશત્રુ રાજાને કહ્યું કે હે સ્વામિ ! મેં આ જલરત્ન સુબુદ્ધિ પ્રધાન પાસેથી પ્રાપ્ત કર્યું છે. પછી તે જીતશત્રુરાજાએ તે સુબુદ્ધિ પ્રધાનને બોલાવ્યો અને બોલાવીને આ પ્રમાણે કહ્યું કે હે પ્રધાન ! કયાં કારણે હું તને અનિષ્ટ છું ? કે જેથી તેં મને ભોજન સમયે આવું જળરત્ન ન આપ્યું ? હે સુબુદ્ધિ ! તેં આ ઉત્તમ જલરત્ન કયાંથી પ્રાપ્ત કર્યું ? ત્યારે તે સુબુદ્ધિ પ્રધાને જીતશત્રુરાજાને કહ્યું કે હે સ્વામિ ! આ જલરત્ન તે ખાઇનું પાણી છે. ત્યારે તે જીતશત્રુ રાજાએ સુબુદ્ધિ પ્રધાનને કહ્યું કે હે પ્રધાન ! કયાં કારણે કરીને આ જલ તે ખાઇનું છે ? પછી તે પ્રધાને રાજાને કહ્યું કે હે સ્વામિ ! તે ખાઇના જલનું વર્ણન કરતાં મેં તમને કહ્યું હતું કે પુદ્ગલોનો પરીણમન્ થાય છે તે વખતે તમે તે અર્થની શ્રદ્ધા કરી ન હતી તેથી મારા મનમાં એવાં પ્રકારનો વિચાર ઉત્પન્ન થયો કે આ રાજા છતાં પદાર્થોની શ્રદ્ધા પ્રતીતિ અને રૂચિ કરતાં નથી તેથી મારે રાજાને છતાં પદાર્થોનું જીનેશ્વરોએ જેવું સ્વરૂપ કહેલું છે તેવું તેને સમજાવવું એમ મને લાગ્યું તેથી મેં ઉપર પ્રમાણે ખાઇના જલને સુંદર બનાવ્યું છે, અને તે જલરક્ષકને આપી આ પ્રમાણે કહ્યું કે તું આ ઉત્તમ જલ રાજાને ભોજન વખતે આપજે. તેથી હે સ્વામિ ! આ જલ તેજ ખાઇનું છે. પછી રાજાએ સુબુદ્ધિ પ્રધાનના બોલવાં ઉપર શ્રદ્ધા પ્રતિતી રૂચી નહિ કરી. તેથી પ્રધાને કુંભારના ઘેરથી નવા ઘડા

મંગાવી તેમાં પેલી ખાઇનું જલ ભરાવ્યું અને જેવી રીતે પોતે કર્યું હતું તેવી રીતે રાજાની રૂબરૂમાં કરી બતાવ્યું, અને તેજ પ્રમાણે જલને સાત સાત દિવસે ગળી નવા નવા ઘડામાં નાખી વગેરે ક્રિયા કરી જલને સુગંધીદાર બનાવી જીતશત્રુ રાજાને આપ્યું. ત્યાર પછી તે રાજાએ તે ઉત્તમ જલને હાથમાં લઇને ચાખીને આ પ્રમાણે બોલ્યો આ જલ સર્વ ઇંદ્રીઓને અને ગાત્રને આનંદ આપનાર છે. પછી સુબુદ્ધિ પ્રધાનને બોલાવ્યો અને કહ્યું કે હે પ્રધાન! વિદ્યમાન તથા હિતકારક સત્ય સ્વરૂપ દ્વારા ભાવો (પદાર્થો) તેં કયાંથી જાણ્યાં? ત્યારે તે પ્રધાને રાજાને કહ્યું કે હે સ્વામિ! એ ભાવો મેં જીનેશ્વરોના વચનથી જાણ્યાં છે. પછી રાજાએ પ્રધાનને બોલાવીને કહ્યું કે હું તારી પાસે જીનેશ્વરના વચન સાંભળવાં ઇચ્છું છું. પછી પ્રધાને જીતશત્રુ રાજાને ઘણા હેતુ દાખલા સહિત જીનેશ્વરનાં પરૂપેલાં પંચ મહાવ્રતરૂપ ધર્મ કીધો. તથા જીવો જે પ્રકારે કર્મબંધ કરે છે યાવત્ પંચ અણુવ્રત શીક્ષાવ્રત ગુણુવ્રત સુધી સર્વ કહ્યું પછી તે રાજાએ પ્રધાનની પાસેથી ધર્મ સાંભળીને હૃદયમાં ધારી સંતોષ પામીને પ્રધાનને કહ્યું કે હું નિગ્રંથ પ્રવચનની શ્રદ્ધા કરૂં છું, પ્રતિત આણું છું. જેમ તું કહે છે તેમજ છે. તેથી હું તારી પાસે પાંચ અણુવ્રત અને સાત શિક્ષાવ્રતને અંગીકાર કરવાં ઇચ્છું છું. ત્યારે પ્રધાને કહ્યું કે જેમ સુખ ઉપજે તેમ કરો. ઢીલ ન કરો. પછી તે રાજાએ પ્રધાનની પાસેથી બાર પ્રકારનો શ્રાવક ધર્મ અંગીકાર કર્યો. પછી તે રાજા શ્રાવક થયો. અને જીવા જીવાદિકનું સ્વરૂપ જાણ્યું. સાધુ સાધ્વીને ફાસુક સઝ આહારપાણી આદિ ચૌદે પ્રકારનું દાન દેતો થકો વિચરવા લાગ્યો. તે કાળ તે સમયે કોઇ સ્થિવર સાધુ જ્યાં ચંપા નગરી હતી અને જ્યાં પૂર્ણભદ્ર વન હતું ત્યાં પધાર્યા. તેમને વંદન કરવા માટે જીતશત્રુ રાજા તથા સુબુદ્ધિ પ્રધાન વગેરે

નિકળ્યા. સુબુદ્ધિ પ્રધાન ધર્મ સાંભળીને પ્રતિબોધ પામ્યો. અને મુનિને કહ્યું કે હું જીતશત્રુરાજાને પુછીને તેની આજ્ઞા લઇને દીક્ષા ગ્રહણુ કરીશ. ત્યારે તે મુનિએ કહ્યું કે જેમ સુખ થાય તેમ કરો. પછી પ્રધાન જ્યાં જીતશત્રુ રાજા હતો ત્યાં આવ્યાં અને કહ્યું કે મેં મુનિ પાસે ધર્મ સાંભળ્યો છે અને મેં અંગીકાર કર્યો છે. તેથી હે સ્વામિ! હું સંસારના ભયથી ઉદ્વેગ પામ્યો છું. ભય પામ્યો છું તો તમો આજ્ઞા આપો તો દીક્ષા લઉં. પછી રાજાએ પ્રધાનને કહ્યું કે હમણાં તમો કેટલાંક વર્ષો સંસારમાં ભોગ ભોગવો. પછી આપણે બંને સાધુની પાસે દીક્ષા ગ્રહણુ કરશું. પછી પ્રધાને રાજાનું વચન માન્ય રાખ્યું. ત્યાર પછી રાજા અને પ્રધાન મનુષ્ય સંબંધી ભોગ ભોગવતાં થકા. બાર વરસ ગયાં. તે કાળે તે સમયે પાછા સ્થિવર ભગવંત પધાર્યા. જીતશત્રુ રાજા તથા પ્રધાન તે મુનિને વંદન કરવાં ગયાં. પછી જીતશત્રુ રાજા ધર્મ સાંભળી પ્રતિબોધ પામ્યાં, અને મુનિને કહ્યું કે હું મારા મોટા પુત્રને રાજ પર બેસાડીને પ્રધાન સહિત હું આપની પાસે દીક્ષા ગ્રહણુ કરીશ. પછી રાજા ત્યાંથી નીકળીને જ્યાં પોતાનું ઘર હતું ત્યાં આવીને તેણે પ્રધાનને બોલાવ્યો અને કહ્યું કે આપણે બન્ને તે સ્થિવર ભગવંતની પાસે દીક્ષા લઇએ. તેથી રાજાએ તે પ્રધાનને કહ્યું કે તમો જાઓ અને મોટા પુત્રને કુટુંબમાં સ્થાપન કરીને શીબીકા (પાલખી) ઉપર બેસીને મારી પાસે આવો. પછી પ્રધાન તેજ પ્રમાણે શીબીકા ઉપર બેસીને આવ્યાં અને પછી રાજાએ કુટુંબિક પુરૂષોને બોલાવીને કહ્યું કે તમો જાવો અને અદીનશત્રુ કુમાર માટે રાજ્યાભિષેકની સામગ્રી લાવો. તેઓ સામગ્રી લાવ્યા અને કુમારનો રાજ્યાભિષેક કર્યો પછી જીતશત્રુ રાજા તથા સુબુદ્ધિ પ્રધાને તે સ્થિવરની પાસે આવી દીક્ષા લીધી. પછી તે રાજાએ સામાયિક આદિ દઇને અગિઆર અંગનો

અભ્યાસ કર્યો. અને ઘણા વર્ષની દીક્ષા પાળી. એક માસનો સંથારો કરી સિદ્ધી પદ પ્રાપ્ત કર્યું હવે સુબુદ્ધિ સાધુએ પણ અગીઆર અંગનો અભ્યાસ કર્યો અને ઘણા વર્ષ સુધી દીક્ષા પાળી. એક માસનો સંથારો કરી સિદ્ધિપદ પ્રાપ્ત કર્યું.

( ૭ )

**પ્રશ્ન ૩૩ મો**—હું સામાયિક કરૂં છું એટલે શું ?

**ઉત્તર**—હું આત્મજ્ઞાનમાં પ્રવેશ કરૂં છું.

પૌદ્‌ગલિક વિષયનો ઉછાળા વિષનાજ ઉદ્‌ગારો કહાવે છે અને તેજ પૌદ્‌ગલિક તૃપ્તિ અશુદ્ધ માનવી આત્મિક ભાવથી થએલી તૃપ્તિ શુધ્ધ છે અને પરંપરાએ ધ્યાનની ધારાને વિસ્તારે છે.

## આત્મજ્ઞાન પ્રવેશના ઉપાયો

આત્મજ્ઞાન પ્રવેશના ઉપાસકે હંમેશાં સદ્‌વિચારોનું સેવન કરવું કારણ કે જેવો વિચાર તેવો આચાર સદ્‌વિચારોથી ઈંદ્રિયનિગ્રહ છે અને ઇંદ્રિયનિગ્રહથી મનોનિગ્રહ થાય છે અને મનોનિગ્રહથી ધ્યાન થઇ શકે છે અને ધ્યાનથી મોક્ષ પમાય છે જેથી સદ્‌વિચારો એ ઉત્તરોત્તર મોક્ષ પ્રાપ્તીનું કારણ છે માટે આત્મહિત ચિંતકોએ હંમેશાં સદ્‌વિચારોનું સેવન કરવું તેમાં સામાયિક વ્રતમાં તો તેનું ખાસ પાલન કરવું.

( ૮ )

**પ્રશ્ન ૩૪ મો**—હું સામાયિક કરૂં છું એટલે શું ?

**ઉત્તર**—હું તૃષ્ણાને તિલાંજલી આપું છું ?

ક્ષણેક્ષણે હૃદયમાં અનેક પ્રકારની તૃષ્ણાઓ સ્ફુરાયમાન થાય છે અને તે ફક્ત મૃગ તૃષ્ણા સમાન છે. છતાં જ્ઞાનરૂપ અમૃતને ત્યજી દઇને મૂર્ખ નાદાન માણસ તૃષ્ણાનું પોષણ કરવા ખાલી દોડે છે.

## તૃષ્ણા ત્યાગના ઉપાયો

**इच्छारोधन तपकारो** ઇચ્છાઓ, વાસનાઓ તૃષ્ણાઓનું ઉન્મૂલન કરનાર તપ છે બાહ્ય અને અભ્યંતર તપશ્ચર્યા કરતા થકા મુનિ મહાત્માઓ મૂળ અને ઉત્તરગુણની શ્રેણીરૂપ સમૃધ્ધિ મેળવે છે માટે તૃષ્ણાના રોધક પ્રત્યાખ્યાનનું પાલન કરવું પોટિલ્લ દેવે પ્રત્યાખ્યાનથી અમાત્ય તેતલીપુત્રને ઈંદ્રિયના વિષય સુખોમાંથી છોડાવ્યો જેથી તે સિધ્ધ બુધ્ધ અને મુક્ત થયો.

# તેતલીપુત્ર પ્રધાનની કથા.

**પ્રશ્ન**--૩૪. શ્રી સમણભગવાન મહાવીરે કહેલો નાયા ધમ્મ કહાના તેરમાં અધ્યયનનો અર્થ જાણ્યો તો હવે તેના ચૌદમા અધ્યયનનો શો અર્થ કહ્યો છે. તે જણાવો એમ આર્ય જંબુએ પોતાના ગુરૂ આર્ય સુધર્માને કહ્યું:--

આર્ય સુધર્માસ્વામિ બોલ્યાં:--

તેતલિપુર નગરમાં કનકરથ નામે રાજા હતો, તેની પદ્માવતી નામે રાણી હતી. સામ, દામ, ભેદ અને દંડ એ ચારે પ્રકારની રાજ્યનીતિમાં કુશલ એવો તેતલીપુત્ર નામે અમાત્ય હતો, તે નગરમાં મૂષિકાર દારક નામે એક સોની રહેતો હતો. તેને ભદ્રા નામની એક સ્ત્રી અને રૂપ યૌવન તથા લાવણ્યમાં ઉત્કૃષ્ટ એવી પોટ્ટિલા નામે પુત્રી હતી. એકવાર પોટીલા પોતાનાં આવાસની અગાસી ઉપર પોતાની સખીઓ સાથે સોનાના દડાથી રમતી હતી તે વખતે અશ્વારૂઢ થઈ

મોટા પરિવાર સાથે અશ્વવાહનિકા માટે નીકળેલાં તેતલી પુત્ર તેને દુરથી જોઈ. તેના રૂપ ઉપર મુગ્ધ થઈને તેણે તેને લગતી ખાસ હકીકત પોતાના માણુસોને પુછી લીધી. અને ઘરે પાછા ગયા બાદ તે સોનીને ત્યાં તેની કન્યાનું માગું કરવા પોતાનાં માણુસો મોકલ્યાં. અને કહેવરાવ્યું કે જે ધન જોઈએ તે લઇને પણ તારી કન્યા મને પરણાવ. તે સોનીએ ઘણી ખુશીથી આવેલા માણુસોના સ્વાગત સાથે મંત્રીનું કહેવું સ્વીકાર્યું અને પોતે જાતે મંત્રીના ઘેર તે વાત કરવા ગયો. પછી વિવાઅર્થી તેતલીપુત્ર પોટિલા સાથે એક પાટ ઉપર બેઠો બંને એ સ્નાન કર્યું તથા હોમ કર્યા ત્યારબાદ કુટુંબીઓને જમાડીને વિદાય કર્યા પછી અમાત્ય તેતલીપુત્ર પોટિલા સાથે સુખે સુખે રહેવા હવે રાજા કનકરથ રાજ્ય તેમજ અંતઃપુરમાં અત્યંત આશક્ત હતો. તેની એ આશક્તિ એટલી બધી હતી કે પોતાના એકપણુ પુત્ર રાજ્યને લાયક ન રહે તે માટે તે પોતાને થતા દરેક પુત્રના અંગ પ્રત્યંગો છેદી નાખતો. તેની રાણીએ વિચાર કર્યો કે આ રાજા એવો દુષ્ટ છે કે તે મારા એકપણુ દીકરાને ગાદીનો વારસ નહિ થવા દે તેથી તેણે અમાત્ય સાથે મળીને પોતાને હવે થનારા એક પુત્રને બચાવી લેવાની ગોઠવણુ કરી, યોગ્ય વખતે રાણીને પુત્ર થયો. અગાઉથી ગોઠવ્યા મુજબ તેને તે પુત્રને ધાત્રી દ્વારા અમાત્યને ત્યાં છુપી રીતે મોકલી આપ્યો. તે વખતે પોટિલાએ એક મરેલી છોકરીને જન્મ આપ્યો હતો. તે છોકરીને છોકરાના સ્થાને રાણી પાસે મુકવામાં આવી. રાણીને પ્રસવ થયો છે. એવું જાણુતાં જ રાજા તેની પાસે ત્વરાથી આવી પહોંચ્યો. પણુ મુવેલી છોકરી જોઇને ત્યાંથી પાછો ચાલ્યો ગયો. હવે પેલો રાજપુત્ર અમાત્યને ત્યાં મોટો થવા લાગ્યો. તેનું નામ મોટી ધામધુમ સાથે કનકધ્વજ રાખવામાં આવ્યું.

વખત જતાં અમાત્યને પોટિલા ઉપર અભાવ થયો. તેથી તે ઘણી ખીન્ન થઈ પણ અમાત્યે તેના ખેદનું નિવારણુ કરતાં કહ્યું કે હે દેવાનુંપ્રીયે ! તારે ખેદ કરવાનું કારણુ નથી. તું મારા રસોડામાં આવતાં તમામ શ્રમણો (સાધુ સાધ્વી) બ્રાહ્મણો અને ઇતર માગણોને નિરંતર દાન દીધા કર. ત્યારથી પોટીલા તે પ્રમાણે કરતી સુખે રહે છે એવામાં વખત જતાં **સુવ્રતા** નામની બ્રહ્મચારીણી બહુ શ્રુત અને બહુ પરિવારવાળી આર્યા ગામેગામ ફરતા ફરતા ત્યાં આવ્યાં. ત્યાં સંયમ અને તપથી પોતાના આત્માને વાસીત કરતી. થોડો વખત ત્યાં રહ્યાં. તે આર્યાનો એક સંધાટક (સંઘાડો) ભીક્ષા સમયે અમાત્યના ઘરમાં આવ્યો. પોટિલાએ તેને ઘણા આદરથી ભીક્ષા આપી. અને વિનંતી કરી. હે આર્યાઓ ! હું પહેલાં અમાત્યને અત્યંત ઇષ્ટ હતી પણ હવે હું તેને ગમતી નથી. તો એવું કોઈ ચૂર્ણ, મંત્ર કામણુ કે વસીકરણુ છે, યા કોઈ ઔષધી છે કે જેનાથી હું ફરીવાર તેને ઇષ્ટ થાઉ ? આ વાત સાંભળીને પોતાના બંને કાન દાબીને તે આર્યાઓ બોલી હે દેવાનુંપ્રિયે ! અમે તો શ્રમણ નિર્ગ્રંથીઓ તથા બ્રહ્મચારીણીઓ છીએ. તારૂં આવું કથન તો અમારાથી સાંભળી પણ ન શકાય. પણ જો તારી ઇચ્છા હોય તો અમે તને કેવળીએ પરૂપ્યો ધર્મનો ઉપદેશ કરીએ કે જેનાથી તમે આ સંસારના સુખ કરતાં અનંતગણું સુખ પામો.

પોટિલાએ તેમ કરવાની ઇચ્છા જણાવતાં તે શ્રમણીઓએ તેને શ્રમણોપાસિકાનો ધર્મ કહી સંભળાવ્યો. પોટિલાએ તેને સમજીને તેનો સ્વીકાર કર્યો. હવેથી શ્રાવિકા ધર્મને પાળતી પાંચ અણુવ્રત, ગુણુવ્રત, સીક્ષાવ્રત, સામાવિક પ્રતિક્રમણુ કરતાં થકા, સાધુ સાધ્વીને

પોતાને ત્યાં આવી ચડે તો ખુબ આદર સત્કાર સહિત આહારપાણી ઔષધ, ભેષધ, આદિ દઇને ચૌદે પ્રકારનું દાન દેતી થકી આનંદમાં રહે છે.

એક વખત રાતના સમયમાં શુભ વિચાર કર્યો કે મારા ઉપર પહેલા પ્રધાનનો બહુ પ્રેમ હતો હવે હમણાં મારા પૂર્વના કર્મના યોગે હું અનિષ્ઠ થઇ છું તો મારે **સુવ્રતા** આર્યાની પાસે દીક્ષા લેવી તે શ્રેષ્ટ છે. એમ વિચાર કરી સવારે દિવસ ઉગ્યાં પછી જ્યાં પ્રધાન હતાં તેની પાસે આવી બે હાથ જોડી કહેવાં લાગ્યાં. હે સ્વામિનાથ ! મેં **સુવ્રતા** આર્યાની પાસે ધર્મ સાંભળીને મનમાં વૈરાગ્ય લાવી હવે આર્યાની પાસે દીક્ષા લેવાની આજ્ઞા માગવાં આવી છું. તે વખતે પ્રધાને પોટિલાજીને એમ કહ્યું કે ભલે સુખેથી તમો દીક્ષા લ્યો. દીક્ષા લઇ ધર્મ કરણી વડે દેવલોકમાં દેવતાં થાઓ ત્યાર પછી મને જૈન (કેવળી પરૂપ્યો) ધર્મનો બોધ કરવાં આવો તો હું તમને આજ્ઞા આપું. તે વખતે પોટિલાજીએ તે વચન કબુલ કર્યું ત્યારે પ્રધાનજીએ આજ્ઞા આપી અને બડી ધામધુમથી ઓચ્છવ મહોત્સવ કરી **સુવ્રતાજી**ની પાસે દીક્ષા લેવરાવી દીક્ષા લઇ જાવત્ સામાયિક આદિ દઇને અગ્યાર અંગ ભણ્યા પછી તપ જપ ક્રિયા કરી. ઘણા વરસ ચારિત્ર પાળી અંતસમયે એકમાસનો સંથારો કરી આલોવી, પડીકમી, નિંદી, નિશલ્ય થઇ, સમાધીપણે મરણ પામી, દેવલોકમાં દેવતાપણે ઉત્પન્ન થયાં.

હવે રાજા કનકરથ મરણ પામ્યા પછી પ્રજાએ તેનો લૌકિક કાર્ય કરીને તેને સ્થાને હવે ગાદી કોને આપવી. તે વિષેનો વિચાર કર્યો. ત્યાર પછી અમાત્ય પાસે તે બાબતનો વિચાર મુકયો. તે વખતે

અમાત્યે પોતાને ઘેર રહેલાં રાજપુત્ર કનકધ્વજને જે રાખ્યા છે. ભણાવી ગણાવી શસ્ત્ર કળા સર્વ રાજરીતીમાં માહીતગાર કર્યા છે તે કુમારને રાજસભામાં લાવ્યાં અને તેને પોતાને ઘેર કેમ રાખ્યા છે તે બધું સવિસ્તારે વાત કહી બતાવી. તે સાંભળી તમામ પ્રજા ખુશી થઈ અને તેજ કુમારનો રાજ્યાભીષેક કર્યો ગાદીએ બેઠા પછી રાજા ઘણો હુશીઆર રાજના સર્વ ગુણે કરી પુરો નિતિમાન બન્યો. ત્યાર પછી પદ્માવતી દેવીએ પોતાના અંગ જાત પુત્ર કનકધ્વજ રાજાને બોલાવીને ભલામણ આપી કે હે પુત્ર ! તને રાજ્ય મલ્યું. તું રાજલક્ષ્મી રાણીનો અધિકારી જે સર્વ થયો તે સર્વ આ તેતલી પુત્ર પ્રધાનનો ઉપકાર માનજે કારણ કે તેના પ્રભાવથીજ આ બધું મલ્યું છે. માટે તારે આ પ્રધાનને પિતા સમાન સમજવાના છે. તેથી તું તેનો ખુબ આદર કરજે સત્કાર કરજે સનમાન કરજે. જ્યારે કચેરીમાં આવે ત્યારે તેને જોઇને ઉભો થજે તેને આસન આપજે જાય ત્યારે તેને વોળાવવા જજો. તેનો પગાર હકુમતનો વધારો કરજો તેનો ઉપકાર કદી પણ ભુલશો નહિ. તે સાંભળી માતાના વચન કબુલ કરી પ્રધાનને તેજ પ્રમાણે યોગ્ય રીતે સત્કાર સત્કાર કરવાં લાગ્યાં અને સુખેથી રાજ પાળે છે. પ્રધાન પણ ઘણો માનવંત હોઇને માનવશ પડી ગયો. હવે પોટીલ દેવ દેવતા પણે ઉપજી પોતાના પૂર્વ ભવના પતિ તેતલી પ્રધાનને બોધ પમાડવાં જે શરત કરેલી તે યાદ આવી. તે યાદ કરી ધર્મનો પ્રતિબોધ આપવા સારૂં બે ત્રણ વાર આવી ચેતાવ્યાં પણ તે બોધ જરા પણ મનમાં લાવ્યાં નહિ અને બોધ પામ્યાજ નહિ. એટલે પોટિલદેવે વિચાર કર્યો કે રાજાના માનવડેથી તેતલી પ્રધાન બોધ પામે તેમ નથી. તો તંને કનકધ્વજ રાજાથી અપમાન પામે તેમ કરવું. એજ શ્રેષ્ઠ છે. એમ વિચારી

એ પ્રમાણે કર્યું. તેમ કરવાથી હમેશાની માફક જ્યારે મંત્રી રાજા પાસે આવ્યો ત્યારે રાજાએ તેનો જરાયે આદર સન્માન ન કર્યો. જે રાજા પોતાને ઘણાં આદર સત્કારથી રોજ બોલાવતો તેને આજે આમ બદલાએલો જોઈને પ્રધાન ઘણો ખેદ પામ્યો તથા રાજા મારા પર કોપ્યા તેથી મને અકાળે મરાવી નંખાવશે તે શંકાથી અત્યંત ભયભીત થયો ને તે જલ્દીથી પોતાના ઘેર પાછો આવ્યો. ત્યાં પણ તેનો માતા પિતા કે સેવકોએ તેનો આદર ન કર્યો હવે તો તેણે મરવાનો વિચાર કરીને તાલકુટ વીષ ખાધું, પણ તેને કસી અસર ન થઈ. પોતાની તરવારને ડોક ઉપર હલાવી તે પણ નિષ્ફળ ગઇ ડોક સાથે પત્થર બાંધી ઉંડા પાણીમાં પડયો પણ મર્યો નહિ. છેવટે તે ઘાસની ગંજીમાં આગ નાખી તેમાં પેઠો, પણ અગ્નિ બુઝાઇ ગયો.

ત્યારપછી તે લમણે હાથ દઈ ને ઉતરેલ મોંએ વિચાર કરવા લાગ્યો કે અહો સાધુ મુની મહારાજ જે જગતને અદૃષ્ટ છતાં સ્વર્ગ છે નર્ક છે. પાપના ફલ છે. પૂન્યના ફલ છે. એ જે પરૂપે છે. (કહે છે) તે શ્રદ્ધા કરી શ્રાવક વગેરે સાચું માને છે. પરંતુ હું કોઈની પાસે કહું કે મેં તાલપુર ઝેર ખાધું, હું કુવામાં પડયો, તલવાર ગળે મારી અગ્નિમાં પડયો. છતાં બળ્યો નહિ, વગેરે હું શબ્દો કહું તો મારા વચન ઉપર કોણ શ્રદ્ધા કરે? આ પ્રમાણે ગાલે હાથ દઈ મનમાં પોતાની આ દુર્દશાનો વિચાર કરવા લાગ્યો, તે વખતે પેલો પોટિલ દેવ પોટિલાના રૂપે તેની સામે હાજર થયો અને અને બોલ્યો હે તેતલી! આગળ મોટો ખાડો છે. પાછળ ગાંડો હાથી ચાલ્યો આવે છે, બંને બાજુએ ઘોર અંધારૂં છે, વચ્ચે ઉપરથી બાણો વરસે છે, ગામ સળગ્યું છે, અને રણ ધગધગે છે. તો હે તેતલિ હવે ક્યાં જવું?

તેતલી બોલ્યો જેમ ભૂખ્યાનું શરણુ અન્ન છે. તરસ્યાનું શરણુ પાણી છે. રોગનું શરણુ ઔષધ છે અને થાકેલાનું શરણુ વાહન છે. તેમ જેને ચારે બાજુ ભય છે, તેનું શરણુ પ્રવ્રજ્યા છે. પ્રવ્રજીત થયેલાં ક્ષાંત, દાંત અને જીતેંદ્રિય ને કશો ભય હોતો નથી. એટલે કે જેણે પ્રવ્રજ્યા ગ્રહણુ કરી હોય તેને સામાયિક (સમભાવ) નો પરિણામ હોય છે. તેથી તેને શરીરાદિક ઉપર આશકિત હોતી નથી અને તેથી તેને મરણાદિકનો ભય હોતો નથી.

આ પ્રમાણે ભય પામેલાંને દિક્ષા જ શ્રેય કરતાં છે. અને તે દેવે પ્રધાનના જ મુખે કબુલ કરાવ્યું ને પછી તે પોટિલ દેવે તે તેલીપુત્ર પ્રધાનને કહ્યું હે તેતલી પુત્ર તમે સારૂં કહો છો એટલે કે ભય પામેલાને દિક્ષા શરણુ ભુત છે. એમ જો તમો માનો છો તો તે બરાબર છે. હમણાં તમે પણ ભયથી પરાભવ પામેલાં છો તેથી આ અર્થને બરાબર તમો સારી રીતે જાણો અર્થાત દીક્ષા ગ્રહણુ કરો. તે પ્રમાણે કરીને એટલે કહીને બીજીવાર પણ એમ જ કહ્યું. કહીને તે દેવ જે દીશામાંથી આવ્યો હતો તેજ દીશાએ પાછો ગયો પોતાના સ્થાનકે ગયો!

ત્યાર પછી તે તેતલી પુત્રને શુભ પરીણામ વડે જાતિ સ્મરણુ જ્ઞાન ઉત્પન્ન થયું તેને યાદ આવ્યું કે હું આ જંબુદ્વિપના મહાવિદેહ ક્ષેત્રની પુકલાવતી વિજયમાં પુંડરીકણી રાજધાનીમાં મહાપદ્મ રાજા હતો ત્યાર પછી (તે ભવમાં) હું ત્યાં તે સંસારિક ભોગ વિલાસોને છોડીને સ્થિવરોની પાસે દીક્ષા લઈને સામાયિક આદિ ચૌદ પૂર્વ ભણીને ઘણા વરસોનું ચારીત્ર પાળીને એક મહિનાનો સંથારો (અનશન) કરી, મરણુ પામી, સાતમાં મહા શુક્ર નામના દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયો હતો. ત્યાંથી ચવી હું અહીં તેતલી પ્રધાનપણે ઉત્પન્ન થયો છું. તેથી મારે દીક્ષા લેવી તે શ્રેષ્ઠ છે. એમ કહી પોતે સ્વમેવ દીક્ષા લીધી

અને ત્યાંથી ચાલી પ્રમોદ વનનાં ઉદ્યાનમાં ગંભીર ઝાડની નીચે એક સ્વચ્છ પત્થર ઉપર બેસી, શુભ વિચાર કરતાં થકા, મોહની કર્મ સંબંધીના ઘનઘાતી ચારે કર્મ ખપાવી કેવળ જ્ઞાન પામ્યાં તે વખતે પાસે રહેલાં દેવતાઓએ કેવળ મહોત્સવ કર્યો દેવે દુદુંભી વગાડી. પંચ દીવ્ય પ્રગટ કર્યા તે સાંભળી કનકધ્વજ રાજાએ વિચાર કર્યો પછી કોઇને પુછતાં માલમ પડયું કે તેતલી પ્રધાને દીક્ષા લીધી અને પ્રમોદ વનને વિષે શુભ ભાવના વડે કેવલ જ્ઞાન પામ્યો. તે રાજાના મનમા વિચાર થયો કે તેતલી પુત્ર પ્રધાનનો અનાદર કર્યો તેથી તેણે સંસારનો ત્યાગ કરી દીક્ષા લીધી. માટે હવે હું કેવલી પાસે જઈ મારા કરેલા અપરાધની માફી માગું એવો વિચાર કરી રાજા પોતાના સૈન્ય સહિત પ્રમોદ વનને વિશે તેતલી પુત્ર અણુગાર કેવલી ભગવાન હતાં ત્યાં આવ્યાં. પગે લાગી વારંવાર ખમાવી ત્યાં બેઠા ત્યાર પછી કવેલી ભગવાને તે રાજાને ધર્મોપદેશ આપ્યો. તે સાંભળી કનકધ્વજ રાજા બાર વ્રત ધારી શ્રાવક થઇ જીવાજીવ પદાર્થોને જાણી સાધુ સાધ્વીને સુઝતાં આહાર પાણી આદિ આપતો વિચરે છે ત્યાર પછી તેતલી પુત્ર કેવલી ભગવાન ઘણાં વર્ષો સુધી કેવળ પર્યાયને પાળી સિદ્ધી પદને પ્રાપ્ત કર્યું.

## સારાંસ

કેટલીક વખતે આત્મા સન્માન નહિ પામવાથી અપમાન વડે દીક્ષા લે છે. તે પણ શુભ ભાવનાથી કેવલ જ્ઞાન પામી મોક્ષની પ્રાપ્તિ કરે છે. બાહ્ય અને અભ્યંતર તપશ્ચર્યા કરતા થકા મુનિ મહાત્માઓ મુળ અને ઉત્તર ગુણની શ્રેણી રૂપ સમૃદ્ધિ મેળવે છે. માટે તૃષ્ણાના રોધકે પ્રત્યાખ્યાનનું પાલન કરવું. પોટિલા દેવે પ્રત્યાખ્યાનથી અમાત્ય

તેતલી પુત્રને ઇંદ્રિયોના વિષય સુખોમાંથી છોડાવ્યો જેથી તે સિદ્ધબુદ્ધ અને મુક્ત થયો.

આ ઉપરથી એમ સમજવાનું છે કે આત્માને ચારિત્રની જરૂર છે ચહાય તેરા પ્રકારે અંતે ચારીત્ર લેવાથી જ મોક્ષ થશે એમ સમજીને દેશથી સર્વથી સામાયિક ચારિત્ર અંગિકાર કરવાની જરૂર છે.

### દોહરા

મહિમા વંત ગુરૂ માહરા, જ્ઞાન તણા ભંડાર,
જૈન શાસનમાં દીપતા, વંદન વારંવાર. ૧
કૃપા કરો મુજ ઉપરે, ક્ષમા–જ્ઞાન દાતાર;
અલ્પ મતિથી હું રચું, શુભ સામાયિક સાર. ૨
જગ ઉપકારને કારણે, રચતાં થયો આનંદ;
મહેર કરો મુજ ઉપરે, ગુરૂવર માણેકચંદ. ૩
પ્રતિભા સંપન્ન આપ છો, ત્યાગ વીર અણગાર,
પુરણ પવિત્ર ગુણવંત છો, દયા તણા આગાર. ૪
સ્વામી પુરૂષોતમજી, રૂડા છો અણગાર,
ગીરવા ને ગુણવંત છો, જ્ઞાન તણા દાતાર. ૫
મુજ ગુરૂ ભાઇ કાનજી, ક્રિયાવંત અનુપ,
અભયદાન દેતા રહે, દયા તણું છે રૂપ. ૬
જ્ઞાન ગુણ ગંભીર ને, ભદ્રીક ને ગુણવંત,
માલસીજી કૃપા વંતને, વિનયવંત છે સંત. ૭
અમૂલ નામ છે જેહનું, બુદ્ધિ તણા ભંડાર,

સ્હાય કરી આ ગ્રંથમાં, શુદ્ધિ કરવા સાર. ૮
ઉપકારી છો આપ સૌ, રાખો મુજ પર વહાલ,
મ્હેર કરી મુજ ઉપરે, વદે મુનિ શીવલાલ. ૯

(૧)

## સાવદ્ય યોગ વિરતિ આવશ્યક સ્તવન.

( કપુર હોવે અતિ ઉજળો રે......એ રાગ. )

પહેલુ સામાયિક કરોરે, આણી સમતા ભાવરે;
રાગ રોષ દૂર કરોરે, આત્મા એહ સ્વભાવરે;
પ્રાણી ? સમતા છે ગુણ ગેહ, એતો અભિનય અમૃત મેહરે. પ્રાણી.
આપો આપ વિચારીએ રે, રમિએ આપ સ્વરૂપ;
મમતા જે પરભાવની રે, વિષયો તે વિષ કૂપરે. પ્રાણી.
ભવ ભવ મેલી મૂકીયોરે, ધન કુટુંબ સંજોગ;
વાર અનંતી અનુભવ્યારે, સવિ સંજોગ વિજોગ રે. પ્રાણી.
શત્રુ મીત્ર જગકો નહિં રે, સુખ દુઃખ માયા જાળ;
જો જાગે ચીત્ત ચેતના રે, તો સવિ દુઃખ વિસરાલવે. પ્રાણી.
સાવદ્ય યોગ સવિ પરિહરીરે, એ સામાયિક રૂપ;
હુવા એ પરિણામથી રે, સિદ્ધ અનંત અરૂપ રે. પ્રાણી.

(૨)

## અથ શ્રી સામાયિકનાં લાભની સજ્ઝાય.

કર પડિક્કમણું રે ભાવશું,
દોય ઘડી શુભ ધ્યાન ॥ લાલ રે ॥ કર ॥૧॥

શ્રી મુખ વીર ઇમ ઉચ્ચરે,
શ્રેણિક રાય પ્રતે વાણુ ॥ લાલ રે ॥
લાખ ખાંડી સોના તણી,
દિયે દિયે દિન પ્રતે દાન ॥ લાલ રે ॥ કર ॥૨॥
લાખ વરસ લગે તે વળી,
એમ દીયે દ્રવ્ય અપાર ॥ લાલ રે ॥
એમ સામાયિકને તોલે,
નાવે તેહ લગાર ॥ લાલ રે ॥ કર ॥ ૩ ॥
સામાયિક ચઉવિસંત્થો,
વંદના દોય દોય વાર ॥ લાલ રે ॥
વ્રત સંભારોને આપણાં,
પાળો નિરતિચાર ॥ લાલ રે ॥ કર ॥૪॥
કર કાઉસ્સગ્ગ શુભ ધ્યાનનો,
પચ્ચખાણુ શુદ્ધ વિચાર ॥ લાલ રે ॥
દોય સંધ્યાયે તે વળી,
ટાળો ટાળો અતિચાર ॥ લાલ રે ॥ કર ॥૫॥
શ્રી સામાયિક પ્રસાદથી,
લહીએ અમર વિમાન ॥ લાલ રે ॥
ધર્મસિંહ મુનિ એમ ભણે,
એ છે મુક્તિ નિદાન ॥ લાલ રે ॥ કર ॥૬॥

(૩)

## રાગ ધનાશ્રી

સામાયિક સુખદાય કરો, શુદ્ધ સામાયિક સુખદાય;
સમતા રસની આવક જેમાં, સામાયિક તે કહેવાય. કરો. ૧
સામાયિક શણુગાર શ્રાવકનો, ભવસાગર ઉતરાય. કરો. ૨
સામાયિકમાં હસવું ન રમવું, ફરવું ન ફોગટ કયાંય. કરો. ૩
મોહ ને મમતા મનમાં ન ધરવી, કરવી નહિ વિકથાય. કરો. ૪
પરનિંદા પરમાદને હરવા, ઠરવા શિવ સુખ માંય. કરો. ૫
શુદ્ધી કરણે રહો જીનશરણે, જન્મ મરણ ભય જાય. કરો. ૬
કોટી જન્મનાં પાપ પ્રજળવા, માર્ગ કહ્યો જિનરાય. કરો. ૭
જૈન ગુણ ગાઓ પ્રભુપદ પાવો, આવો સમ ઘરમાંય. કરો. ૮
પુણીયા શ્રાવક તણી સામાયિક, વીર મુખે વખણાય. કરો. ૯
લાખ ખાંડી લાખ વરસ સુધી, હેમનુ દાન દેવાય. કરો. ૧૦
તોયે ન આવે એ વ્રત તોલે, એમ વદે જિનરાય. કરો. ૧૧
સામાયિકમાં ગુણ અગણ્ય છે, એક મુખે ન કહેવાય. કરો. ૧૨
ભાવ ધરી વદે મુનિ વિનયચંદ, સામાયિક ગુણગાય. કરો. ૧૩

(૪)

## જ્ઞાન બાણ.

( રામબાણ વાગ્યા હોય તે જાણે. એ રાગ )

જ્ઞાનબાણ વાગ્યા હોય તે જાણે, પ્રેમ રૂપે પ્રભુને પીછાણે રે. જ્ઞા

-ઉદાયન મેઘકુમારને વાગ્યા, એ ઠરી બેઠા છે ઠેકાણે;
અર્જુન માળીને રૂદ્યામાં વાગ્યા, એ અંતર સુખને માણેરે. જ્ઞ
આદ્રકુમારને અંતર વાગ્યા, વાદી મળ્યા જે ટાણે;
પંચવાદીને પૂરણ સ્હમજાવ્યા, વીર ભેટયા તે ટાણે રે. જ્ઞ
સુબાહુકુમારને પ્રકટી જ્યોતિ, સંયમગાં ચિત્ત રમતું;
પરહરી પાંચસે રામાને, કષાયથી મન વિરમતું રે. જ્ઞ
નવ જણા પણ એજ પ્રકારે, ભોગ તજ્યા ખરે ટાણે;
ક્ષણ સુખ સાટે બહુ દુઃખ જાણી, વૈરાગ્યમાં રહે જ્ઞાને રે. જ્ઞ
કાકંદીવાસી ધન્નાને ઉર, વીર વસ્યા ખરે ટાણે;
દુક્કર કરણી વીરે વખાણી, સર્વાર્થ સિદ્ધ સુખ માણેરે. જ્ઞ
ધન્નાની પેરે નવ સંતોને, પ્રકટી આતમ જ્યોતિ;
ભવ એકે સર્વ કર્મ ખપાવી, લેશે એ વર મુક્તિરે. જ્ઞ
શ્રેણિકના બેટા જાળીઆદિકે, વીરપે વ્રતને લીધા;
કઠણ કર્મના બંધન તોડી, અનંત સુખને લીધારે. જ્ઞ
એમ અનેક જે જ્ઞાને રમીયા, ભવ ફેરા એણે ટાળ્યા;
માણેકચંદજી ગુરૂ પ્રતાપે, શિવ મુનિ દુઃખ ટળીયારે. જ્ઞ

કર્તા મુનિશ્રી શીવલાલજી.

(૫)

## સંસાર અસાર વિષે

( રાગ—લાવણી મુજ ઉપર ગુજરી )

અતિ પાપ ભર્યો સંસાર દુઃખનો દરિયો,

ખોટો દુનિયાનો ખેલ, દોષનો ભરિયો;
માયાની મોટી જાળ, પાપ દેનારી,
ધિક્કાર દુષ્ટ સંસાર ગણો નરનારી. ૧

ક્ષણ ક્ષણમાં અગણિત દોષ થાય છે અંગે,
માથે લેવી વિષ જાળ સગાની સંગે;
બાજીગર કેરો ખેલ જુઓ ઉર ધરી,
ધિક્કાર દુષ્ટ સંસાર ગણો નરનારી. ૨

ધિઃક સગા સંબંધી સર્વ ધિઃક સગાઈ,
ધિઃક પત્નિ ને પરિવાર અતિ દુઃખદાઈ
ધિઃક દેહ ભક્તિ વિના પાપ રૂપ અતિભારી
ધિક્કાર દુષ્ટ સંસાર ગણો નરનારી. ૩

જે જન્મ પામીને ધર્મ કરે નહિં ભાવે,
ધિક્કાર તેહી નરનાર નર્કમેં જાવે;
ધિઃક સ્વપ્ન જેવો સંસાર ઝાળ દુઃખીયારી,
ધિક્કાર દુષ્ટ સંસાર ગણો નરનારી. ૪

ધિઃક શાસ્ત્ર સૌ કહે વિશ્વને નિત્યે,
શું મોહ્યા તેમાં મીત્ર તમે બહુ ચિત્તે;
મુનિ માણેકચંદની શીખ લીઓ ઉર ધારી,
ધિક્કાર દુષ્ટ સંસાર ગણો નરનારી. ૫

(૬)

## શ્રાવકજીના ઉપદેષ વિષે.

( ઓધ્ધવજીના સંદેશાનો રાગ )

શ્રાવકજી સહુ જૈન માર્ગ અજવાળજો,
વૈર વિરોધી કારણુ કરીને દુરજો.
પ્રેમ ધરીને નિત્ય નિયમ વ્રત પાલજો,
અરિહંત દેવનું રાખી સમરણુ ઉરજો. શ્રા. ૧
શ્રવણુ કરેલી શીખ સદા સંભાળજો,
ગુણુ ગ્રાહક ગુણુવાન બની ગંભીરજો;
અવગુણુ અંતર ઘટડાના સહુ અળગા કરી,
પવિત્ર થઇને પામો ભવજલ તીરજો. શ્રા. ૨
ઇંદ્રતણા સુખ વાર અનંતી પામીયા,
ભારે પામ્યા રાજ્ય લક્ષ્મી ભંડારજો;
પરમ પ્રકાશક પરમ પંથ નવિ પામીયા,
પામ્યા નહિ કદી સમદ્રષ્ટિ સુખ કારજો. શ્રા. ૩
કાળ અનંતો આથડીયા અજ્ઞાનમાં,
જન્મ મરણુના પામ્યા દુઃખ અપારજો;
કોઇક સારા સુકૃતના સંયોગથી
આર્ય કુલમાં પામ્યા નર અવતારજો. શ્રા. ૪

પરિહરજો તુમે પરિચય પાપી લોકનો,
સદ્ ગુણીયલ સજ્જનનો કરવો સંગજો;
દ્વેષ રોષ દુઃખ દાયકને દૂરે કરી,
ભયહર પ્રભુને ભજજો ધરી ઉમંગ જો. શ્રા. ૫

વિષય વાસના વિકથા વ્હેમ વિસારજો,
અંતર ઘટના વિષથી પામી વિરામજો;
સત્ય શીલના સુંદર ધરી શણગારને,
પાપ તાપ તજી પામો અવિચળ ધામજો. શ્રા. ૬

મરતાં સુધી પણ મિથ્યા વચન ન બોલવું,
ઉદાર બનીને કરજો પર ઉપકારજો;
કજીયા કલેશ કુસંપ કદી કરવા નહિ;
સદ્ગુરૂની સંગતનો એ છે સારજો. શ્રી. ૭

ધામ ધરા ધન સંપતી સ્વપ્ન સમાન છે,
વિનાશ થાતા ક્ષણુ નહિ વારજો;
માટે મિથ્યા સ્વરૂપ તજી દઈ મનડા થકી,
ભાવિક થઈને ભજજો ભય હરનારજો. શ્રી. ૮

સદ્ગુરૂનો સદ્બોધ સ્મરણમાં રાખજો,
પવિત્ર પંથે કરજો નિત્ય પ્રયાસજો;
વિષમ દશા અંતરની સહુ અલગી કરી,
ગુલાબચંદ વૈરાગે કરીને વાસજો. શ્રી. ૯

(૭)

# સંપ વિષે

## હરિગીત છંદ.

સંપી બની સુખને ચહો, સંપી કરો સૌ કાજ તો,
સંપી બની દુઃખને હરો, સંપે કરો સૌ રાજ તો;
સંપી બની નીતિ ગ્રહો, સંપતિ સંપે તો ખરે,
તજી મત મતાંતર જૈનીઓ સંપો અરે સંપો અરે. ૧

વળી સંપથી કીર્તિ વધે, સંપે થશે બહુ લાભતો,
સંપી થતા દુશ્મન ઘટે, સંપે રહે નિજ દાબતો;
સંપે વધે સુવિચાર તો, સંપે વખાણો સૌ કરે,
તજી મત મતાંતર જૈનીઓ સંપો અરે સંપો અરે. ૨

સંપી થતાં ઉદ્યમ વધે સંપેજ લક્ષ્મી સાંપડે,
સંપી થતા સૌ જન ચહે સંપેજ દુઃખ જુદાં પડે;
સંપી થતાં હિમત વધે સંપેજ અમૃત તો ઝરે,
તજી મત મતાંતર જૈનીઓ સંપો અરે સંપો અરે. ૩

વળી સંપમાં બહુ માલ છે, સંપેજ આયુષ્ય તો વધે;
સંપી રહે તે શ્રેષ્ટ છે, સંપેજ માન વધે બધે;
સંપી રહે બુદ્ધિ ચડે, સંપેજ જ્ઞાન વધે ખરે,
તજી મત મતાંતર જૈનીઓ સંપો અરે સંપો અરે. ૪

જુઓ સંપથી તેત્રીસ ક્રોડને ત્રણ કરોડે વશ કર્યા,

વળી દૂર દેશથી આવીને, આ હિંદના માલિક થયા;
એ દાખલો લઈ ઉરમા, કરો ઐકયતા તો સૌ સ્થળે;
તજી મત મતાંતર જૈનીઓ સંપો અરે સંપો અરે. ૫

કુસંપથી કલેશી થશો, કુસંપથી દ્રેષી થશો,
કુસંપથી નિર્ધન થશો, કુસંપથી દુઃખી થશો;
કુસંપથી કાળા થશો, કુસંપીઓ તો બહુ મરે,
તજી મત મતાંતર જૈનીઓ સંપો અરે સંપો અરે. ૬

કુસંપથી રાજા વળી બેઠા નહિ હેઠા કદી,
કુસંપથી માર્યા ગયા સુખી રહ્યા નહિ એ કદી;
કુસંપથી કુળને હણ્યું પાંડવે કૌરવનું ખરે,
તજી મત મતાંતર જૈનીઓ સંપો અરે સંપો અરે. ૭

કુસંપથી ઘર નહિ સુખી પીતા ચહે નહિ પુત્રને,
કુસંપથી બંધુ લડે, ચિંતા ઘણી ઘર સૂત્રને;
કુસંપથી વિદ્યા ઘટે કુસંપથી સજ્જન ડરે,
તજી મત મતાંતર જૈનીઓ સંપો અરે સંપો અરે. ૮

વળી સંપથી કલ્યાણ કરશો ધર્મનુંજ બધું તમે,
કુસંપ રૂપી કાળને નહિ ગ્રહણ કરસો કો સમે;
વદે સુર ઇંદુ સત્યથી તમે માનજો સાચું ખરે,
તજી મત મતાંતર જૈનીઓ સંપો અરે સંપો અરે. ૯

## હરિગીત છંદ.

શુભ ગામ ચોટીલા મધ્યે આવી રહ્યા આનંદથી,
શ્રદ્ધા ભર્યા શ્રાવક ઘણાં સોહી રહ્યા સાનંદથી;
નીજ ધર્મ પર બહુ પ્રેમથી ભક્તિ ભરી દ્રષ્ટિ કરે,
અણગારની સેવા તણાં સહુ જીવનમાં વ્રત ઉચ્ચરે. ૧

સુર્ય[૧] નીધિ[૯] ગ્રહ[૯] ભૂત[૫] વર્ષે ભવ્ય ચાતુર્માસમાં,
સદ્ગુરૂ સાથે ભાવથી આવી વશ્યા આ ધામમાં;
અમૃત ભરી વાણી ઝરે ગુરૂ માણેકના શ્રી મુખથી,
આનંદની છોળો છળે ને ધર્મની પ્રગતિ થતી. ૨

એવા મધુરા સુખદ સમયે આ ગ્રંથની રચના કરી,
પવિત્ર સામાયિક તણા ગુણગ્રામની ઝાંખી ભરી;
ઝીલજો અપનાવજો આ ગ્રંથને સૌ વહાલથી,
સત્કારજો ને ધારજો એ ભાવના (મુનિ) શીવલાલની. ૩

## દોહરા.

સદા સાસ્વતા પદ વિષે, રહે અવિચળ સિદ્ધ,
તેમજ સામાયિક સાર, રહો સદા પ્રસિદ્ધ. ૧
જબલગ મેરૂ અડગ રહે, રહે ચંદ્ર ઔર સૂર;
તબ લગ એ પુસ્તિકા, રહે ગુણે ભરપુર. ૨

---

# શુદ્ધિ પત્ર

| પૃષ્ઠ | પંકિત | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૯ | दंसंण | दंसण |
| ,, | ૧૮ | णिच्चं | णिच्चं |
| ૬ | ૧૩ | પલ્યોયમ | પલ્યોપમ |
| ,, | ,, | ,, | ,, |
| ,, | ૧૫ | प्रतिबेधनेन | प्रतिबेधनेन |
| ૧૦ | ૭ | ઇચ્છનારાએ | ઇચ્છિનારાએ |
| ૧૧ | ૪ | આવયક | આવસ્યક |
| ૧૬ | ૧૪ | અવ્યા | આવ્યા |
| ,, | ૧૮ | વારવાર | વારંવાર |
| ૧૮ | ૩ | પોતના | પોતાના |
| ૨૮ | ૫ | મહરથી | મહારથી |
| ,, | ૨૧ | मादवम् | मार्दवम् |
| ૩૦ | ૧૬ | પડીકમી | પડીક્કમી |
| ૩૭ | ૧૮ | આશીત | આશી |
| ૩૯ | ૧૬ | धर्मण | धर्मेण |
| ,, | ૧૮ | સધન | સાધન |
| ૪૬ | ૧૭ | સમયેલું | સમાયેલું |
| ૪૯ | ૨ | ઉપાશ્રયમ | ઉપાશ્રયમાં |
| ,, | ૧૩ | નીચે | નીચે |
| ૫૦ | ૫ | પરિપિડિત | પરિપિંડિત |

| | | | |
|---|---|---|---|
| ,, | ૧૨ | ચોલ પટ્ટાને | ચોલપટ્ટાને |
| ,, | ૨૧ | માછલાની | માછલાંની |
| ૫૧ | ૧૮ | બધાય | બંધાય |
| ૫૨ | ૧૪ | કપટ | કપટ, |
| ૫૪ | ૩ | વદન | વંદન |
| ૫૭ | ૬ | સાદુણું | સાદૃણું |
| ૭૩ | ૯ | દ્રાષ્ટ | દ્રષ્ટિ |
| ૭૮ | ૧૬ | પદ્મપ્રભુ | પદ્મપ્રભ |
| ,, | ૧૮ | ચંદ્રપ્રભુ | ચંદ્રપ્રભ |
| ૮૫ | ૧ | ગુજરાતા | ગુજરાતી |
| ૧૦૨ | ૨ | કયા | કાયા |
| ૧૦૩ | ૧૦ | વધિ | વિધિ |
| ૧૦૬ | ૧ | વોંપરી | સર્વોપરી |
| ,, | ૧૫ | આકમિક | આકસ્મિક |
| ૧૦૭ | ૨ | મટે | માટે |
| ૧૦૮ | ૫ | સંભળ | સંભાળ |
| ૧૧૦ | ૩ | લને | મેલને |
| ૧૧૧ | ૩ | मारणतिय | मारणन्तिय |
| ૧૧૩ | ૨ | પ્રમણે | પ્રમાણે |
| ૧૧૯ | ૧૩ | લોભ | લોભને |
| ૧૨૧ | ૪ | ત્રિદેષનો | ત્રિદોષનો |
| ૧૨૩ | ૧૩ | चतुर्विशति | चतुर्विंशति |
| ૧૨૫ | ૧૨ | बिदुः | विदुः |

| | | | |
|---|---|---|---|
| ૧૨૮ | ૩ | विनिठ्ठवइ | विनिठ्ठवइ |
| ,, | ૫ | કર્મના | કર્મનો |
| ૧૩૧ | ૧૨ | નોરને | નોકરને |
| ૧૩૨ | ૬ | વિહ્વળ | વિહ્વલ |
| ,, | ૧૩ | જેમાં | જેનાં |
| ૧૩૫ | ૨૦ | करे | करै |

## આ પુસ્તક મળવાના ઠેકાણાં:—

૧. શેઠ રાયચંદ ઠાકરશી
ચોટીલા (કાઠીયાવાડ)

૨. શાહ જગજીવન હીરાચંદ
કાલુપુર, ચોખા બજાર—**અમદાવાદ.**

૩. કોઠારી ત્રંબકલાલ ગુલાબચંદ
ભડકવા ( ચુડા થઇને ]



અમૃત વિજય પ્રિ. પ્રેસ, માણેકચોક—અમદાવાદ